



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૧ જ્યેષ્ઠ [ અંક ૧ લો

# શ્રીઆનંદાશ્રમપત્રના ચતુર્દશ વર્ષમાં પ્રવેશપ્રસંગે મંગલાચરણ

[ લેખક: શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

જય નાથ ! જય મહેશ્વર !

શ્રીઆનંદાશ્રમપત્ર આજ એના ચૌદમા વર્ષમા પ્રવેશ કરે છે તે શુભ પ્રસંગના મંગલાચરણમા અમે આપ ભગવાનના ચરણકમળમાં સાદર પ્રણિપાત કરીએ છીએ

હે વિશ્વેશ્વર ! વિશ્વમાં ચિરંતન શાંતિ સ્થપાય એવો વિશ્વની મુખ્ય મનાતી જનતાઓનો અશાંતિના કપરા અનુભવને પરિણામે આજ મુખ્ય મનોગ્રહ છે તથા તે દિશામા તેમની બુદ્ધિબળને અનુસરીને પ્રયાસનો પણ આદર થઇ ચૂક્યો છે

હે વિશ્વપિતા ! આ એમનો મનોગ્રહ વિશ્વના કલ્યાણની કામનાથી ઉદ્‌ભવેલો હોઇને પ્રશસ્તકોટિનો છે.

પણ, હે વિશ્વભાવન ! વિશ્વનું ભાવન કરનારા આપ ભગવાનના શાંતિનિકેતન ચરણકમલના દર્શનથી ભિન્ન અન્ય કયો માર્ગ હોઈ શકે એમ છે કે જે માર્ગના પ્રયત્નનો આશ્રય કરીને વિશ્વની જનતાઓ શાંતિનો લાભ સંપાદન કરી શકે ? કોઇજ નહિ

હે માયાનિકેતન ! આજ વિશ્વની મુખ્ય મનાતી જનતાઓનું માનસ જોતાં વિશ્વની શાંતિના લાભમાટે આપ ભગવાનના ચરણકમલના દર્શનનો માર્ગ તો તેમને પોતે માનેલી શાંતિની સિદ્ધિમાં કાર્યસાધક જણાતો નથી.

એમને મતે તો, હે વિશ્વને ભ્રમણ કરાવનારા! વિજ્ઞાનશાસ્ત્રના સહાયવડે દૈહિક વિવિધ સુખ સગવડની સંપત્તિ કરી તેનો નિર્વિઘ્ન ભોગ કરવો અને તેમાં વિઘ્ન ઉપજાવનારાઓને બળવડે કે કળવડે નિયમમાં વર્તાવવાં એજ શાંતિનું મુખ્ય સ્વરૂપ હોય એમ જણાય છે.

શાંતિનું આ સ્વરૂપ જો કે નિષિદ્ધ નથી. વિહિત છે. પણ ખરી શાંતિનું તથા ખરી શાંતિના નિર્વાહનું એ મુખ્ય સ્વરૂપ નથી.

તત્ત્વના જ્ઞાનનો ઉપદેશ કરનારા હે સદ્‌ગુરુદેવ! વિશ્વ ઉત્પન્ન થઇને ઉપસ્થિત થનારું હોવાથી સંતત સનાતન કોટિનું નથી.

જે કંઇ સંતત સનાતન કોટિનું ન હોય તે ખરું ન હોય, અને જે કંઈ ખરું ન હોય તે કદાપિ ઉપસ્થિત થયેલું જણાય તો જે કોઇ ખરું હોય તેણે માયાવડે તેને ઉત્પન્ન કરીને ઉપસ્થિત કરેલું હોય આ સિદ્ધ કરેલો નિર્ણય છે.

આ નિર્ણયને અનુસરી જોતાં આ વિશ્વ ખરું નથી છતાં ઉપસ્થિત જણાય છે તેથી જે કોઇ ખરું છે તેણે તેને માયાવડે ઉત્પન્ન કરીને ઉપસ્થિત કરેલું છે એ નિશ્ચય ઉપરજ આવવું પડે છે.

અને હે સનાતન દેવ! આપ ભગવાન્‌થી ભિન્ન બીજું કોણ છે કે જે ખરું હોય! કોઇજ નહિ.

તેથી આપ ભગવાને જ આ વિશ્વને માયાવડે ઉત્પન્ન કરીને ઉપસ્થિત કરેલું છે એજ નિર્ધાર છે.

અને એમ હોવાથી વિશ્વમાં શાંતિ તથા અશાંતિને સંપાદન કરવાના માર્ગોનું પ્રતિપાદન પણ આપ ભગવાને શાસ્ત્રોદ્વારા પ્રવર્તાવેલું જ છે.

આપ ભગવાન્‌ના જે ચરણકમલમાંથી માયાવડે આ વિશ્વની ઉત્પત્તિ થયેલી છે તે ચરણકમલનાં સ્પષ્ટ દર્શનથી જ તે ચરણકમલમાં જણાતું વિશ્વ અદર્શનભાવને પામે એ પ્રસિદ્ધ નિયમ છે.

વિશ્વના ઉદય સાથે જ અશાંતિનો ઉદય છે અને વિશ્વના વિલયસાથેજ અશાંતિનો વિલય છે આ પણ વસ્તુના સ્વરૂપ સ્વભાવને જાણનારા આપ ભગવાન્‌થી અભિન્ન મહાપુરુષોનો સિદ્ધ કરેલો નિશ્ચય છે.

એમ હોવાથી ખરી શાંતિનો લાભ તો આપ ભગવાન્‌ના ચરણકમલનાં દર્શનથીજ સાંપડે એમ છે.

પણ વિશ્વમાં અનુભવાતી અશાંતિની અપેક્ષાએ કહેવાતી વિશ્વગત શાંતિ પણ આપ ભગવાન્‌ના ચરણકમલને પામવાના આચારવિચારના માર્ગનું અનુશીલન કરવાથી સાંપડે છે એમ પણ આપ ભગવાન્‌ના અનુગ્રહને પાત્ર પૂર્વ પુરુષોએ પ્રકટ કરેલો સિદ્ધ નિશ્ચય છે.

એમ હોવાથી વિશ્વની જનતાઓમાં ખરી શાંતિનું સ્થાપન કરવા મુખ્ય મનાતી જનતાઓનો જો ખરો જ મનોગ્રહ હોય તો જે રીતે જનતાઓ આપ ભગવાન્‌ના ચરણકમલનાં દર્શનનો લાભ સંપાદન કરવાના આચારવિચારરૂપ માર્ગપર ગમન કરતી થાય તે રીતની યોજના તેમણે કરવી જોઇએ એ અગત્યનું છે.

તેથી એવી યોજના કરવા પ્રતિ એમનું માનસ વળે એમ થવા, હે સર્વના અંતર્યામિન્! આપ ભગવાન્‌ને અમે સવિનય વિનવીએ છીએ.

દૈહિક સુખસગવડ-પણ સર્વે જનતાઓને સર્વ સમયે સરખાં જોઇએ તથા તેથી દૈહિક સુખસગવડના આચારવિચાર પણ પ્રત્યેક જનતાસમાન વા એકસરખા હોવા જોઇએ

એમ પણ 'આજ જનતાનો મોટો ભાગ માનતી થઈ છે તે પણ હે વિશ્વનિયામક! વિશ્વના નિયમનું પૂરું અવલોકન ન કરવાનું પરિણામ છે એમ વિશ્વમાં પ્રવર્તતા નિયમોનું યથાવત્ અવલોકન કરનારા પૂર્વ પુરુષોનો મત જોતાં જણાય છે

વર્ણ અને આશ્રમના વિભાગવાળુ જીવન જ આપ ભગવાનના ચરણકમલના દર્શનને સાંપડવાનો ખરો માર્ગ છે એવો શાસ્ત્રોનો સિદ્ધાંત અવગણનાને પાત્ર નથી

વિશ્વમાં ઉંચામાં ઉંચુ જીવન વર્ણાશ્રમના વિભાગવાળુ જીવન છે એમ પૂર્વ પુરુષોનું કહેવું છે અને દીર્ઘસમય પર્યંતના અનુભવથી ખરું પુરવાર થયેલું છે

વિશ્વમાં આજનું જીવન એ જીવનને અનુકૂલ નથી એટલું નહિ પણ એ જીવનમાં ક્વચિત્ વિઘ્ન કરનારું થાય છે

હે વિશ્વાધ્યક્ષ! જીવોને જે કાંઇ અનુકૂલ પ્રતિકૂલ થાય છે તે તેમનાં કર્મોના પરિપાક પ્રમાણે થાય છે.

હે વિશ્વપિતા! દૈહિક સુખસગવડમા થતી પ્રતિકૂલતામાટે આપ ભગવાનના સહાયની યાચના ન કરવાનું ધૈર્ય રાખી રહીએ એ યોગ્ય છે.

પણ, હે ધર્માધ્યક્ષ! વર્ણાશ્રમવિભાગ પ્રમાણેની વ્યવસ્થાવાળુ જીવન જીવવામાં થતી પ્રતિકૂલતાની નિવૃત્તિમાટે અમારા અસામર્થ્યના કારણે આપ ભગવાનના સહાયની યાચના કરવામાં અમે અયોગ્ય દીનતા કરીએ છીએ એમ અમે માની શકતા નથી.

હે વિશ્વવ્યવસ્થાપક! અમારો અધિકાર આપ ભગવાનની દૃષ્ટિમા નિકૃષ્ટ જણાતો હોય તો અમારા પૂર્વજ માતાપિતાઓના અધિકાર સામું જોઈ અમે અમારાં પૂર્વજ માતાપિતાઓની પ્રજા રહી શકીએ એટલા પૂરતી તો કાંઈક અનુકૂળ વ્યવસ્થા આ વિશ્વમાં પ્રવર્તાવવાની અવશ્ય કૃપા કરજો આવા ધર્મનો ઉપદેશ કરનારા આપ આચાર્યપ્રવર શ્રીમન્નાથભગવાનના ચરણારવિંદમા આ પ્રસંગે દીનભાવે પ્રાર્થના કરીએ છીએ.

——[*]——

## શ્રીનાથવચનામૃત

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન]

જે જિજ્ઞાસુઓ પોતાનું મન પરમાત્માભિમુખ રાખે છે તેમને પરમાત્મા સત્યાસત્યનું સ્ફુરણ કરાવે છે

જો જીવ નિરભિમાનપણે કર્મ કરે તો તેની જવાબદારી ન રહે, પણ આત્મજ્ઞાનવિના મનુષ્ય નિરભિમાનપણું પ્રાપ્ત કરી શકતો નથી

જીવ ને કર્મ અનાદિ છે જીવના અંતઃકરણમાં પડેલા સંસ્કારો જ્યારે જાગ્રત્ થાય છે ત્યારે જે સંસ્કાર જાગ્રત્ થયો હોય તે સંસ્કારાનુસાર જીવ અભિમાનપૂર્વક કોઇપણ કર્મમાં પ્રવૃત્તિ કરે છે, અને શ્રીઈશ્વર તેને તે પ્રવૃત્તિમાં જોઈતી અનુકૂલતા કરી આપે છે

જો સંસ્કારનિરપેક્ષ ઈશ્વર પ્રેરક થાય તો તેમનામાં વિષમતાનો ને ક્રૂરતાનો દોષ આવે, ને જીવના ઉપર કર્મની જવાબદારી ન રહે શુભાશુભપણાનો વિચાર કરવામાં ને કર્તાપણાનું અભિમાન તથા ફલની ઈચ્છાનો ત્યાગ કરીને

કર્મ કરવામાં જીવ ઘણે અંશે સ્વતંત્ર છે, એટલે તેટલે અંશે તેની કર્મમાં સ્વતંત્રતા છે.

અંતઃકરણની જાગૃતિ વધારી, પુણ્યકર્મમાં આદર રાખી, દૃશ્ય અસત્, તુચ્છ ને દુઃખદ છે એ ભાવનાને ઉત્તરોત્તર પરિપક્વ કરતા રહી, તથા તમારા આત્મા ને મનને અન્ય દૃશ્યથી સંગરહિત રાખી, જો આત્મવિચાર ને આત્મધ્યાન ચાલુ રાખશો, તો તમારા મનની શુદ્ધિમાં, સૂક્ષ્મતામાં, શાંતિમાં ને સુખાનુભવમાં વધારો થશે.

પરમાત્માનો મહિમા સમજી તમે તમારા મનને પરમાત્માભિમુખ રાખવા પ્રયત્નશીલ રહેશો, ને દોષદર્શનવડે જગત્પરના મોહને શિથિલ કરતા રહેશો.

નિર્ગુણબ્રહ્મનું ભાન સર્વ બ્રહ્મજ્ઞાનીને સમાન જ થાય. સગુણબ્રહ્મની પ્રતીતિ ઉપાસકોને તેમની ભાવના પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે.

જે કાલે ઊંઘ ન આવતી હોય, મનોરાજ્યો વા વિચારો ન થતા હોય, બહારના પદાર્થોને આકારે અંતઃકરણ ને ઇંદ્રિયો ન થતાં હોય, અને ઇંદ્રિયો તથા મનોબુદ્ધિ ચેષ્ટારહિત થયાં હોય તે કાલે જે અનુભવ થાય તે બ્રહ્મ છે.

પોતાના સચ્ચિદાનંદસ્વભાવવાળા બ્રહ્મથી ભિન્ન અહીં કાંઈ પણ નથી એમ અનુભવી મૌનપણે રહેવું એ બ્રહ્મમાં અભેદ છે.

જેઓ એકજ અદ્વિતીય બ્રહ્મને અનુભવે છે તેમની દૃષ્ટિએ દ્વૈત ન હોવાથી માયા ને તેમાં બ્રહ્મનું પ્રતિબિંબ વા આભાસ માનવાની અગત્ય રહેતી નથી. જેઓને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો નથી તેમને ઈશ્વર, જીવ ને જગત્નું સ્વરૂપ સમજાવવામાટે બિંબપ્રતિબિંબવાદની ને આભાસવાદની પ્રક્રિયા છે.

વિક્ષેપથી ને કષાયથી વા જડતાથી મનને મોકળું રાખી બ્રહ્મધ્યાન કરવું. નેત્રને બંધ રાખીને પણ બ્રહ્મધ્યાન થઈ શકે. બ્રહ્મવિચાર સર્વદા થઈ શકે એવું સુલભ સાધન છે.

આહ્નિકસૂત્રાવલિમાં ભોજનવિધિમાં ભોજનવેલા ઉત્તરભણી મુખ રાખવાથી ઋણ વધે છે એવું કથન મનુસ્મૃતિમાંથી લીધું છે તે ખોટું છે. ત્યાં બીજા અધ્યાયનો બાવનમો શ્લોક આ પ્રમાણે છે.—

"आयुष्यं प्राङ्मुखो भुंक्ते यशस्यं दक्षिणामुखः ।
श्रियं प्रत्यङ्मुखो भुंक्ते ऋतं भुंक्ते ह्युदंमुखः ॥" પર

આયુષ્યની કામનાવાળો પૂર્વભણી મુખ રાખીને જમે છે, યશની ઇચ્છાવાળો દક્ષિણભણી મુખ રાખીને જમે છે, લક્ષ્મીની ઇચ્છાવાળો પશ્ચિમભણી મુખ રાખીને જમે છે, અને સત્યની કામનાવાળો ઉત્તરભણી મુખ રાખીને જમે છે.

ચાર દિશાઓમાંની કોઇ પણ દિશામાં મુખ રાખીને જમવામાં વિરોધ નથી, માત્ર ચારખૂણાઓભણી મુખ રાખીને ન જમવું. દક્ષિણભણી યમની પુરી હોવાથી તેભણી મુખ રાખીને ન જમવું તે રૂઢીથી છે. (ચાલુ)

——[ * ]——

# "દેહાધ્યાસ ને તેની નિવૃત્તિનો ઉપાય"

[ લેખક—સોરાબજી ખરશેદજી ઉમરીગર ]

" દર ફ્કીરતાને મોહબ્બત, અબજદ અઝીમુદ રફ્તનીસ્ત "

"પરમ પ્રેમની પાઠશાળાના મૂળાક્ષરો દેહાધ્યાસની નિવૃત્તિ છે" મૂળાક્ષરનું યોગ્ય જ્ઞાન થયે-દૃઢ જ્ઞાન થયે તત્ત્વજ્ઞાનમા પ્રવેશ કરવો સરળ થાય છે. હું શરીર છુ, એમ કોઈ બોલતું નથી, પણ શરીર મારુ છે એમ બોલાય છે, એટલે શરીરથી ભિન્ન તેનો સ્વામી તેનાથી પૃથક્ છે, પણ તે કોણ છે એટલું જ સમજવાની જરૂર છે એ સમજાતાં દેહાધ્યાસ-દેહમા હુંપણાની બુદ્ધિ દૂર થાય.

અધ્યાસ કઈ રીતે થાય છે તેનો સૂક્ષ્મ વિચાર કરીએ, તો જેમાં અધ્યાસ થાય તેનું સામાન્યજ્ઞાન હોવું જોઈએ, ને તેની વિશેષતાનું અજ્ઞાન હોવુ જોઈએ. અધ્યાસના સમાન જાતના સંસ્કાર (ઇમ્પ્રેશન્સ) આપણા અંતઃકરણમાં હોવા જોઈએ એક કે વધારે ઈંદ્રિયમાં દોષ હોવો જોઈએ મનમા ભય-લોભ આદિ કંઈક વસ્તુ ગ્રહણ કરવાની યોગ્યતાની ખામી હોવી જોઈએ, અથવા જ્ઞાનના વિષયમાં અતિ દૂરતા કે સમીપતા, અતિ સ્થૂલતા કે સૂક્ષ્મતા વગેરે દોષો હોવા જોઇએ આ સામગ્રી જ્યાં હોય ત્યાંજ અધ્યાસ થવો સભવે છે આ સામગ્રીની સૂક્ષ્મ સમીક્ષા કરવામા આવે તો અધ્યાસ સ્વત જ અળપાઈ જાય. અંધકારને એક વખત પ્રકાશનું દર્શન કરવાની ઇચ્છા થઈ, ને તેને જોવા યત્ન કર્યો. પરિણામ સ્પષ્ટ છે કે તેનું અંધકારરૂપ વિલાઈ ગયું, ને તે પોતેજ પ્રકાશરૂપ થઇ ગયુ. દેહમાં સ્થાપેલા અધ્યાસની ઉપરોક્ત સામગ્રીનો સૂક્ષ્મ વિચાર કરાય તો તેજ દેહાધ્યાસ દૂર થઈ તેનેજ સ્થાને સ્વયપ્રકાશ આત્માજ સ્વસ્વરૂપે પ્રકાશે.

वखाराम मुझमें, मैं अब राममें हूं।
न एक हैं न दो है, सदा तुंहि तुंहि है ॥

જ્ઞાનરૂપ ને શુદ્ધરૂપ હું હોવાથી જડ ને મલિન દેહ એ હું હોઇ શકું નહિ. દેહનો ઉદ્ભવ, સ્થિતિ ને નાશનો વિચાર કરીએ તો ખરેખર ગ્લાનિજ થાય જીવ તેમાં રહેનાર છે, ને એક કલ્પિત ભાડુત છે એમ કહી શકાય તે એક શરીર છોડી પોતાની વાસના પ્રમાણે બીજો દેહ ધારણ કરે છે, ને એમ જન્મમરણનો પ્રવાહ ચાલ્યા કરે છે. વાસના એનું મૂળકારણ હોવાથી તેની નિવૃત્તિ થાય નહિ ત્યાસુધી તે પ્રવાહ નજ અટકે

વાસનાનો જન્મ રાગદ્વેષમાથી ને રાગદ્વેષની ઉત્પત્તિ અનુકૂલપ્રતિકૂલતાના જ્ઞાનથી થાય આ અનુકૂલ-પ્રતિકૂલ જ્ઞાનના મૂળમાં ભેદજ્ઞાનજ હોવુ જોઇએ, ને તેથી અભેદજ્ઞાનથી-આત્મજ્ઞાનથી તે ભેદજ્ઞાનનો નાશ વૈરાગ્યરૂપી દિવ્ય ખડ્ગથી કરવો જોઇએ. આમ થાય તોજ ઉપરોક્ત જન્મમરણનો અનાદિ પ્રવાહ અટકે

આત્માના વાસ્તવજ્ઞાનના પરિણામે ઉપરનો સમગ્ર સમુદાય વિલાતાં ક્ષણ પણ વિલબ થવા સભવ નથી અંધકારને દૂર થવાનું સૂર્યને પોતાના ઉદયકાળે કહેવું પડતુંજ નથી. તેજ પ્રમાણે વિવેક-વૈરાગ્યનો ઉદય ને તેને પરિણામે પ્રાપ્ત થયેલ આત્મજ્ઞાનને અજ્ઞાનને દૂર થવાનું કહેવાપણું રહેજ નહિ.

વળી સ્વપ્નકાળે કલ્પાએલા દેહ જેવોજ આ સ્થૂલ દેહ કલ્પિત હોવાથી તેમજ દેશકાળથી

પરિચ્છિન્ન હોવાથી તેમાં ગતિને પરિમિતતાનું સ્ફુરણ થાય છે ને તે પણ વિચાર કરતાં કલ્પિતજ લાગે છે.

હવે જો આપણે આત્માજ છીએ તો વિશ્વવ્યાપી ચિદાકાશથી આપણો અભેદ છે, ને એવો સ્વીકાર એ આકાશ કે જે પંચભૂતોમાંનું એક છે, તેના કરતાં પણ આપણે વધારે મહાન્ છીએ. આકાશ માયાના એક દેશમાં છે, ને માયા બ્રહ્મના આશ્રયે-બ્રહ્મમાં લય પામનાર છે આમ માયા ને માયાનાં કાર્યો જડ હોઈ મારામાંજ કલ્પિત છે.

મને જે જે વસ્તુ જણાય છે, તેનો આવિર્ભાવ-તિરોભાવ મારે લીધેજ છે એ એક સત્ય છે, ને તેના વિચારમાં સ્થિર થવાય તો અનાદિકાળથી ખોટી દિશામાં વહેતો પ્રવાહ ખસી જઈ તેને આત્મસ્વરૂપ પ્રતિ વાળવો એ સરળ થઈ જાય. શ્રુતિભગવતી તો ગર્જના કરીને કહે છે કે, દેહાદિ સમગ્ર પ્રપંચ આકાશકુસુમવત્ મિથ્યાજ છે. તમારા સ્વરૂપમાં તે નથીજ.

જ્યારે જ્યારે દેહાભિમાનને ઉદય પામવાનો પ્રસંગ પડે, ત્યારે ત્યારે સાવધાન થઈ કહો કે "દેહ જેવી કોઈ વાસ્તવ વસ્તુજ નથી, આમ કલ્પિત પંચીકરણજ છે". માયા ને માયાના પદાર્થની સ્મૃતિ કાળેજ તમારા વાસ્તવ હુંનું સ્ફુરણ થવું ઘટે અને આવા પ્રયત્નમાં પૂર્ણ સત્કારપૂર્વક મચ્યા રહો. અનેક જન્મથી સેવેલો આ દેહાધ્યાસ વારંવાર બુદ્ધિમાં આ રૂપ થવા પ્રયત્ન કરે ને તમારા થોડાઘણા પ્રયત્નને મચક ન પણ આપે, તોપણ તમારો આ સતત પ્રયત્ન વાસ્તવતા પર છે એટલે તેને પરિણામે નિવૃત્તથયેજ છૂટકો. તમારો પ્રયત્ન કદીપણ નિષ્ફળ જવાનોજ નહિ, ને એક વખતનો પ્રયત્ન પુનઃ અન્ય પ્રયત્ન કરવાનું વધારે ને વધારે બળ આપવાનોજ.

બધાં પાપોના મૂળમાં આ દેહાદિમાં હુંપણાની બુદ્ધિજ કારણરૂપ છે. પોતાને તેમાંથી હઠાવી, આત્મબુદ્ધિ સ્થાપવી એના જેવું ખરે કોઈજ અન્ય પુણ્ય નથી. આથી સજ્જનો! આપણા પ્રત્યેક વ્યવહારમાંથી આ દેહાધ્યાસને ઉડાડી દેવા સતત યત્નશીલ રહો. કોઈ તમને તમારા આરોગ્યમાટે પૂછે તે તરત "તમે નિર્વિકાર-નિર્મળ શુદ્ધ" આત્માજ છો ને દેહનો રોગ કે વ્યાધિ તમારામાં છેજ નહિ એમ અનુભવો, ને મનમાં કહો કે મારે દેહ સાથે શું સંબંધ? આ ભાઈ તો મને તેવા દેહવિષેજ માત્ર પૂછે છે. આવી હદસુધી આપણે આપણા નિર્વિકાર ને શુદ્ધ-સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ આત્મભાનમાંજ સદોદિત જાગ્રત્ રહેવું જોઈએ.

આવા વિચારમાં જો સતત આપણે રમણ કરીએ, તો કોઇ પણ જાતના રોગ, ભય, ચિંતા વગેરે દુઃખોના વિચાર તમને આવશે પણ નહિ. સ્વપ્નસૃષ્ટિ સ્વપ્ન સમજાયે તેનાં દુઃખો નિવૃત્ત કરવાનો કોઈ સમજુ માણસ યત્ન કરતો નથી, તેવીજ રીતે જાગ્રત્ સૃષ્ટિ અને તેને આશ્રયે રહેલ દેહાધ્યાસની કલ્પિતતા સિદ્ધ થયે સ્વસ્વરૂપરૂપ સૂર્યનો ઉદય થયે અજ્ઞાનાંધકાર તેજ કાળે વિલય પામશે.

આપ પ્રસન્ન થાઓ કે તમે ચૈતન્યરૂપ ને આનંદરૂપ આત્માજ છો. ને સમગ્ર વસ્તુજાત આપમાંજ કલ્પાએલ હોવાથી આપનાથી ભિન્ન નથી. આ આનંદરૂપ ત્રિકાલાબાધ્ય પરમાત્મસ્વરૂપજ આપ છો ને આ વેદાન્તના મહાસિદ્ધાંતમાંજ આપ પ્રતિક્ષણ રમમાણ કરી આ ક્ષણેજ ધન્યધન્ય થઈ જાઓ.

———[ * ]———

ॐ

# ब्रह्मनिष्ठ महात्माश्री एकनाथजीनुं जीवनवृत्तांत

[ સંપાદકઃ એક ભક્ત ]

( અનુસધાન ૧૨ મા અંકના પૃષ્ઠ ૧૦૦થી ચાલુ )

ભાનુદાસની શાખ જામી હતી, આથી તેમના અનેક જોડીદાર વેપારીઓ તેમના-પર દ્વેષ રાખતા હતા. મનુષ્યસ્વભાવજ કંઈક એવો છે કે પોતાના કરતાં બીજાનું વિશેષ સુખ તેનાથી સહન થતું નથી. કાપડના વેપારીઓ પોતપોતાના ઘોડાઓઉપર કાપડ લાદીને આસપાસનાં ગામમાં બજારને દિવસે વેચાણ કરવા જતા હતા એક દિવસ બધા વેપારીઓ બજારના કામમાથી પરવારી સૂર્યાસ્ત વખતે એક ધર્મશાળામાં આવીને ઊતર્યા. એમાં ભાનુદાસ પણ સાથે હતા. મધ્યરાત્રિનો સમય હતો. કોઇ સ્થળેથી મૃદંગનો મીઠો અવાજ આવ્યો. ભાનુદાસનું મન ત્યાં ખેંચાયુ, ને હરિકીર્તન ક્યાં થઈ રહ્યુ છે તેની તપાસ કરવા વિચાર કર્યો, ને પોતાના ઘોડા તથા માલનું ધ્યાન રાખવાનું બીજા વેપારીઓને કહીને આનંદપૂર્વક પોતે હરિકીર્તન સાભળવા નીકળી પડ્યા આ તરફ તેઓ ભજનમંડળીમાં આવી ભજનાનંદમાં મસ્ત બન્યા છે. ત્યારે ઊતારામાં તેના સાથીદાર ઈર્ષાળુ વેપારીઓએ પાછળથી તેમના ઘોડા છોડી મૂક્યા, ને કાપડની ગાસડીઓ એક ખાઈમાં નાંખી દીધી, ને જાણે કાંઈ જાણતાજ નથી એમ પાછા ઊતારામાં આવીને સૂઈ રહ્યા! આ જોઈ દ્વેષીઓની દુષ્ટતા ?

પરમકૃપાળુ પરમાત્માને પોતાના ભક્તનો દ્વેષ કરનારાની દુષ્ટતા અસહ્ય થઈ પડી, તેથી તેઓશ્રીએ આ સતદ્વેષી વેપારીઓની આંખો ઉઘાડવા માયા રચી લગભગ રાતના બે વાગે ચોરોનું એક ટોળું ધર્મશાળામાં દાખલ થયુ, ને તેમણે એ વેપારીઓને ખૂબ માર માર્યો, પછી તેમના ઘોડાઓ ને બધો માલ લૂટી ગયા, અને અદેખાઓની આંખમાં ધૂળ પડી!

ભાનુદાસ જેવા સાધુ પુરુષની સાથે અમે આવી દુષ્ટતા કરી, એ વાતનું કેટલાક વેપારીઓને ઘણું દુઃખ થયું, અને તેઓ ભાનુદાસ જલદી આવે તો સારુ એમ વિચારી તેની રાહ જોવા લાગ્યા. હરિકીર્તન પૂરું થયું એટલે ભાનુદાસ ત્યાંથી પાછા ઊતારે આવવા પાછા ફર્યા ત્યારે રસ્તામા એક બ્રાહ્મણ તેમના ઘોડાની લગામ પકડીને ઉભેલો મળ્યો, ભાનુદાસે તેની પાસેથી પોતાનો ઘોડો સભાળી લઈ ધર્મશાળામાં પહોચ્યા. રાત્રે બનેલા બનાવની બધી હકીકતની તેમને ખબર પડી. કેટલાકે ભાનુદાસના કાપડની ગાંસડી લાવી દીધી, અને પોતાના અપરાધની માફી માગી. ભાનુદાસનો ઘોડો તેમને પાછો મળ્યો, બધો માલ પણ સહીસલામત મળી ગયો, ચોરોના મારથી બચી ગયા, અને આખી રાત હરિકીર્તનનો આનંદ માણ્યો. તેમની ઈર્ષ્યા કરનારાઓના ઘોડા ને બધો માલ ગયો ને ઉપરાંત નફામાં માર પડ્યો! એ વાતનો ભાનુદાસ વિચાર કરતા હતા. તેમને જણાયું કે સ્વયં ભક્તવત્સલ પ્રભુએજ મારી રક્ષા કરી, અને મારા ઘોડાની લગામ જેમણે મારા હાથમાં આપી તે બ્રાહ્મણ વેશધારી વિઠ્ઠલ પ્રભુ પોતેજ હતા. આમ વિચારતાં તો તેમનું હૃદય પીગળી ગયું, રોમાંચ ખડાં થયાં, હૃદય હર્ષાવેશમાં ભરાઇ આવ્યુ! દામાજી પતને માટે ભગવાન વિઠ્ઠલ મહાર-ભંગીનો વેશ ધારણ કરનાર પ્રભુ ભાનુદાસ માટે એક પહોર અશ્વપાલ બન્યા! ભક્તવત્સલ એ પ્રભુનો મહિમા અગાધ છે! પરંતુ જે કારણથી બીજાઓને ઈર્ષ્યા થઈ અને મારા માટે પ્રભુને કષ્ટ

વેઠવું પડવું માટે આ વેપારજ ન જોઈએ એમ ભાનુદાસે નિશ્ચય કર્યો. પછી તેમણે પોતાનું બધું કાપડ તે વેપારીઓને વ્હેંચી દીધું અને પોતે નિશ્ચિંત થયા.

ભાનુદાસ સદાને માટે વેપારની પ્રવૃત્તિ છોડી, અહંતામમતાથી મુક્ત થઈ રાતદિવસ એ પ્રભુનાજ સ્મરણચિંતનમાં રહેવા લાગ્યા.

શ્રીમહિપતિ બુવા હરિકીર્તનકારે પોતાની પ્રેમભરી વાણીથી ભક્તરાજ ભાનુદાસના જીવનક્રમને નીચે પ્રમાણે વર્ણવ્યો છે:—

"તેમને કોઈ સાંસારિક સુખમાટે કોઈના ઓશિયાળા થવું પડવું ન હોતું. પ્રપંચ–ગૃહસ્થાશ્રમની તેમની બધી ચિંતાઓ ટળી ગઈ હતી. સ્ત્રીપુત્રાદિ સાથે પોતે રહેતા છતાંયે તેઓ ઉદાસીન વૃત્તિવાળા હતા. તેઓ આષાઢી અને કાર્તિકી એકાદશીને પ્રસંગે પંઢરપુરની યાત્રા કરતા હતા, અને ત્યાં રેતાળ મેદાનમાં પ્રેમથી ભગવદ્ભજન કરતા કરતા તલ્લીન થઈ જતા હતા. વિવિધ પ્રકારની કવિત્વકળાથી ભગવાન્ ઘનશ્યામનાં રૂપ અને ગુણોનું ધ્યાન ધરતા હતા. હૃદયમાં જે ભગવત્પ્રેમ હતો, તે જ કંઠમાંથી કીર્તન-રૂપે બહાર નીકળતો હતો. તેમની વાણી સાંભળીને દુષ્ટ અને મૂર્ખ લોકો પણ પ્રેમથી મુગ્ધ થઈ જતા હતા. તેમને પણ હમેશાં તેમના મુખેથી ભગવાનનાં ગુણગાન સાંભળવાની ઇચ્છા રહ્યા કરતી હતી. ભાનુદાસ "यदृच्छालाभसंतुष्टः" (જે વખતે જે આવી મળ્યું તેનાથી સંતોષ માનનારા) હતા. કદિ કોઇની પાસે કંઇ માગતા ન હોતા. જે અન્નવસ્ત્ર મળતાં તેનાવડેજ આનંદપૂર્વક નિર્વાહ કરતા હતા. પોતાનું કે પારકાનું એવો ભાવ પણ તેમનામાં રહ્યો ન હોતો. સર્વત્ર તેઓ એકજ ભાવ અનુભવતા હતા, તેમના ચિત્તમાં કોઈ વિકલ્પજ ન હોતો.

ભાનુદાસ આવા પરમભક્ત થયા. ભક્તિના આનંદમાં તેમના મુખમાંથી અનેક અભંગ નીકળ્યા હતા. આ અભંગ તેમના શુદ્ધ પ્રેમનું દર્પણ છે. તેમના આવા સો અભંગ આજે પણ મળે છે. તેમાંથી થોડાકનો ભાવાર્થ આ નીચે આપીએ છીએ:—

"આ કાનોવડે તારું નામ અને ગુણ સાંભળીશ. આ પગોવડે તીર્થોનેજ માર્ગે ચાલીશ. આ નાશવંત દેહ બીજા ક્યા કામમાં આવશે? ભગવન્! મને એવી પ્રેમભક્તિ આપો કે મુખથી તમારુંજ નામ અખંડરૂપે લેતો રહું. પેટને માટે હું કોઇ પણ નકામો ધંધો નહિ કરૂં. સૌ પ્રાણીઓમાં હે રામ! હું તમનેજ જોઉં, અને તમારા પ્રસાદથી સંતોષ પામું. હે દેવ! આ ભાનુદાસ સેવક બીજું કંઇ આપની પાસે યાચતો નથી. વૈકુંઠ-લોકમાં અમને શી વાતની ખોટ છે?"

"એકાંતે રામધ્યાનનું અનુષ્ઠાન કરવું તેમાંજ મનને દૃઢ કરીને એકત્વ ભાવનાથી તન્મય થવું એથી વિશેષ સાધન બીજું કોઇ નથી. પરદ્રવ્ય અને પરસ્ત્રીને અસ્પૃશ્ય માનવાં, એનાથી વિશેષ નિર્મળ બીજું કોઈ તપ નથી. ભાનુદાસ કહે છે કે આ કલિયુગમાં રામનામ એજ ભવસાગર તરવાનો સરળ ઉપાય છે."

વિશ્રાંતિનું પરમસ્થાન વિઠ્ઠલવિધાનજ જો મળી ગયા તેથી હવે ઉન્મની સમાધિ યાદ આવતી નથી; વિઠ્ઠલ ભગવાનને જોવાથીજ મનમાં આનંદ આનંદ થઈ જાય છે. આજ ભગવાન્ પરમાનંદ છે, આનંદકંદ છે. મનમાં ભગવાનનું રૂપ એવું આવીને બેસી ગયું છે કે જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ કોઇ પણ અવસ્થા યાદ આવતી નથી."

"જે અનાદિ પરબ્રહ્મ નિજધામ છે તે જ આ ઉભી રહેલી ઘનશ્યામ મૂર્તિ છે. જેને જોઇને શ્રુતિ (વેદ) 'નેતિ નેતિ' કહીને પાછી ફરે છે તે પરબ્રહ્મ મૂર્તિ આ ઈંટ ઉપર છે. જ્ઞાનીઓનું જે જ્ઞાન છે, મુનિજનોનું જે ધ્યાન છે, તેજ આ ઈંટ ઉપરના પરબ્રહ્મ છે. પુંડલીકના તપથી આ ચીજ મળી છે ભાનુદાસ એજ માગે છે કે હે ભગવન્! મને એજ વરદાન આપો કે હું તમારી સેવા કરું"

"હૃદયને દૃઢ કરીને હું આવ્યો ત્યારે સંતસાધુ સ્વામીજી મળી ગયા, અને જન્મ-મરણનું બંધન તૂટી ગયું. જે ઇચ્છા કરી તે મળ્યું હું ધન્ય થયો, કૃતકૃત્ય થયો હવે યનારા બધાજ-જન્મ તમારી સેવાને માટે થાઓ." (ચાલુ)

——[*]——

## विवेकविचार

દોહરા

(લેખકઃ શ્રી માણિક્યવર્મા)

સ્થૂળ સૂક્ષ્મ ભોગો વિષે, રમણ કરે જન જેહ;
તત્ત્વ સ્મરણ નવ કરી શકે, પાર ન પામે એહ. ૩૧
માટે વિરાગ દૃઢ કરો, દોષ વિષયના જોઈ,
દુઃખે કરી પણ હાંકજો, અવળા મનને રોઈ. ૩૨
વ્યવહારે રોકાય, ને ભૂલાય સ્વરૂપ તો;
અકળામાં તું જરાય, સ્વરૂપ ચાલ્યું નથી જતું ૩૩
છોડ ન નિજરૂપ સ્મરણને, છોડ ન વિષય વિરાગ;
છોડ ન તું સમભાવને, તો બુઝાશે આગ ૩૪
છોડ ન ભવમિથ્યાત્વને, છોડ ન સહજસ્વભાવ,
છોડ ન પરમ ગંભીરતા, છોડ ન ગુરુપદ નાવ ૩૫
સુખરૂપ તે દુઃખરૂપ બહુ, દુઃખરૂપ તે સુખરૂપ,
વિચારતાં તું જાણશે, તો ટળશે ભવકૂપ ૩૬
સ્વરૂપ સ્મરણ જો જાય તો, આવી ઊભે દુઃખ;
માટે વિસર ન સ્વરૂપને, ઇચ્છ સદાય જો સુખ ૩૭
વળે પાછી જો વૃત્તિ તો, સુખ સુખ સુખ ઉભરાય;
નિજાનંદનો નિધિ અહીં, તે તારે વશ થાય. ૩૮
લખવું શું ઝાઝું અહીં, સઘળું તારે હાથ;
લેવા ધારે લઈ શકે, કરે કૃપા જો નાથ. ૩૯
એકજ ગુરુની શાન, આત્મ થઇને તું રહે;
મૂકી માન ગુમાન, શીતળ શાંત સદા રહે. ૪૦
જ્ઞાની ને અજ્ઞાનીમાં, શો છે ફેર વિચાર;
નિર્વિકાર જ્ઞાની રહે, અજ્ઞાની સવિકાર. ૪૧

સ્થૂળાકાર થયા કરે, જે મન વારંવાર;
અંતે તેવું પામશે, સંશય લ્યો ન લગાર. ૪૨
સમજુ નર સમજે ખરા, પાળે વિરલા સંત;
પાળે બેડા પાર છે, નહિ તો નહિ ભવઅંત. ૪૩
વારંવાર સંસાર, મિથ્યા ધારો મનથકી;
રહીને બ્રહ્માકાર, સુખસાગરમાં ઝીલજો. ૪૪
આ મિથ્યા આભાસ, સ્ત્રીપુત્રાદિક સર્વે છે;
તો ક્યમ પામે ત્રાસ? સઘળાં તારાં રૂપ છે. ૪૫
દૃશ્યતણો રચનાર, તું પોતે તું ઈશ છે;
છે વિધવિધ આકાર, તારી ઈચ્છાના બધા. ૪૬
સ્વપ્નતણું જ્યમ દૃશ્ય, દ્રષ્ટાથી જુદું નથી;
ત્યમ જાગ્રતનું દૃશ્ય, તું દ્રષ્ટાથી ભિન્ન નહિ. ૪૭
પડછાયાને પેખી, ત્રાસે બાળક અજ્ઞ જ્યમ;
તારી છાયા દેખી, દૃશ્ય બધું તું ત્રાસમાં. ૪૮
ત્રણ દેહ મિથ્યા સહી, મિથ્યા આ સંસાર;
અભ્યાસે અનુભવ કરી, ઉતરી જા ભવપાર. ૪૯
તળીઉં જો દેખાય નહિ, તો જળ નીલ જણાય;
અધિષ્ઠાન દેખાય નહિ, તેથી જગત્ જણાય. ૫૦
નિર્મળ જળ તલે જ્ઞાનવીણ, લીલું જેમ જણાય;
તેમ બ્રહ્મના જ્ઞાનવીણ, બ્રહ્મજ જગત્ જણાય. ૫૧
આનંદસાગરમાં અહીં, ચાલે હોડી કાય;
તું તો સાગરરૂપ છે, તું હોડી ક્યમ થાય? ૫૨

---

## श्रीआनंदाश्रम-समाचार

### (વૈશાખ માસ)

**શ્રીસદ્‌ગુરુમહાપૂજનઃ**—ગત જ્યેષ્ઠ સુદિ ૧૫ના ગ્રહણનિમિત્તે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું.

**મુખ્યભેટઃ**—રૂા. ૧૮૦-૦-૦ ડોક્ટર શ્રી. પીરોજશાહ એરચશાહ હાયવાય-માહીમ. રૂા. ૫૧-૦-૦ સ્વ. કાલિદાસ દામોદરદાસ શ્રોફ-મુંબઈ તેમના આત્મકલ્યાણાર્થે દર વર્ષે ચૈત્ર સુદિ ૨ના દિને તેના વ્યાજમાંથી થાળ ધરવામાટે અર્પણ. રૂા. ૧૧-૦-૦ નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબ-વાઘણીયા.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેકઃ**—શ્રી. વિઠ્ઠલદાસ શામજી-કુંડલા (લઘુરુદ્ર.) શ્રી. ચુનીલાલ મગનલાલ-પેટલાદ (રુદ્રાભિષેક.) બહેન જમનાબાઈ મનજી કેશવજી-મુંબઈ (રુદ્રાભિષેક.) સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા (રુદ્રાભિષેક).

**ભોજનઃ**—રૂા. ૯-૦-૦ શ્રી. શંકરલાલ બાપાલાલ તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી ભોજન. રૂા. ૧૦-૪-૦ શ્રી. વીરજી જેઠાભાઈ લુહાર પ્રાગવાળાના પિતાશ્રીના આત્મકલ્યાણાર્થે ભોજન. રૂા. ૧૨-૧૨-૦ સ્વ. છગનલાલ વજેશંકર તરફથી અર્પણ થયેલી રકમમાંથી.

**થાળો**—રૂા. ૧-૪-૦ શ્રી રતિલાલ કાનજી-વંથલી. રૂા. ૩-૮-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ ગરેડવાળા તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી થાળ. રૂા. ૧-૪-૦ શ્રી. બાબુભાઈ રામજી રૂા. ૧-૪-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય-માંગરોળ. રૂા. ૩-૮-૦ શ્રી. સોમનાથ ત્રિકમલાલ પાઠકતરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી રૂા. ૧-૪-૦ શ્રી. વિનોદરાય વસંતરાય-પાટણ. રૂા. ૧-૪-૦ માસ્તર ભગવાનજી હરદેવ-ચોટીલા. રૂા ૧-૪-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ. રૂા. ૧-૪-૦ સદ્ગત નરભેરામ ચકુભાઈના આત્મ-કલ્યાણાર્થે, હા. શ્રી જયશંકર મયારામ ભટ્ટ. રૂા. ૧-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી રૂા. ૧-૪-૦ શ્રી. રમેશચંદ્ર ચુનીલાલ-પેટલાદ રૂા ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી. રૂા ૧-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે રૂા ૧-૪-૦ બેન જમનાબાઈ મનજી કેશવજી. રૂા. ૨-૮-૦ શ્રી ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઈ ૨ થાળ રૂા. ૧-૪-૦ વલ્લભસિંહ માનસિંહ-કુતિયાણા રૂા ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી-મુંબઈ રૂા ૫-૦-૦ શાંતિલાલ નરોત્તમ-દાસ-મુંબઈ (૪ થાળ) રૂા. ૧-૪-૦ શ્રી ધીરજલાલ પોપટલાલ-જામનગર.

**અખંડદીપકઃ**—રૂા. ૧-૦-૦ શ્રી રવિશંકર સોમેશ્વર દવે-કાવી રૂા ૦-૪-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી રૂા ૦-૪-૦ શ્રી વિનોદરાય વસંતરાય-પાટણ. રૂા. ૧-૪-૦ બેન જડાવબાઈ રણછોડભાઈ-પેટલાદ. રૂા ૨-૦-૦ બેન જમનાબાઈ મનજી કેશવજી-મુંબઈ. રૂા. ૦-૪-૦ વલ્લભસિંહ માનસિંહ-કુતિયાણા.



———[ * ]———

## परचुरणभेट

**[ વૈશાખ માસ ]**

| | |
|---|---|
| ૦-૨-૦ | વિ જીવનલાલ |
| ૦-૨-૭ | પરચુરણ |
| ૦-૪-૦ | શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા |
| ૧-૦-૦ | ભેટ-હા નાનાલાલ વિદ્યાર્થી |
| ૧-૦-૦ | શ્રી. મેપા મૂળજી |
| ૧-૦-૦ | ,, પોપટલાલ રામજી |
| ૧-૦-૦ | ,, લાધા આભા-છાડવાવદર |
| ૭૮-૧૪-૦ | શ્રી શેઠ રાજસી જીવરાજ તરફથી માસિક સાત્વિક દાનના |
| ૫-૦-૦ | બેન જાનબાઈ ડોસા-રાણાવાવ |
| ૧-૦-૦ | શ્રી ત્રિભુવનદાસ સૌભાગ્યચંદ -જૂનાગઢ |
| ૧-૦-૦ | શ્રી. મયાશંકર -જટાશંકર-બાંટવા |
| ૧-૦-૦ | શ્રી રામજી વિશ્રામ-કરાચી નિત્ય દાન નિમિત્તે |
| ૧-૪-૦ | શ્રી. વિઠ્ઠલદાસ શામજી-કુડલા. |
| ૦-૮-૦ | ,, વિઠ્ઠલદાસ શ્યામજી તરફથી લઘુ-રુદ્રના પૂજાપાના તથા ભેટના |
| ૧-૦-૦ | શ્રી નંદોભાઈ રૂડાભાઈ-માંગરોળ |
| ૦-૮-૦ | ,, દેવાણંદ જેઠા-માંગરોળ |
| ૨-૮-૦ | શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટ-ઉદેપુર |
| ૧-૦-૦ | ,, રાણા ઉદયસિંહજી-પ્રાંગધ્રા |
| ૦-૫-૩ | મંદિરે પરચુરણ ભેટ. |
| ૦-૭-૯ | ,, ,, |
| ૦-૪-૦ | શ્રી સુબોધચંદ્ર મોહનલાલ-મુંબઈ |
| ૧-૪-૦ | લુહાર જેરામ ભીમા-વાડાસડા |
| ૦-૩-૦ | તેમના મિત્રો તરફથી |
| ૦-૨-૬ | પરચુરણ |
| ૦-૬-૦ | શ્રી. મન્વંતરાય કરસનજી ઓઝા હા શ્રી. મ ત્રિ ભટ્ટ-સુરત |
| ૦-૨-૦ | બેન સનેહ બહેન-બીલખા |
| ૦-૧-૬ | પરચુરણ |
| ૧૧-૫-૦ | શ્રી. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઈમાં શ્રીશંકરજયંતી નિમિત્તે પૂજ્યપાદ-શ્રીનું મહાપૂજન થતા ભેટના હા. શેઠ દામોદરદાસ માધવજી |

૧-૦-૦ શ્રી. મહેશચંદ્ર ચંદુલાલ-અમદાવાદ
૧-૦-૦ ,, વિનોદરાય જયંતિલાલ-બોટાદ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૩-૨-૦ ,, અંબાલાલ તુલજારામ-જંબુસર શ્રીશંકરજયંતીના ભેટના
૪-૦-૦ શ્રી. છોટાલાલ ત્રિભુવનદાસ-ભાયાવદર
૫-૦-૦ દરબાર વાલેરા એભલ-શેહુલાર
૧-૦-૦ શ્રી. બાલાશંકર સોમેશ્વર-અમદાવાદ
૧-૮-૦ વૈદ્યરાજ બાલાશંકર-અમદાવાદ
૧-૮-૦ શ્રી. વસંતરાય છબીલરામ-પાટણ
૧-૮-૦ ,, વિનોદરાય છબીલરામ ,,
૨-૦-૦ ,, વલ્લભસિંહ તથા તેમનાં ધર્મપત્ની ગુલાબબ્હેન, લગ્ન પ્રસંગે ભેટ
૨-૮-૦ શ્રી. મહેંદ્રસિંહ તથા તેમનાં ધર્મપત્ની બ્હેન મંગળાબેનના લગ્ન પ્રસંગે
૧-૪-૦ શ્રી. વિનોદસિંહ નવલસિંહ ઉપનયન-સંસ્કાર સમયે ભેટના
૦-૮-૦ શ્રી. મહેંદ્રસિંહ તરફથી પ્રસાદ ધરવા
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, નરેંદ્રસિંહ દયાળસિંહજી
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહજીનાં ધર્મપત્ની
૦-૮-૦ શ્રી. નિર્મળસિંહ રઘુનાથસિંહ
૧-૪-૦ ગુલાબબેન નવલસિંહ-મોરબી
૧-૪-૦ શ્રી. મનહરસિંહ નવલસિંહ ,,
૧-૦-૦ ,, વસંતરાય
૫-૦-૦ ,, મહેશચંદ્ર ચંદુલાલ ત્રિવેદી
૫-૦-૦ ,, વિનયચંદ્ર જયંતિલાલ ,,
૦-૮-૦ ગં. સ્વ. જવલબા-આણંદ
૦-૧-૩ પરચુરણ
૧-૫-૦ શ્રી. વ્રજલાલ નરભેરામ અઢિયા
૮-૦-૦ સ્વ. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક અમદાવાદ આનંદાશ્રમમાં માસિક થાળના રા. શ્રી. જયશંકર ભટ્ટ
૦-૪-૬ શ્રીમોજીદડ-આનંદઆશ્રમના ભેટના હા. શ્રી. હરદત્ત જોશી
૦-૮-૦ શ્રી. ચુનીલાલ મગનલાલ-પેટલાદવાળા તરફથી ભેટપૂજાપાના
૧-૪-૦ શ્રી. ચુનીલાલ મગનલાલ-પેટલાદ
૨-૦-૦ પરચુરણ
૧-૦— શ્રી. ચુનીલાલ હીરાલાલ-વીંછુડા
૫-૦-૦ ,, લવકુમાર કાંતિલાલ-પોરબંદર
૦-૮-૦ બ્હેન જમનાબાઈ મનજી કેશવજી-મુંબઈ રુદ્રાભિષેકનો પૂજાપો તથા ભેટના
૦-૮-૦ તેમના તરફથી ભેટ
૦-૪-૦ શાસ્ત્રી મુનીશ્વર-અમરેલી
૮-૧૦-૦ આનંદાશ્રમ મુમુક્ષુ મંડળ-મુંબઈ હા. શેઠ દામોદરદાસભાઈ વૈશાખ સુ. ૧૪ના પૂજનભેટના
૦-૪-૦ વિ. નાનાલાલ
૦-૧૨-૦ સ્વ. ગંગાબેન મૂળજી-વીંછુડા રુદ્રાભિષેકનો પૂજાપો તથા ભેટના
૦-૪-૦ શ્રી. કરસનદાસ હરજી-જૂનાગઢ
૩-૦-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહજી હા. ચિ. શશિકુમાર
૦-૮-૦ ચિ. શશિકુમાર દયાળસિંહજી-જૂનાગઢ
૧-૦-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ-કુતિયાણા
૫-૦-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ લગ્ન પ્રસંગની ભેટ
૩-૧૨-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ, નિત્યદાનના
૨-૩-૬ ,, વિઠ્ઠલદાસ ગોરધન-રાજકોટ
૫-૪-૦ ઠા. નારણદાસ દુર્લભજી-જોરાવરનગર ચિ. દામોદરનાં લગ્નપ્રસંગની ભેટના હા. શ્રી. આણંદલાલભાઈ વકીલ-પોરબંદર
૩-૦-૦ શ્રી. શાંતિલાલ નરોત્તમદાસ-મુંબઈ
૧-૦-૬ શ્રી. દુર્લભજી વાલજી-રાણાવાવ
૧૭-૮-૦ શ્રીમાન્ હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ તરફથી બે માસના માસિક નિત્યજપ તથા થાળ આદિના

રૂા. ૫૦૦-૦-૦ શ્રી. કે. કે. રાઠીયા-આફ્રિકા તરફથી એક ઓરડો બંધાવવા માટે પ્રભુસેવામાં અર્પણ કર્યા છે.

[ * ]



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૪ મું ]　　　સંવત્ ૨૦૦૧ આષાઢ　　　[ અંક ૨ જો

## भक्तगीत

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતવર્ષના અંક ૧૩ ના પૃષ્ઠ ૧૩૬ થી )

વિહાર બીજો કહું હું શરીરશુદ્ધિનો,
જે પણ સર્વ શરીરધારીનું કર્મ જો;
પણ બીજાઓ પોતાનું ગમતું કરે,
શાસ્ત્રવિધિને નાથ ગણે નિજ ધર્મ જો　　૨૫

શરીરમાંથી પોતાપણાને કાઢવા,
કર્મ બધાં કરવાની જે જે રીત જો;
શાસ્ત્રે કહી સઘળી તે જનહિત સાધવા,
દ્વિજજન સાધે રાખી તેમાં પ્રીત જો.　　૨૬

નાથપ્રભુને પોતાપણું નહિ દેહમાં,
તેથી તેને રીતતણું નહિ કામ જો;
તોપણ બીજાઓને દેવા દાખલો,
આચરતા શાસ્ત્રોની રીત તમામ જો.　　૨૭

વર્ણાશ્રમ પોતાને કો લાગુ નહિ,
કાં જે પોતે બ્રહ્મ એક અદ્વૈત જો;
દેહતણા યોગે વર્ણાશ્રમમાં રહે,
દેહતણા કર્મોમાં દાખે દ્વૈત જો. ૨૮

અનુષ્ટુપ્

દેહના પક્ષથી એનો વર્ણ બ્રાહ્મણ વર્ણનો,
[૧]ઊર્ધ્વરેતાતણો એનો આશ્રમ બ્રહ્મચર્યનો. ૨૯

બ્રાહ્મણ નૈષ્ઠિક બ્રહ્મચારી માટે કહ્યા,
કર્મતણા શાસ્ત્રે જે વિધિનિષેધ જો;
તે સઘળા પાળે પોતે બહુ પ્રીતથી,
બીજાઓને કરવા એનો વેધ જો. ૩૦

શુદ્ધિના આચારો કરતા એમને,
એક સમય પણ નિરખ્યા જેણે [૨]ખૂબ જો;
શુદ્ધિના આચારે શુદ્ધિ જે થતી,
તેનું જાણે સ્વરૂપ આબેહૂબ જો. ૩૧

શરીરશુદ્ધિનાં કર્મો જે નિત્યનાં,
શરીરધારીએ કરવાં રહ્યાં હમેશ જો;
શાસ્ત્રવિધિ અનુસારે કરતાં ખંતથી,
શરીરને આત્મા જાણે ન મહેશ જો. ૩૨

આત્માને આત્મા જાણે એ દેવ તો,
ક્ષણ પણ એને ભૂલે નહિ મહેશ જો;
દેહતણા યોગે પાળે એ દેહને,
શાસ્ત્રવિધિથી કર્મો કરી હમેશ જો. ૩૩

શ્રદ્ધાથી દીક્ષા માગે જે એમની,
તેને પણ પ્રભુ કરતા એ સદ્બોધ જો;
શાસ્ત્રાજ્ઞાનાં કર્મો જે જન આચરે,
તેને સુખનો સદાય વ્હેતો ધોધ જો. ૩૪

શરીરશુદ્ધિનાં કર્મો કરવાથકી,
થાતું જાતું જેમ જેમ એ શુદ્ધ જો;
તેમ તેમ આત્મા દર્શન દે દેહમાં,
ભક્તજનો દર્શન કરતા થઈ લુબ્ધ જો. ૩૫

——[*]——

૧ નૈષ્ઠિક બ્રહ્મચારીનો. ૨ ધ્યાનપૂર્વક.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

હૃદયને તથા શરીરને નિરામય રાખવા સર્વદા ઉદ્યુક્ત રહેશો.

વિવેકનું બલ વધવાથી હૃદયની નિરામયતા સ્થાયી રહેવા લાગશે શુભ મહાયુદ્ધ ધૈર્યે ને સાવધાનતાથી ચાલુ રાખી, મનનાંમના રાક્ષસનો નાશ કરશો

અંતરાયવિના આદરપૂર્વક બ્રહ્મભાવના કર્યા કરવાથી દશ્યની વાસના ઉત્તરોત્તર શાંત થતી જશે.

અંતઃકરણની ને ઇંદ્રિયોની વૃત્તિ વિષયોભણી વેગથી દોડે તેમાં વધારે દોષ છે, ને સૂક્ષ્મવાસનાને લીધે અંતઃકરણ વિષયોનુ ચિંતન કરે તેમાં ન્યૂન દોષ છે, પરંતુ તેવું વિષયચિંતન પણ બ્રહ્મભાવવડે મુમુક્ષુએ શમાવ્યા કરવું જોઇએ.

સદાગ્રહથી શુભપ્રયત્ન કરનારા ઇચ્છિતને મેળવવા ભાગી થાય છે ઇષ્ટની પ્રાપ્તિમાટે અધિક અધિક ઉમંગથી પ્રયત્ન કરવો, પણ મુઝાવુ નહિ

અંતઃકરણને આત્મામા સુસ્થિર રાખવાના પ્રયત્નવડે તેમાં દશ્યના નિરર્થક સૂક્ષ્મસ્થૂલવેગ ન પ્રકટવા દેશો

વાણીનો નિગ્રહ રાખવાથી, કર્તવ્યનિષ્ઠા રાખવાથી, ને ક્રોધને વશ વર્તાવવાથી વ્યવહારમાં સુખી રહેવાય છે, ને પરમાર્થમાં આગળ વધાય છે.

મોક્ષપ્રતિપાદક પુસ્તકોનું વાચનમનન ચાલુ રાખી અંતઃકરણની યોગ્યતામાં વધારો કરતા રહેશો

સ્વદોષ જોવાનો, ને પ્રતીત થતા સ્વદોષોનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરવાથી અંતઃકરણ નિર્મલ થાય છે પરદોષ જોવાથી અંતઃકરણ તપે છે, ને મલિન થાય છે, માટે સમજુ માણસ પરદોષ જોતા નથી.

વિવેક, વૈરાગ્ય ને સહનશક્તિ વધારતા રહેશો, અને હું ને મારું એ ભાવ શિથિલ કરતા રહેશો.

શુભવિચાર ને શુભકર્મવડે મનને નિર્મલ કરો, પરમાનંદરૂપ પરમાત્માના ધ્યાનવડે તેને સ્થિર ને પ્રસન્ન રાખો

વિશુદ્ધભાવના મનુષ્યના હૃદયનું અંધારું દૂર કરે છે, માટે તે વિશુદ્ધભાવનામાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો

અસંસ્કારી વ્યક્તિને સુધારવાનો પ્રયત્ન કરનારને પુણ્યનો લાભ થાય છે, દોષ ન લાગે

જેમ ભ્રાંતિના, મનોરાજ્યના ને સ્વપ્નના પદાર્થો તે તે કાલે જોનારને દેખાય છે, છતાં તે પદાર્થો સાચા નથી તેમ જાગ્રત કાલમાં પ્રતીત થતા પદાર્થો પણ તે અવસ્થામાં પ્રતીત થાય છે, છતાં તે સાચા નથી એવો નિશ્ચય મુમુક્ષુએ પોતાના મનમાં વારંવાર કર્યા કરવો જોઇએ

દશ્યમાં મિથ્યાપણાની ભાવના રાખ્યાવિના પ્રતિકૂલપ્રસંગમાં મન ખેદાદિને વશ થઈ સ્વકર્તવ્યપરાયણ રહી શકે નહિ.

"स तु दीर्घकालनैरंतर्यसत्कारासेवितो दृढभूमि ॥" (તે અભ્યાસ લાંબો સમય, અંતરાયવિના આદરપૂર્વક કરવામાં આવે તો તે પાકો થાય છે.) એ સૂત્રમાં કહેલી રીતે વર્તવાથી અભ્યાસમાં આગળ વધાશે (ચાલુ)

[*]

# श्रीसनत्सुजातीयम्

( શાંકરભાષ્યસમેત )

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતવર્ષના અંક ૧૩ના પૃષ્ઠ ૧૩૯ થી )

इमं यः सर्वभूतेषु आत्मानमनुपश्यति ।
अन्यत्रान्यत्रयुक्तेषु स किं शोचेत्ततः परं ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ २९ ॥

જે પોતાના દેહને તે પોતે છે એમ જાણે છે તેને તેનો દેહ જન્મ અને મરણ આદિ દ્વંદ્વોને પાત્ર હોવાથી તે તે દ્વંદ્વના અનુકૂળ અંશને પામતાં હર્ષનો અને પ્રતિકૂળ અંશને પામતાં શોકનો અવસર થાય છે.

અને બહુધા બધાજ દેહીઓ પોતપોતાના દેહને જ તે પોતે છે એમ જાણી રહેનારા હોય છે અને તેથી બહુધા બધાજ દેહીઓને હર્ષનો તથા શોકનો અવસર થાય છે.

બહુધા બધાજ દેહીઓ પોતપોતાના દેહનેજ તે પોતે છે એમ જાણી રહેનારા છતાં કોઇજ દેહી વસ્તુતાએ દેહ નથી.

દેહી પોતે તેના દેહથી જુદોજ છે.

તે માત્ર તેના સ્થૂલ દેહથીજ જુદો છે એમ નથી પણ તેના સૂક્ષ્મ દેહથી પણ જુદો છે તથા તેના કારણદેહથી પણ તે જુદોજ છે.

સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ અને કારણદેહથી પોતે સર્વથા જુદોજ હોવા છતાં કારણ-દેહમાં, સૂક્ષ્મદેહમાં તથા સ્થૂલદેહમાં ક્રમથી પોતાનું અભિમાન કરીને એટલે તે તે દેહ પોતે છે એમ માની લઇને દેહી તે તે દેહ પોતે છે એમ જાણી રહેનારો થાય છે.

દેહી પોતે પોતાના ખરા સ્વરૂપે તો પરમાર્થકોટિનો પદાર્થ જેને શાસ્ત્રમાં બ્રહ્મ એવી સંજ્ઞાવડે કહેલો છે તે છે.

જે પદાર્થને જન્મમરણ આદિ દ્વંદ્વો લાગુ ન થાય અને તેથી જે પદાર્થ સદા અવિકૃત એકરૂપે રહેનારો હોય તે પદાર્થ પરમાર્થકોટિનો પદાર્થ કહેવાય.

જે પદાર્થને જન્મમરણ આદિ દ્વંદ્વો લાગુ થાય છતાં જેનાવડે વ્યવહાર સાધવો શક્ય થાય તે પદાર્થ વ્યવહારકોટિનો પદાર્થ કહેવાય.

પરમાર્થકોટિનો પદાર્થ નિતાંત ખરો હોય.

વ્યવહારકોટિનો પદાર્થ વ્યવહારપૂરતો ખરો હોય.

જે પદાર્થ દેખાવામાત્રપૂરતો પદાર્થ દેખાય પણ જેનાવડે વ્યવહાર સધાવો શક્ય ન થાય તેવો પદાર્થ પ્રાતિભાસિકકોટિનો પદાર્થ કહેવાય. તે ખરો ન હોય.

ઝાંઝવાનું જળ દેખાવામાત્રપૂરતું જળ દેખાય છે પણ એ જળવડે સ્નાનપાન આદિનો વ્યવહાર સધાવો શક્ય ન થાય તેથી તે જળ પ્રાતિભાસિક-

કોટિના પદાર્થો કહેવાય

પ્રસિદ્ધ જળ અને બીજા પદાર્થો જેનાવડે સ્નાનપાન આદિનો વ્યવહાર સધાવો શકય થાય છે તેવા સર્વે પદાર્થો, જેમાં કારણદેહ સૂક્ષ્મદેહ સ્થૂલદેહ અને તે તે દેહવડે દશ્ય સઘળા પદાર્થોનો સમાવેશ થાય છે તે સર્વે પદાર્થો વ્યવહારકોટિના પદાર્થો કહેવાય

દેહી પોતે વસ્તુતાએ પરમાર્થકોટિનું બ્રહ્મ છતાં માયાના બંધથી બંધાઇને દેહમાં પોતાપણું કરી રહેનારો દેહી થાય છે

દેહી પોતે વસ્તુતાએ દેહ નથી પણ દેહથી અલગ તેનું ખરું સ્વરૂપ કાંઈ બીજું છે એવો બોધ જનતામાં ઉપસ્થિત રહેવામાટે શાસ્ત્રમાં તેની જીવ-સંજ્ઞા કહી છે

જીવસંજ્ઞાવડે શાસ્ત્ર સતત એવો ઉપદેશ કરે છે કે દેહીના મરણ પ્રસંગે વસ્તુતાએ મરણ પામનારો દેહી નથી પણ દેહ છે અને દેહી તો મરણ-પ્રસંગે પણ જીવતો હોય છે, છતાં દેહસાથે પોતાની એકતા કરી રહેલો હોવાના કારણે દેહના મરણનો દેહીનેવિષે ઉપચાર કરાય છે એટલેકે મરે છે દેહ છતાં દેહી મુઓ એમ કહેવાય છે તે ઉપચારથી કહેવાય છે તે ખરું ન સમજવું. ખરું તો દેહના મરણપ્રસંગે પણ દેહી તો જીવતોજ હોય છે આ પરિસ્થિતિનો જનતાને સતત ઉપદેશ થતો રહેવાના આશયથી શાસ્ત્રમાં દેહીની જીવસંજ્ઞા કહેલી છે

આવા જીવો ઘણા જોવામાં આવે છે

પણ એક દેહી એવો પણ છે કે જે દેહમાં રહ્યો હોવા છતાં તે દેહમાં પોતાપણું કરતો નથી પણ પોતાના ખરા સ્વરૂપ બ્રહ્મમાંજ પોતાપણું કરી રહે છે

તેને માયાનો બંધ લાગુ થતો નથી પણ સામો તે માયાને વશ વર્તાવે છે, તેથી જીવભૂત દેહીની અપેક્ષાએ શાસ્ત્રમાં તેની ઈશ્વરસંજ્ઞા કહી છે

આ એકજ ઈશ્વર માયાવડે ઈશ્વર થાય છે, ને આ એકજ ઈશ્વર માયાવડે જીવો થાય છે

આ ઈશ્વર પણ વસ્તુતાએ પરમાર્થકોટિનો પદાર્થ છતાં વ્યવહારકોટિના તેનું ઈશ્વરપણું પદાર્થોની અપેક્ષાવાળું હોવાથી વ્યવહારકોટિના પદાર્થમાં પણ તેની ગણના થાય છે

આવી રીતે સઘળા દેહીઓ પોતપોતાના દેહની અપેક્ષાએ વ્યવહારકોટિના જીવ અને ઈશ્વર હોવા છતાં વસ્તુતાએ પરમાર્થકોટિનું બ્રહ્મ હોય છે

પણ જીવો આ પરિસ્થિતિને ન જાણતાં પોતપોતાના દેહની સાથે એકતા કરી રહેનારા હોવાથી પોતાના દેહને તથા પોતાની મમતાવાળા બીજા દેહીઓના દેહને દ્વંદ્વોના મરણઆદિ પ્રતિકૂળ અંશો લાગુ થવાના પ્રસંગે તેમને શોકનો અવસર થાય છે

પણ જે જીવ આ પરિસ્થિતિને શાસ્ત્રના અને સદ્ગુરુના અનુગ્રહથી યથાવત્ જાણે છે તે પોતે પોતાને વ્યવહારકોટિનો જીવ જાણતો નથી પણ

પરમાર્થકોટિનું બ્રહ્મજ જાણે છે તેથી પછી તેને તેના દેહને દ્વંદ્વોના મરણઆદિ પ્રતિકૂળ અંશો લાગુ થવાને પ્રસંગે પણ શોકનો અવસર થતો નથી.

અને જેમ પોતે વસ્તુતાએ વ્યવહારકોટિનો જીવ નથી પણ પરમાર્થકોટિનું બ્રહ્મ છે એમ તે જાણે છે તેમ બીજા બધા જીવો પણ સર્વે કોઇ વસ્તુતાએ વ્યવહારકોટિના જીવ નથી પણ પરમાર્થકોટિનું એકજ ને અદ્વિતીય એવું બ્રહ્મજ છે એમ પણ તે જાણે છે.

તેથી પછી વ્યવહારની અપેક્ષાએ પોતાની મમતાનાં પાત્ર ગણાતાં સ્ત્રી-પુત્રઆદિ અન્ય સંબંધે જનોના દેહને પણ દ્વંદ્વોના મરણઆદિ પ્રતિકૂળ અંશો લાગુ થવાને પ્રસંગે તેને શોકનો અવસર થતો નથી.

એટલુંજ નહિ પણ પોતપોતાના દેહને વિષે પોતાપણું કરી રહેનારા સર્વે જીવો વસ્તુતાએ જીવો નથી પણ બ્રહ્મ છે એમ તે જાણતો હોવાથી કોઈ પણ જીવના દેહને દ્વંદ્વોના મરણઆદિ પ્રતિકૂળ અંશો લાગુ થવાને પ્રસંગે તેને શોકનો અવસર થતો નથી.

પણ પોતે તથા સર્વે જીવો વસ્તુતાએ જીવો નથી પણ બ્રહ્મ છે આ પરિસ્થિતિ જે તે જીવના જાણવામાં અનાયાસ આવતી નથી.

જે જીવો પોતાના દેહથી જુદું પોતાનું ખરું સ્વરૂપ શાસ્ત્ર અને સદ્ગુરુથી જાણી દેહથી અલગ પડીને પોતાના તે ખરા એવા બ્રહ્મસ્વરૂપમાં પોતાનો યોગ સાધે છે તેવા યોગીજનોજ આ પરિસ્થિતિને જાણનારા થાય છે. તથા તેથી પોતાના જીવરૂપથી જુદા પોતાના ઈશ્વરરૂપને તથા પોતાના બ્રહ્મસ્વરૂપને જાણનારા થાય છે.

જેઓ પોતાના દેહથી અલગ પડીને પોતાના ખરા સ્વરૂપમાં પોતાનો યોગ સાધતા નથી તેઓ કોઈ અનાયાસ પોતાના ઈશ્વરરૂપને તથા પોતાના બ્રહ્મસ્વરૂપને જાણી શકતા નથી.

श्रीशांकरभाष्यम् ॥

इममिति ।

इमं०॥ એમ આ શ્લોકવડે વિશેષ કહે છે.

इमं सर्वान्तरं सर्वभूतेषु सर्वप्राणिष्वात्मानं योऽनुपश्यति अन्यत्रान्यत्र देहेन्द्रियादियुक्तेषु शरीराद्यभिमानिषु ।

સર્વેની અંતર એટલે સર્વભૂતોને વિષે એટલે સર્વે પ્રાણિઓનેવિષે એટલે દેહ ઇંદ્રિયઆદિ જુદા જુદા પદાર્થોમાં જોડાઈ રહેનારા સર્વેને વિષે એટલે દેહઆદિમાં પોતાપણાનું અભિમાન કરી રહેનારા સર્વેનેવિષે આ આત્માને તે જેમ રહેલો છે તેમ જાણે છે. એટલે સર્વે દેહીઓનો આત્મા આ એકજ ને અદ્વિતીય એવું બ્રહ્મ છે એમ જે જાણે છે એટલે સર્વે દેહીઓ વસ્તુતાએ આ એકજ ને અદ્વિતીય બ્રહ્મ છે એમ જે જાણે છે.

स किं शोचेत्ततः परं ।

તેને એમ જાણ્યા પછી શોક કરવા જેવો પદાર્થ કયો રહેલો હોય છે ? કાંઇજ નહિ.

सर्वभूतेषु स्वात्मानं पश्यंस्ततः परं किमनुशोचति।

પોતાનો જે આત્મા પોતાનેવિષે રહેલો છે તેજ આત્મા બીજાં બધાં પ્રાણિઓનો પણ આત્મા છે તથા તેમના આત્મારૂપે તે બધાં પ્રાણિઓનેવિષે રહેલો છે. આ પરિસ્થિતિ જેવી છે તેવી યથાવત્ અનુભવથી જાણનારો એમ જાણ્યા પછી શોક કરવાયોગ્ય કોને માને? કોઇનેજ નહિ અને તો પછી તે શોક કોનો કરે? કોઇનોજ નહિ

सर्वभूतस्थमात्मानमनुपश्यन् कृतार्थत्वान्नानुशोचतीत्यर्थः।

બધાંજ પ્રાણિઓ તેમના પ્રાણિરૂપે ખરાં નથી પણ બધાં પ્રાણિઓ ખરેખરાં બ્રહ્મજ છે આ વાસ્તવિક પરિસ્થિતિને તે જેમ છે તેમ યથાવત્ અનુભવથી જાણનારો માયાના બંધથી છુટેલો હોવાથી કૃતાર્થ છે અને એવી રીતે તે કૃતાર્થ થયેલો હોવાથી પછી તેને શોક કરવા યોગ્ય કોઈ રહેલું ન હોવાથી તેને કોઇના પ્રસંગથી શોક કરવાનો અવસર થતો નથી

तथा च श्रुति तत्र को मोह क. शोक एकत्वमनुपश्यत ॥ २७ ॥

અને એવી શ્રુતિ પણ છે કે જુદાં જુદાં જણાતાં બધાં પ્રાણિઓ વસ્તુતાએ એકજ ને અદ્વિતીય બ્રહ્મ છે એમ અનુભવથી એકપણાને જાણનારને પછી કોઈપણ પ્રાણિને દ્વંદ્વોના મરણઆદિ પ્રતિકૂળ અંશો ખરેખરા લાગુ થાય છે એવા મોહનો કયા પ્રાણિના પ્રસંગથી અવસર થાય છે? કોઇજ પ્રાણિના પ્રસંગથી નહિ, અને એવા મોહને અભાવે પછી તેને શોકનો પણ કયા પ્રાણિના પ્રસંગથી અવસર હોય છે? કોઇજ પ્રાણિના પ્રસંગથી નહિ

(ચાલુ)

———[*]———

## श्रीमुचकुंदगुहामाहात्म्य

[ સંપાદક–શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–આનંદાશ્રમ–બીલખા ]

સોરઠમા શ્રીગિરિવર ગિરિનારાયણની તળેટીમા આવેલ શ્રીમુચકુંદગુહાના સ્થાનમા શ્રીમુચકુંદ મહાદેવનું જુગજૂનું પવિત્ર સ્થાન છે આ સ્થાનમા ઘણા સિદ્ધ પુરુષોએ નિવાસ કર્યો છે, ને પૂજ્યપાદ શ્રીમન્નાથપ્રભુ–શ્રીમદ્ગુરુદેવે પણ આ સ્થાનમા નિવાસ કરી મહાયોગ સાધ્યો હતો, તથી આ સ્થાન આપણા તીર્થસ્થાનોમાનું એક પવિત્ર તીર્થસ્થાન છે, એટલે આ સ્થાનનો પૌરાણિક ઇતિહાસ પણ આપણા ગુરુબંધુઓ તથા બહેનોએ જાણવો એ આવશ્યક હોવાથી આ નીચે આપવામાં આવે છે—

શ્રીસ્કંદપુરાણના પ્રભાસખંડના વસ્ત્રાપથક્ષેત્રના શ્રીગિરિનારાયણ મહોદયપર્વવિભાગમાં શ્રીશંકર-પાર્વતીના સંવાદરૂપે આ નીચેની કથા છે.—

ईश्वर उवाच —

अन्यानि देवलिंगानि पूजयित्वा यथाविधि।
मुचकुंदशिवं पूज्य सर्वपापक्षयो भवेत् ॥

શ્રીશંકર ભગવાન્ શ્રીપાર્વતીજીને કહે છે કે —હે પ્રાણવલ્લભે! શ્રીદામોદરકુંડને કાંઠે બીજાં શિવલિંગો છે, તેનું યથાવિધિ પૂજન કરી, મુચકુંદેશ્વર મહાદેવની પૂજા કરવાથી

સર્વ પાપોનો ક્ષય થાય છે, કારણકે **આ મુચકુંદેશ્વરની આજ્ઞા વિના જે આ ક્ષેત્રની યાત્રા કરે છે તે નિષ્ફળ જાય છે. પ્રથમ મુચકુંદની આજ્ઞા લઈને પછી બીજાં સ્થાનોએ જવું, ને તેથી યાત્રાનું પરિપૂર્ણ ફલ પ્રાપ્ત થાય છે.**

ઉપરનાં વચનો સાંભળી શ્રીપાર્વતીજી શ્રીશંકરભગવાનને પૂછે છે કેઃ—

હે પ્રાણપ્રિય ! શ્રીમુચકુંદેશ્વરની આજ્ઞા લઈ યાત્રા કરવા જવું તેનું શું કારણ છે ? મને તો આશ્ચર્ય થાય છે કે આવાં ઉત્તમ ક્ષેત્રોની યાત્રામાં જતાં પહેલાં તેમની આજ્ઞા લેવાની આવશ્યકતા રહે છે, તેથી આ શ્રીમુચકુંદેશ્વર મહાદેવની સ્થાપના કોણે કરેલ છે કે જેથી તેમનાં દર્શનમાત્રથી યાત્રા સફળ થાય છે?

શ્રીશંકરભગવાન્ ઉત્તરમાં કહે છે કેઃ—હે પાર્વતિ ! પૂર્વે સત્યયુગમાં માંધાતા રાજાના પુત્ર મુચકુંદનામે એક મહાબળવાન્ પરાક્રમી વીર યોદ્ધા હતા. જ્યારે અસુરો સ્વર્ગમાં આવી દેવતાઓ સાથે મહાયુદ્ધ કરવા લાગ્યા, ને ઘણાં વર્ષો મહાયુદ્ધ ચાલ્યા છતાં અસુરોને દેવો જીતી શક્યા નહિ, ત્યારે ઇંદ્રે પોતાના મિત્ર મુચકુંદ પાસે જઈ દેવોને સાહાય્ય કરવા યુદ્ધમાં આવવા આમંત્રણ આપ્યું, ત્યારે દેવતાઓની સેવા કરવાની ભાવનાવાળા મહાપરાક્રમી શ્રીમુચકુંદે પ્રસન્નતાથી સ્વર્ગમાં જઈ અસુરો સાથે મહાભયંકર યુદ્ધ લાંબા સમયપર્યંત કર્યું, અને પોતાના યુદ્ધકૌશલ્યથી અસુરોનો સંહાર કરી દેવતાઓને વિજય અપાવ્યો. સર્વ દેવતાઓ પ્રસન્ન થયા, ને તેમની ઘણી પ્રશંસા કરી વરદાન માગવા રાજાને જણાવ્યું, ત્યારે રાજાએ કહ્યું કે હે દેવો ! ઘણાં વર્ષો મહાયુદ્ધ કરીને હું થાકી ગયો છું તેથી મને ગાઢનિદ્રા કરી આરામ લેવાની ઇચ્છા છે, માટે મને તેવું સ્થળ બતાવો કે જ્યાં હું સુખપૂર્વક નિદ્રા કરી આરામ કરું, પણ મને નિદ્રામાંથી જગાડનાર મારી દૃષ્ટિથી ભસ્મ થઈ જાય એવું વરદાન મને આપવા કૃપા કરો; કે જેથી કોઈ ત્યાં આવીને મારી નિદ્રાનો ભંગ ન કરે. દૈવેચ્છાએજ જાણે આ વરદાન મગાઈ ગયું હોય એમ થયું.

સર્વ દેવતાઓએ વિચાર કરી રેવતાચળ–ગિરનારની ગુફામાં જઈ તમારે નિદ્રા કરવી, અને સાથે સાથે એમ પણ જણાવ્યું કે હે રાજન્ ! તમોએ અમોને અસુરોના મહાત્રાસથી મુક્ત કર્યા છે તેથી અમે તમને વરદાન આપીએ છીએ કે દ્વાપરમાં શ્રીકૃષ્ણપ્રભુનાં દર્શન પણ તમને ત્યાંજ–તે ગુફામાંજ–થશે, કારણકે દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણભગવાન્ યદુકુળમાં અવનિનો મહાભારઉતારવા પ્રકટ થશે, ને ગોકુલમથુરામાં અનેક કંસાદિ દૈત્યોનો લીલામાત્રમાં નાશ કરશે. કંસનો નાશ થયા પછી તેમનો મિત્ર ને કંસનો સસરો જરાસંધ શ્રીકૃષ્ણ સાથે ત્રેવીશ અક્ષૌહિણી સૈન્ય સાથે લડવા માટે આવશે. શ્રીકૃષ્ણ પ્રભુએ અનેકવાર તેને હરાવી કાઢી મૂક્યો, છતાં તે અનેક યોદ્ધાઓ લઈ મથુરાને ઘેરો ઘાલી પુનઃ લડવા માટે આવશે તેજ સમયે કાલયવન પણ શ્રીકૃષ્ણ સામે ચઢાઈ કરી સૈન્ય સાથે યુદ્ધયાચના કરવા આવશે.

આ કાલયવન ને શ્રીકૃષ્ણ સાથે વૈર થવાનું કારણ એ હતું કેઃ—એક સમયે શ્રીગર્ગાચાર્યજી યાદવોના મહેમાન થયા હતા, ને એકબીજા વાર્તાલાપ કરી આનંદ કરતા હતા તેમાં કોઈએ વિનોદમાં પોતાના ગોર, પુરોહિત ગર્ગાચાર્યજીને ષંઢ ( નપુંસક ) એવું સંબોધન કર્યું ને તેથી એકદમ કોપાયમાન તેઓ થઈ ગયા, ને યાદવકુલનો નાશ કરવા શંકરનું ઉગ્રતપ કરવા લાગ્યા, ત્યારે શંકર તેમના પર પ્રસન્ન થયા ને વરદાન માગવા કહ્યું ત્યારે ગર્ગાચાર્યે યદુકુલનો નાશ કરનાર પુત્રની યાચના કરી, ને શંકરના પ્રસાદથી ગર્ગાચાર્યજીને ત્યાં કાલયવન નામનો પુત્ર ઉત્પન્ન થયો. તે યૌવનાવસ્થાને પ્રાપ્ત થતાં મહાઅભિમાની

ને ક્રૂર થયો એક દિવસ શ્રીનારદઋષિ કાલયવનના ઘેર ગયા ત્યારે કૃતાંજલિ થઈ કાલયવને પ્રણિપાત કર્યા, અને આપની શી આજ્ઞા છે તે વગરસંકોચે જણાવવા કૃપા કરો ! એમ કહેવા લાગ્યો આ વચનો સાભળી તેમને શ્રીનારદજીએ કહ્યુ કે હે યવન ! મને કશી આવશ્યકતા નથી, પણ હુ તો માત્ર તને ચેતાવવા આવ્યો છુ કે યદુકુળમાં જન્મેલા શ્રીકૃષ્ણદ્વારા તારુ મૃત્યુ થવાનું છે, ત્યારે તો તે ઘણો આશ્ચર્યમુગ્ધ બની તેમને પૂછવા લાગ્યો કે હે મુનિ ! આ કૃષ્ણ એ કોણ છે ? ક્યા રહે છે ? તે મને કહો કે જેથી હુંજ તેનો નાશ કરુ. ત્યારે શ્રીનારદજી કહે છે કે હે વીર ! શ્રીકૃષ્ણ યાદવકુલમાં વસુદેવજીને ઘેર જન્મ્યા છે, મથુરામા હાલ વસે છે, કામદેવને પણ લજ્જાયમાન કરે તેવુ ઘનશ્યામ તેમનું સ્વરૂપ છે પીળાં પીતાંબર, મયૂરપિચ્છનો મુકુટ, કૌસ્તુભ મણિ ને મકરાકૃતકુંડલ ધારણ કરે છે આ કૃષ્ણથી તું ચેતતો રહેજે એટલી મારી ભલામણ છે આમ કહીને પછી નારદજી ત્યાંથી મથુરા શ્રીકૃષ્ણ પાસે આવ્યા. તે શ્રીકૃષ્ણની સમીપ આવી, કાલયવન યુદ્ધ કરવા આવે છે, માટે આપ તેની સાથે યુદ્ધ કરશો નહિ, કારણકે તેમ કરવાથી વરદાન પામેલા તેને આપ પહોંચી શકશો નહિ, પરતુ તેનો નાશ રૈવતાચળની ગુહામાં મુચકુંદ રાજા સૂતા છે તેમના દ્વારા તેમના દૃષ્ટિપાતથીજ સરલતાપૂર્વક થઈ શકશે એમ કૃતાંજલિ થઈ કહેવા લાગ્યા

એક તરફથી જરાસંધ સૈન્ય લઈ ચઢી આવ્યો ને બીજી બાજુ તેની સાથેજ કાલયવને પણ મહાસૈન્ય લઈ મથુરાને ઘેરા ઘાલ્યો શ્રીકૃષ્ણ તથા શ્રીબલરામજી બને વિચારમાં પડી ગયા શ્રીકૃષ્ણ પ્રભુએ યાદવકુળને દ્વારકા લઈ જવા જણાવ્યુ, ને પોતે યુદ્ધ કરવા સજ્જ થઈ નગર બહાર નીકળ્યા. શ્રીકૃષ્ણને નારદજીનાં કહેલાં ચિહ્નો વડે ઓળખી કાલયવન તેમને પકડી લેવા દોડ્યો, ત્યારે કપટવિના આ પાપી નહિ મરે એમ વિચારી શ્રીકૃષ્ણ ભય પામી જાણે ભાગતા હોય તેમ દોડ્યા એટલે તેમને પકડવા તેની પાછળ પાછળ કાલયવન પણ દોડ્યો ઘડીકમા નજીક ને ઘડીકમાં દૂર જણાતા શ્રીકૃષ્ણ રૈવતાચળ તરફ પધારી તેને રૈવતાચળસુધી ઘસડી લાવ્યા. પ્રભુને પકડવા કાલયવને પાછળ દોટ દીધી કે તુરત પ્રભુ પાસેની ગુહામાં જ્યાં મુચકુંદ રાજા સૂતા હતા તેમા પ્રવેશ કર્યો, ને પોતાનું પીતાંબર ત્યા સૂતેલા મુચકુંદ રાજા પર ઓઢાડી પોતે નજીકમાં સતાઈ ઊભા રહ્યા. પાછળ દોડતા આવતા કાલયવને આ રસ્તામાજ પીતાંબર ઓઢીને કૃષ્ણ કપટથી સૂઈ ગયા છે એમ જાણી ક્રોધાયમાન થઈ તેમને લાત મારી જગાડવા લાગ્યો, એટલે તુરતજ રાજા મુચકુંદની નિદ્રા ઊડી અને બેઠા થઈ સામે ઊભેલા કાલયવન સામે દૃષ્ટિ કરી કે તુરત આ મહા પાપી કાલયવન બળીને ભસ્મ થયો મુચકુંદ રાજા પણ વિચારમાં પડી ગયા કે અહો ! આ કોણ હશે ! પછી આમ આશ્ચર્યમુગ્ધ બનેલા રાજાપાસે આવી પ્રભુ શ્રીકૃષ્ણે તેમને દર્શન આપ્યા મુચકુંદે આજે પોતે કરેલી દેવતાઓની સેવા સફળ થતી અનુભવી—આનદ પામ્યા ને કૃતકૃત્ય થયા પછી અજ્ઞાત હકીકત તથા પ્રભુપાસેથી આ બનાવનું રહસ્ય જાણ્યુ પછી ભગવાને પ્રસન્ન થઈને રાજાને વરદાન માગવા કહ્યુ ત્યારે તેમણે કહ્યુ કે હે પ્રભો ! આપનાં ચરણારવિંદમા જે શાંતિ, આનંદ ને સુખ લાગે છે, તે સ્વર્ગમા કે વૈકુંઠમા પણ નથી, માટે હે પ્રભો ! મને પરમાનંદસ્વરૂપની પ્રાપ્તિ થાય એટલીજ મારી આપના ચરણકમલોમા પ્રાર્થના છે, વળી હે પ્રભો ! આ યવનને પણ કંઈ વરદાન મળવુ જોઇએ, ને તેનો પણ મોક્ષ થવો જોઇએ, કારણકે તે આપને શરણે આવેલો હતો.

આ રાજાની પ્રાર્થનાથી શ્રીકૃષ્ણ પ્રભુએ કહ્યુ કે હે રાજન્ ! જે આ યવન તમારાં

નેત્રદ્વારા બળીને ભસ્મ થયો છે તેની યવનો પૂજા કરશે. ને આ સ્થાનમાં તમારા નામ પરથી **મુચકુંદેશ્વર મહાદેવની સ્થાપના કરી આપણે બંને તેમની પૂજા કરીએ.** મારા સાંનિધ્યથી આ સ્થાન મહાતીર્થરૂપ બન્યું છે, ને તેથી રૈવતાચળમાં રહેલાં તીર્થોની યાત્રા કરવા માટે પ્રથમ આ મુચકુંદેશ્વરની આજ્ઞા સૌ કોઈ લેશે તો તેમની સર્વ યાત્રા સફળ ને ઉત્તમ પુણ્યપ્રદ થશે એમ હું વરદાન આપું છું. હે રાજન્ ! હવે પછી દ્વિજકુળમાં અવતરીને ઉત્તમ કાર્યો દ્વારા તમારી મુક્તિ થશે. આમ કહીને પછી ભગવાન્ ત્યાંથી મથુરા પધાર્યા, ને અન્ય યવનોને મારી વિજય પ્રાપ્ત કર્યો. તે પછી પોતે મથુરાનો ત્યાગ કરી દ્વારકામાં પધારી નિવાસ કરવા લાગ્યા.

શ્રીશંકરભગવાન્ કહે છે કે હે પાર્વતિ ! આ ઉપરોક્ત કારણથીજ આ પવિત્ર સ્થાનમાં આવી મુચકુંદમહેશ્વરનાં દર્શન કરવાની પ્રથમ આવશ્યકતા છે. આ સ્થળની નજીકમાં બાણેશ્વર મહાદેવ તથા બાણગંગાનું પવિત્ર સ્થળ છે. તેમાં સ્નાન કરી પૂજન કરવાથી સર્વ પાપો નાશ પામે છે. આ પવિત્ર સ્થાનની નજીકમાં સુવર્ણરેખા નદી વહન કરે છે, તથા દામોદરકુંડ છે. તેને કાંઠે કુંભેશ્વર, રાજરાજેશ્વર, સિદ્ધેશ્વર, તેમજ રેવતીકુંડ નજીકમાં રાધાદામોદર વગેરેનાં પવિત્ર મંદિરો છે. તેમની યથાવિધિ પૂજા કરવાથી અને બ્રહ્મતીર્થમાં સ્નાન કરી બ્રહ્મેશ્વરની પૂજા કરવાથી આ લોકમાં સર્વ ઇચ્છિત સુખસંપત્તિ ભોગવી સત્કર્મો દ્વારા શ્રદ્ધાળુ મનુષ્ય વિષ્ણુલોકમાં જવા ભાગ્યશાળી થાય છે.

> ब्रह्मतीर्थे नरः स्नात्वा ब्रह्मेश्वरप्रसादतः ।
> सर्वकामानवाप्नोति विष्णुलोके स गच्छति ॥

## શ્રીદામોદરકુંડ સ્નાનમાહાત્મ્ય

श्रीनारद उवाच ॥

> न तृप्तिः पिबतो मेऽस्ति सुधाज्ञानगिरं तव ।
> सुरसां सहजानंदप्रदात्रीं च पितामह ॥

શ્રીનારદજી બ્રહ્મદેવને પૂછે છે કેઃ—હે પિતામહ ! આપની અમૃતસરખી સહજ આનંદ દેનારી જ્ઞાનવાણીને સાંભળી, છતાં મને તૃપ્તિ થતી નથી, તો આ ઉજ્જયંત રૈવતપર્વતનો કેટલો વિસ્તાર છે, ને તે ક્ષેત્રનું પ્રમાણ કેટલું છે, તે કહેવાની કૃપા કરો !

બ્રહ્માજી કહે છે કેઃ—હે મુને નારદજી ! આ રૈવતાચળ, ઉજ્જયંત, ગિરનાર વગેરે ક્ષેત્રના પર્વતોમાં પાંચ યોજનનો વિસ્તાર છે. આ ક્ષેત્ર વસ્ત્રાપથ નામે ઓળખાય છે. આ ક્ષેત્રમાં સુવર્ણરેખા નદી મહાપુણ્યપ્રદ છે, તેમજ કેટલાંક દેવસ્થાનો, ને કુંડો પવિત્ર કરનારાં છે. ઉજ્જયંતનાં શિખરો, ને તેમાંનાં વૃક્ષો પણ દર્શનીય છે. આ ક્ષેત્ર ત્રણે લોકમાં ઉત્તમ છે, કારણકે પ્રાણિમાત્ર આ ક્ષેત્રના દર્શનમાત્રથી પાવન થાય છે, તેમજ આ ક્ષેત્રમાં શ્રીરાધાદામોદર, ભવેશ્વર, તથા અંબાજી વગેરે મુખ્ય દેવતાઓ વિરાજે છે.

શ્રીનારદજી પૂછે છે કેઃ—હે પિતામહ ! આ સ્થાનમાં આવેલી સુવર્ણરેખા નદી કે જેના સ્નાનથી ભુક્તિમુક્તિ પ્રાપ્ત થાય છે તે કેવી રીતે ઉત્પન્ન થઈ ને તેનું નામ સુવર્ણરેખા કેમ થયું તે સાંભળવામાટે હું ઉત્સુક છું.

શ્રીબ્રહ્માજી કહે છેઃ—હે પુત્ર નારદ ! જગતની ઉત્પત્તિના સમયે મેં એક દિવસ તેજોમય મહામંત્રનો આ પર્વતપર બેસીને એકાગ્રચિત્તથી જપ કરવા માંડ્યો, તે જપને અંતે મહામંત્રથી

મંત્રિત તે સંકલ્પનું જળ સ્વહસ્તે આ પર્વતના શૃંગ ઉપર મેં મૂક્યું, તેથી તેજ સમયે તે જલ પ્રવાહરૂપે વહેતું થયું ને પર્વતના પ્રભાવથી, તેમાંથી સુવર્ણરૂપ રેતી તે જળમાંથે દેખાવાથી તે નદીનુ નામ સુવર્ણરેખા પ્રખ્યાત થયું હે નારદ ! આ સર્વપાપનો નાશ કરનારી સુવર્ણરેખા નદીનુ માહાત્મ્ય મેં કહ્યુ. હે વત્સ નારદ ! મહાપુણ્યશાળી સૂર્યવંશી રાજા ચંદ્રકેતુ, પોતાની વૃદ્ધાવસ્થા હોવા છતાં, કૈલાસ અને વૈકુંઠમાં જઈ દર્શન કર્યા પછી પોતાનાં નિત્યના વ્યવહારકાર્ય કરતા. આ તેમનો નિત્યનો નિયમ હતો. એક દિવસે પોતાના નિયમપ્રમાણે વૈકુંઠમા શ્રીહરિનારાયણના દર્શન કરવા ગયા, ત્યારે શ્રીપ્રભુએ તે રાજાને કહ્યું કે હે રાજન્ ! તમારી વૃદ્ધાવસ્થા હોવા છતાં, તમે અહીં દર્શનાર્થે આવો છો, તેથી તમોને ઘણો શ્રમ વેઠવો પડે છે, માટે હવે પછી તમારે અહીં નિત્ય દર્શનાર્થે આવવાની જરૂર નથી, પણ રૈવતાચળ (ગિરનાર) પર્વત પાસે તમારી નગરી વસાવો, અને અમે બંને દેવો એટલે શ્રીવિષ્ણુ અને શ્રીશંકર સર્વદેવતાઓના અંશથી ઉત્પન્ન થયેલ, આ રૈવતાચળમાં નિવાસ કરીશું, ને તમોને દર્શનનો લાભ આપીશુ, આથી ચંદ્રકેતુ રાજાએ આ સ્થળે આવી સુંદરનગર વસાવ્યું, ને તેથી પ્રસન્ન થઈ ભક્તવત્સલ ભગવાન્ રાધાદામોદરનામે અને ભગવાન્ શંકર ભવનાથનામે ત્યાં પધારી બિરાજ્યા.

સુવર્ણરેખાના તટપર શ્રીરાધાદામોદરનું પવિત્ર મંદિર છે, સુવર્ણરેખાનો પ્રવાહ રાધાદામોદરના મંદિરપાસે કુંડમાં થઈને વહેતો થયો ને તેથી તે કુંડ દામોદરકુંડ નામે પ્રસિદ્ધ થયો આ પવિત્ર કુંડમા સ્નાન કરી પિતૃતર્પણ કરવાથી પિતૃઓ મુક્તિ પામે છે. અહીં મૃતાત્માને સદ્ગતિ પ્રાપ્ત થાય એવી ભાવનાથી શબને દામોદરકુંડના પવિત્ર જળથી પાવન કરી પછી તેનો અગ્નિસંસ્કાર શ્રદ્ધાળુ મનુષ્યો કરે છે આ કાંઠે કરેલુ દાનપુણ્ય અક્ષય્ય ફળવાળુ થાય છે, વંધ્યા સ્ત્રીને પુત્ર પ્રાપ્તિ થાય છે, દરિદ્રી મહાભાગ્યવાન્ થાય છે, મહારોગીઓ રોગમુક્ત થાય છે. આ તીર્થના સેવનથી આ લોકના અપાર સુખો ભોગવી મનુષ્ય ઉત્તમગતિને પ્રાપ્ત થાય છે

इति ते कथितं वत्स तयोरागतिकारणं।
दामोदरश्रीभवयोस्तत्र चैलेति निर्मले ॥

**श्रीरेवतीकुंडस्नानमाहात्म्य ॥**

શ્રીમુચકુંદેશ્વરનું પૂજન કરી, તેમની આજ્ઞા લઈ પછી આગળ યાત્રાર્થે જવું, કારણકે તેમની આજ્ઞા લીધા વિના કરેલા તીર્થો નિષ્ફળ થાય છે હે નારદ ! શ્રીમુચકુંદેશ્વરની આજ્ઞા લઈ પછી રૈવતીકુંડમા સ્નાન કરવુ રૈવતીકુંડ, રૈવતાચળ, રવિવાર, રેવતીનક્ષત્ર અને રાધાદામોદર એ પંચ રકાર ઘણા દુર્લભ છે રૈવતીકુંડમા સ્નાન કરતી વેળા નીચેના મંત્રથી અર્ઘ્ય આપવો.

रैवतीपातसंभूते कुंडे रैवतके गिरौ ।
रेवतीवल्लसंयुक्ते गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥

આ રૈવતાચળમા ભગવાન્ શ્રીબલભદ્રજી, શ્રીરેવતીજીસાથે આવીને વસ્યા હતા તે સમયે એક દિવસ યાદવના પુરોહિત ગર્ગઋષિ દેવના દેવ શ્રીરાધાદામોદરનાં દર્શન કરવા રૈવતાચળમા આવ્યા, ત્યારે શ્રીરેવતીજીએ તે મુનિને સંતાનસબંધી વાત પૂછી, સર્વ સ્ત્રીઓનું સૌભાગ્ય કેમ અખંડ રહે અને સંતાનપ્રાપ્તિ કેમ થાય તે સંબંધી પૂછ્યુ.

ગર્ગઋષિ કહે છે—હે મહાભાગે રેવતી ! તમે ઘણુ સારુ પૂછ્યુ હે અનિંદિતે ! તમે પૂર્વજન્મમાં આ ગર્તવાળા સ્થળે ઉત્પન્ન થયા હતા, કેમકે ઋતવાક્ નામના ઋષિએ શ્રાપ આપવાથી નક્ષત્રમંડળમાંથી ચ્યુત થઈ તમે અહીં કન્યારૂપે અવતર્યા હતાં તમોને પ્રમુચ નામના ઋષિએ પાલનપોષણ કરી મોટા કર્યાં હતાં, અને તમારા પૂર્વજન્મે દુર્દમનામનો તમારો

પતિ થયેલો તે જન્મમાં તમે તપવડે વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કર્યા હતા, તેથી ત્રીજે જન્મે તમારા પિતા રૈવત રાજર્ષિ થયા અને બ્રહ્માના વાક્યથી તમોને આ જન્મે શ્રીબલદેવજી પતિ પ્રાપ્ત થયા છે. હવે આ ગર્ત તેજોમય સર્વ તીર્થના સમાવેશવાળું જળાશય છે, માટે તમારું પૂર્વનું વૃત્તાંત સ્મરણ કરી, અહીં કુંડ કરાવવો જોઈએ, તેથી ત્યાં શ્રીરેવતીજીએ એ કુંડ બંધાવ્યો, ને તેમાં સ્નાન કર્યું, તેથી આ કુંડનું નામ રેવતીકુંડ થયું છે.

આ કુંડમાં સ્નાન કરવાથી સ્ત્રીઓ ઘણા પુત્રવાળી થઈ દીર્ઘ સૌભાગ્યને પ્રાપ્ત થાય છે, સૌભાગ્યવતી સ્ત્રીએ આ રેવતીકુંડમાં સ્નાન કરી એક વંશપાત્રમાં ફળો, કંકુ, કાજળ, ગૌરીસત્ર (નાડાં), પુષ્પ, તાંબુલ, પીત વસ્ત્ર, સાડીસહિત કમખો, અને લાડુ એટલી વસ્તુઓ મૂકી યથાશક્તિ દક્ષિણાસહિત સૌભાગ્યવતીને દાનમાં આપવી, તેથી તેને ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. પુરુષોએ પણ સ્નાન તથા તર્પણ કરી પિતૃઓનું શ્રાદ્ધ કરવું.

આ પ્રમાણે ગર્ગઋષિનાં વચન સાંભળી શ્રીરેવતીજીએ તે પ્રમાણે કર્યું, અને કરીથી થોડાસમયબાદ આ રેવતીકુંડનો જીર્ણોદ્ધાર કર્યો.

संपूज्य पापनिर्मुक्तो विष्णुलोके महीयते ।
कथितं रेवतीकुंडमाहात्म्यं ते सुपुत्रक ॥

હે પુત્ર નારદ! જે કોઈ આ રેવતીકુંડમાં સ્નાન કરી, શ્રીબલદેવજીનું યથાવિધિપૂજન કરે છે તે સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં પૂજાય છે, એમ આ માહાત્મ્ય મેં તમોને કહી સંભળાવ્યું.

**इति श्रीस्कन्दपुराणे प्रभासखंडे वस्त्रापथे श्रीगिरिनारायणमहोदये श्रीतीर्थयात्रायां त्रयस्त्रिंशोऽध्यायः ॥**

———[*]———

## શ્રીમુચકંદગુહા સ્મારક સમિતિ

જૂનાગઢ પાસેની **મુચકંદગુહામાં** પૂજ્યપાદ કૃપાનાથે એકાન્તસેવન અને મૌન ધારણ કરેલાં, અને એ રીતે આઠ માસ તપશ્ચર્યા કરેલી તેથી આપણા ગુરુદેવ, પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માઆચાર્યજીનું સ્મારક હોવું જોઈએ, એ ઉદ્દેશથી આ પ્રવૃત્તિ શરૂ કરી છે. ગુહામાં આવેલ **શ્રીમુચકંદેશ્વર** મહાદેવનું જીર્ણોદ્ધારકાર્ય પણ સાથેજ શરૂ કરેલું છે.

આ સેવાપ્રવૃત્તિને સંગીન રૂપ આપવા માટે, નીચેના ગુરુબંધુઓ સેવા અર્પવા તૈયાર થયા છે.

**પ્રમુખ**

શ્રી. જીવણરામભાઈ મકનજી ભટ્ટ–ભાવનગર, રીટાયર્ડ ગવરમેન્ટ વેટીનરી સુપ્રીન્ટેન્ડન્ટ

| સલાહકાર | મીસ્ત્રી |
|---|---|
| શ્રી. પંડિત મયારામદાસજી<br>શ્રીગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમના અધ્યક્ષ | શ્રી. પ્રેમજી રાઘવ–કન્ટ્રાક્ટર–જૂનાગઢ |
| **મંત્રી** | **કોશાધ્યક્ષ** |
| શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–ભીલખા<br>રીટાયર્ડ પોસ્ટમાસ્તર–વાનપ્રસ્થી | શ્રી. લાલજી જીણા–જૂનાગઢ<br>બંગડીના વેપારી |
| **( સભ્ય )** | **( સભ્ય )** |
| ૧ શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર બી. એ.<br>જૂનાગઢ–મારતર હાઈસ્કૂલ | ૨ શ્રી. શાન્તિલાલ ધનેશ્વર પંડ્યા–જૂનાગઢ<br>બી. એ., એલ્એલ્. બી. વકીલ |

૩ શ્રી. પ્રભુલાલ કાનજી દવે-બી. એ., એલ્. એલ્. બી. વકીલ-જૂનાગઢ

૪ શ્રી. કરમનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર રીટાયર્ડ તાલુકાસ્કુલ માસ્તર-વાનપ્રસ્થી

૫ શ્રી. જટાશંકર જગજીવન રાવળ-જૂનાગઢ જમાબંધી ક્લાર્ક-જૂનાગઢ

૬ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ કંટ્રાક્ટર પાર્ષિ ને પ્લમ્બર કંટ્રાકટર

૭ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ-મંત્રી

૮ શ્રી રામજી વિશ્રામ પૂજારા-કરાચી તથા શ્રી કૃષ્ણદાસ શ્યામજી વર્મા-કરાચી આનંદાશ્રમ મંત્રી

નોટ —જેમને દ્રવ્ય મોકલવાની ઇચ્છા થાય તેમણે મંત્રીના સરનામે બીલખા આનંદાશ્રમમાં મોકલવું. રૂ. ૨૫) અને પચીસથી વધારે આપનારના નામ શિલાલેખમાં આવશે.

લિ૦ અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી, મંત્રી મુચકુંદગુહા સ્મારક સમિતિ

[ * ]

શ્રીમુચકુંદગુહા જીર્ણોદ્ધાર તથા શ્રીમુચકુંદેશ્વર મહાદેવમંદિર જીર્ણોદ્ધાર ફંડમાં નીચેની રકમો આવી છે —

૧૦-૦-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાબુડા.
૧૦૧-૦-૦ શ્રી મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ.
૨૫-૦-૦ ,, કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ
૨૫-૦-૦ ડૉ. ત્રિભુવનદાસ ડી રાજા-કરાચી
૨૫-૦-૦ શ્રી દુર્લભજી વાલજી ગવળ-રાણાવાવ
૨૫-૦-૦ ,, જયંતીલાલ નંદલાલ-વીલાપારલે
૨૫-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ ઠાકોર-જૂનાગઢ
૨૫-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઈ
૨૫-૦-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ-,,
૨૫-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ-,,
૫-૦-૦ ,, જશવંતસિંહ નારણસિંહ-,,
૫-૦-૦ શ્રી મોહનસિંહ નારણસિંહ-મુંબઈ
૫-૦-૦ ,, વલ્લભસિંહ માનસિંહ-,,
૫-૦-૦ ,, પ્રભાતસિંહ રૂગનાથસિંહ-,,
૫-૦-૦ ,, મૂળજી માધવજી જોશી-,,
૨૬-૦-૦ જામજોધપુરના ગુરુબંધુઓ તરફથી હા. પરમાણંદ લાલજી-જામજોધપુર
૨૫-૦-૦ શ્રી. મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ શાહુકાર-કુંડલા.
૨૫-૪-૦ ,, વ્રજલાલ વનમાળી-દહાણુ.
૪૮-૫-૩ કુંડલાના ગુરુબંધુઓ આદિ હા. શ્રી ગિરધરલાલ વિઠ્ઠલદાસ ઠક્કર
૫૧-૦-૦ શ્રી. મગનલાલ ડુંગરશી-મુંબઈ.
૩૧-૦-૦ ,, હરજીવન કેશવજી શાહ-,,

(બાકીના નામો આવતા અંકમાં પ્રસિદ્ધ થશે.)

[ * ]

## શ્રીઆષાઢીપૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ

(સ્થળ: શ્રીઆનંદાશ્રમ-નવાગામ, પો. બીલખા)

ગત વૈશાખ માસના અંકમાં જણાવ્યા પ્રમાણે આષાઢ સુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળ પ્રસંગનો લાભ લેવા માટે મુંબઈ તથા ગુજરાત કાઠિયાવાડમાંથી આશરે ત્રણસો બંધુબહેનો આવ્યાં હતાં.

આષાઢ સુદિ ૧૩ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયત સમયે સૌ ગુરુબંધુઓ અને બહેનો એકત્ર થયાં હતાં, અને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, એમણે મહાપૂજનમહોત્સવ અને સાધનક્રમસંબંધી આવશ્યક વિવેચન કર્યું હતું.

આધ્યાત્મિક સાધનક્રમની યોજના પ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપધારણાધ્યાન, વ્યાખ્યાનપ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

આષાઢ સુદિ ૧૪ મંગળવારે શ્રીગુરુપૂર્ણિમા હોવાથી આજે ૧૦ વાગે પૂજ્યપાદ સદ્‌ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સ. વે. વિદ્યાલયના શાસ્ત્રીજીઓ તથા વિદ્યાર્થીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું, પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રી. મહારાણીદાસ ભાઈએ લખેલા ને શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી છપાઈ પ્રસિદ્ધ કરેલા શ્રીઉપદેશગ્રંથાવલિના "દેવ અને અસુર" નામના ૧૦૭મા અંકના કેટલાક ભાગનું શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ વાચન કર્યું હતું, ને અવશિષ્ટ ભાગનું વાચન તે પછી કરવામાં આવ્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદશ્રીના નિજમંદિરમાં શ્રીઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્ન ભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપસાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્ન ભિન્ન વિષયોપર વ્યાખ્યાનો કર્યાં હતાં:—

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. | મહાપૂજનમહોત્સવ ને સાધનક્રમનો પ્રસ્તાવ. |
| ૨ ,, ,, ,, ,, | શ્રીઉપદેશગ્રંથાવલિના અંક ૧૦૭ માનું વાચન. |
| ૩ ,, મનુવર્ય–અમદાવાદ–યોગાશ્રમના અધિષ્ઠાતા. | યોગાસનો ને તેની ઉપયોગિતા. |
| ૪ ,, ઈશ્વરજી શ્યામજી વકીલ. | શ્રીમદ્‌ભાગવત એકાદશસ્કંધ. |
| ૫ ,, જીવનરામ મકનજી ભટ્ટ. | પ્રાસંગિક વિવેચન. |
| ૬ ,, મણિશંકર સોમનાથ રાવળ. | પૂજ્યપાદશ્રીનાં પુસ્તકોની મહત્તા. |
| ૭ ,, ભાઈશંકર ધનજી દવે. | યોગ. |
| ૮ ડૉ. શ્રી. રસિકલાલભાઈ. | આયુર્વેદ. |
| ૯ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે. | પૂજ્યપાદ ગુરુદેવનું ચરિત ને આનંદાશ્રમ. |

સિવાય હાંસવાળા શ્રી. ગાંડાલાલ બહેચરલાલ મહેતાએ આ દિવસો દરમ્યાન રાત્રે ત્રણ દિવસપર્યંત "શ્રીનાથચરિતામૃત"નું આખ્યાન બહુ સુંદર રસમય વાણીથી કર્યું હતું.

શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસો દરમ્યાન નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા મહોત્સવમાં ભાગ લેવા આવેલા સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

કાર્તિક સુદિ ૧૪ એક ભક્તજન.

,, સુદિ ૧૫ શ્રી. હરજીવન કેશવજી શાહ તરફથી અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી

,, વદિ ૧ સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર–ભાવનગર. હા. શેઠ ઇંદુકુમારભાઈ.

શ્રી મહાપૂજન મહોત્સવ પ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી છે:—

૧ સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શેઠ છગનલાલ વાલજીભાઈ જામનગરવાળા તરફથી ભોજનમાં વપરાતો સર્વપ્રકારનો મશાલો, એલચી, કેશર, વગેરે

૨ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-અમદાવાદ તરફથી થાહ રતલ ૧૦ ને કોફી રતલ ૧ માટે રૂા. ૨૦) અર્પણ થયા છે

૩ શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળોએ પણ શ્રીમદ્‌ગુરુપૂજન થયું હતું

શ્રીઆનંદાશ્રમ-પોરબંદર, શ્રીઆનંદાશ્રમ-મોજીદડ, શ્રીઆનંદાશ્રમ-લીંબડી, શ્રીઆનંદાશ્રમ-પ્રાંસલા, શ્રીઆનંદાશ્રમ-કરાચી, શ્રીઆનંદાશ્રમ-અમદાવાદ, શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ, જંબુસર, માળી, સીગામ, દીવા, કુંડલા, જામજોધપુર, સાદરા, કુતિયાણા, વગેરે સ્થળોએ ત્યાંના સૌ ગુરુબંધુઓએ મળીને શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન કર્યું હતું



---

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( જયેષ્ઠ માસ )

મુખ્યસેટ —રૂા ૨૦-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી રૂા ૧૦-૦-૦ શ્રી આદિસલાલ નેમચંદ-રાજકોટ રૂા ૧૦૧-૦-૦ શ્રી દરજી ભગવાન ગગારામ-નવસારી રૂા ૧૧-૮-૦ શ્રી જાલ ટી. દેસાઈ-મુંબઈ હા શ્રી અજિતરાયભાઈ. રૂા ૧૦-૦-૦ શ્રી અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ રૂા ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી.

રુદ્રાભિષેક —સ્વ ગંગાબેન-લીંબડી ( રુદ્રાભિષેક ) બેન જમનાબાઈ મનજી-મુંબઈ. ( રુદ્રાભિષેક )

ભોજન —રૂા ૨૭-૩-૯ શ્રી માધવજી ગોવિંદજી-વીસાવદરવાળા તરફથી તેમના પિતાશ્રી ગોવિંદજીભાઈના આત્મકલ્યાણાર્થે-વીસાવદર રૂા. ૨૫-૪-૦ શ્રી દુર્લભભાઈ વાલજી-રાણાવાવ. ભોજન રૂા ૫૦-૦-૦ શ્રીમતી બેન કાશીબાઈ વાલજી-મુંબઈ. હા શ્રી માણેકલાલભાઈ રૂા ૩૮-૪-૩ શ્રી પોપટલાલ વાલજી રંગરેજ-જામનગર.

થાળો —રૂા ૨-૮-૦ શ્રી માણેકલાલ દામોદર-ઊમરેઠ ( ૨ થાળ ) રૂા ૧-૪-૦ શ્રી ગોવિંદજી ડાહ્યાભાઈ-વીસાવદર રૂા ૧-૪-૦ શ્રી ધીમતરાય હીરાલાલ જોશી-પાટણ રૂા ૫-૦-૦ આદિસલાલ નેમચંદ દોશી-કેરી ધરવા નિમિત્તે રૂા ૧-૪-૦ શ્રી દુર્લભજી વાલજી-રાણાવાવ રૂા. ૧-૪-૦ શ્રી કરસનદાસ હરજી-વડફૂળ. રૂા ૨-૦-૦ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. રૂા ૨-૮-૦ શ્રી માધવજી રામજી-ઘાટકોપર ( બે થાળ ) રૂા ૨-૮-૦ શ્રી વાલજી ડાહ્યાભાઈ-પોરબંદર ( બે થાળ ) રૂા ૨-૮-૦ શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ ( બે થાળ ) રૂા ૩-૦-૦ બેન દેવકીબાઈના આત્મકલ્યાણાર્થે અર્પિત રકમના વ્યાજમાંથી થાળ. રૂા ૧-૪-૦ વિદ્યાર્થી નાનાલાલ ભાનુશંકર-માણાવદર રૂા. ૫-૦-૦ મીઠી આંબા અરજણ-મુંબઈ ( ૨ થાળ ) રૂા ૨૭-૧૨-૦ ભટ્ટ કુંવરજી પ્રાગજી-ઉદેપુર રૂા. ૪-૦-૦ તેમના તરફથીજ પૂજ્યપાદશ્રીને કેરી ધરવામાટે રૂા ૧-૪-૦ વૈદ્ય જયશંકર ભગવાનજી-તારાપુર રૂા ૧-૪-૦ જમનાબાઈ મનજી કેશવજી-મુંબઈ ( થાળ. ) રૂા. ૧-૪-૦ શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ-અમદાવાદ. રૂા ૧-૪-૦ શ્રી. ઓધવભાઈ

બી. પઢિયાર ટાવી. રૂ. ૧–૮–૦ શ્રી. દામાભાઈ ગંગારામ–નવસારી. રૂ. ૧–૪–૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ભાવનગર. રૂ. ૧–૪–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ.

અખંડદીપકઃ—રૂ. ૦–૧૨–૦ શ્રી. ગોવિંદજી કાળાભાઈ–વીસાવદર. રૂ. ૨–૮–૦ શ્રી. માધવજી રામજી–ઘાટકોપર. રૂ. ૦–૮–૦ શ્રી. પ્રતાપસિંહજીનાં ધર્મપત્ની–જૂનાગઢ. રૂ. ૦–૪–૦ ઉષાબેન પ્રતાપસિંહજી–જૂનાગઢ. રૂ. ૦–૪–૦ શ્રી. અરુણસિંહ પ્રતાપસિંહ–જૂનાગઢ. રૂ. ૧–૦–૦ શ્રી. કુરજી પ્રાગજી–ઉદેપુર. રૂ. ૧૦–૦–૦ શ્રી. શેઠ રાજસી જીવરાજભાઈ–મુંબઈ. રૂ. ૦–૩–૯ શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ–જામનગર. રૂ. ૦–૧૨–૦ શ્રી. જયશંકર ભગવાનજી–તારાપુર. રૂ. ૨–૦–૦ બેન જમનાબાઈ મતજી–મુંબઈ. રૂ. ૧–૦–૦ અંદાળભાઈ બી. પઢિયાર–ટાવી. રૂ. ૧૦–૦–૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા–ભાવનગર. હા. શ્રી. માણેકલાલભાઈ. રૂ. ૧–૪–૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા–મુંબઈ. રૂ. ૧–૦–૦ શ્રી. પ્રેમશંકર હરગોવિંદ–સિદ્ધપુર. રૂ. ૦–૪–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ.

———[*]———

## परचुरणभेट

[ જયેષ્ઠ માસ ]

- ૨–૦–૦ શ્રી. નાગશર્મા–જસદણ
- ૫–૦–૦ ,, કવિવરરાય હર્ષદરાય–સાંગરોળ
- ૦–૩–૦ વિ. વિશ્વનાથ–આબાપુર
- ૨–૮–૦ શ્રી. માણેકલાલ દામોદર–ઉમરેઠ
- ૨–૦–૦ ,, મોહનલાલ મૂળજી–મુંબઈ
- ૦–૬–૦ ગંગાબેન મૂળજી–લીંબુડા. રુદ્રાભિષેકની ભેટ પૂજાપાના. હા. શ્રી. હરજીભાઈ
- ૫–૪–૦ શ્રી. ધીરજલાલ પોપટલાલ–જામનગર
- ૦–૪–૦ પરચુરણ
- ૧–૪–૦ શ્રી. માધવજી ગોવિંદજી–વીસાવદર
- ૨૧–૮–૦ ,, અં. ભા. ત્રિવેદીના ૧ માસ ને ૧૩ દિવસના પોતાના ભોજન ખર્ચના
- ૭૮-૧૪-૦ શ્રી. શેઠ રાજસી જીવરાજ–મુંબઈ તરફથી જુનમાસના સાત્ત્વિક દાનના
- ૧–૦–૦ મુખ્યાજી ભૂપતરાય કાલિદાસ–ધ્રાંગધ્રા
- ૧–૦–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ
- ૧–૦–૦ શ્રી. ઉમેદભાઈ બી. પટેલ–કરમસદ
- ૧–૦–૦ ,, કરસનદાસ હરજીનું કુટુંબ
- ૧–૪–૦ ,, વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી-મુંબઈ
- ૦–૪–૦ કસ્તુરબેન–બીલખા
- ૨૨–૪–૦ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં પ્રભુશ્રીનું મહાપૂજન તથા ભેટના. હા. શ્રી. શેઠ દામોદરદાસભાઈ
- ૦–૪–૦ બેન સુખજીબા–બીલખા
- ૨–૮–૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ–પોરબંદર
- ૨–૦–૦ પ્રતાપસિંહભાઈનાં ધર્મપત્ની–જૂનાગઢ
- ૧–૪–૦ બેન ઉષાબેન પ્રતાપસિંહજી–જૂનાગઢ
- ૧–૪–૦ શ્રી. અરુણસિંહ ,, ,,
- ૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
- ૧–૦–૦ ,, કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ
- ૧૨-૧૧-૩ કંસારા તુલસીદાસ ગાંડાભાઈ–સિહોરવાળા તરફથી બેનાક્ષરી ભેટ આવી તેના



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૧ શ્રાવણ [ અંક ૩ જો

## ब्रह्मज्ञानीनो महिमा

રાગ ધન્યાશ્રી

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

વંદન વારંવાર જ્ઞાનીને વંદન વારંવાર, ટેક

પ્રાપ્તવ્ય જેણે પ્રાપ્ત કર્યું ને, જાણ્યું જ્ઞાતવ્ય સાર જ્ઞાની૦ ૧

બાહ્યાભ્યંતર સર્વે સ્થાનમાં, દેખ્યુ બ્રહ્મ અપાર. જ્ઞાની૦ ૨

ભયખેદ સમૂલ ઊપાડી, મેળવ્યું સુખ અવિકાર. જ્ઞાની૦ ૩

જડતા મનની દૂર કરીને, સ્થૂલતા કાઢી અસાર જ્ઞાની૦ ૪

દૂર કરી મનની ચંચલતા, હણિયા સર્વે વિકાર જ્ઞાની૦ ૫

દૃશ્યસંગનો દાહ શમાવ્યો, મેળવી શાંતિ અપાર જ્ઞાની૦ ૬

મલિનવાસના દગ્ધ કરી પણ, ધર્યો ન ગર્વ લગાર જ્ઞાની૦ ૭

સર્વે દૃશ્ય દૃષ્ટામાં હોમ્યું, જઈ મનવાણીની બા'ર જ્ઞાની૦ ૮

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શ્રદ્ધા, પ્રીતિ, દઢતા ને સાવધાનતા રાખી નિત્ય એક પ્રહર પરમાર્થનાં સાધનોના સેવનમાં લેતા રહેશો.

શીતલી પ્રાણાયામમાં હબે નસકોરેથી રેચક કરવો તે આરંભના અભ્યાસીને માટે છે, ને બંને નાસાપુટથી રેચક કરવો તે આગળ વધેલા અભ્યાસીમાટે છે.

આત્મામાં બુદ્ધિને સુસ્થિર કરવી તે સ્વાર્થસંયમ વા નિદિધ્યાસન વા આત્મધ્યાન કહેવાય છે, અને આત્માથી ભિન્ન બીજા જે જે વિષયમાં બુદ્ધિ સ્થિર કરાય તે પરાર્થસંયમ વા અન્યપદાર્થનું ધ્યાન કહેવાય છે. ભૂતજયાદિને માટે થતા સંયમ પરાર્થસંયમ ગણાય છે, ને સંપ્રજ્ઞાતયોગ એ સ્વાર્થસંયમ ગણાય છે.

કીટભ્રમરન્યાય એટલે કીટ ભ્રમર થઈ જાય છે તે દાખલો કીડાને ભમરી ડંખ મારે છે તો તે કીડો ભયથી ભમરીનુંજ ધ્યાન કર્યા કરે છે તેથી તે કીટ મટી ભમરી થઈ જાય છે.

નાટકના પાત્રની પેઠે ઉદાસીનવત્ પોતાનો પ્રાપ્તવ્યવહાર સમજપૂર્વક ચલાવવો, ને અંતરબહાર પરમાત્માનું દર્શન રાખી મનને પરમ પ્રસન્ન રાખવું.

સાત્ત્વિકી શ્રદ્ધાવાળાનું ને પ્રભુમાં અનન્ય પ્રેમ રાખનારાનું પ્રભુ ભલુંજ કરે છે.

સંચિતકર્મો એટલે કર્મોના અપક્વ સંસ્કારો. તે સંસ્કારોનું ફલ વર્તમાન જન્મમાં ન થાય. જો બ્રહ્મજ્ઞાન ન થાય તો જન્માંતરમાં તે સંસ્કારો જ્યારે પક્વ થાય ત્યારે તે પોતાની યોગ્યતા પ્રમાણે ફલ આપે, વા જ્ઞાનથી નાશ પામે. જે કર્મથી વર્તમાનજન્મ, વર્તમાનશરીરનું આયુષ્ ને વર્તમાનશરીરમાં થનારાં સુખદુઃખો નક્કી થયેલાં હોય છે તે પ્રારબ્ધકર્મ. પ્રારબ્ધકર્મના ફલનો ઉપભોગ કરતાં જે જે કર્મ અભિમાનપૂર્વક કરાય તે ક્રિયમાણકર્મ, ને તેના સંસ્કારો પડે તે ક્રિયમાણકર્મના સંસ્કારો.

જે ક્રિયમાણકર્મો તીવ્ર અભિમાનથી થાય તેના સંસ્કારો પ્રારબ્ધકર્મમાં ભળે, ને તે કર્તાને વર્તમાનજન્મમાં ફલ આપે. અને ક્રિયમાણકર્મો મંદમધ્યમ અભિમાનથી થાય તેના સંસ્કારો સંચિતસંસ્કારોમાં ભળે, ને તે જન્માંતરે પોતાનું ફલ આપે, વા જ્ઞાનાદિથી તે નાશ પામે.

મનુષ્ય જો શુભકર્મના સ્વરૂપને તથા અશુભકર્મના સ્વરૂપને થોડા પ્રમાણમાં જાણતો હોય, તે અશુભસંસ્કારોથી તેની શુભકર્મના કરતાં અશુભકર્મમાં વધારે લાગણી હોય તો તે અશુભકર્મમાં અભિમાનપૂર્વક પ્રવૃત્ત થાય, ને ઈશ્વર તેને તેવું કર્મ કરવાની તક આપે, અને તેથી તે અશુભકર્મ કરી તેના સંસ્કાર પોતાના અંતઃકરણમાં પાડે છે.

( ચાલુ )

———[*]———

## श्रीसनत्सुजातीयम्
### ( શાંકરભાષ્યસમેત )

[ અનુવાદક:-શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતઅંકના પૃષ્ઠ ૧૯ થી )

यथोदपाने महति सर्वतः संप्लुतोदके ।
एवं सर्वेषु भूतेषु ब्राह्मणस्य विजानतः ।
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनं ॥ २८ ॥

જેમ દશે દિશામાં ડુબડુબાં જળથી ભરેલા જળાશયમાં ન્હેલાની દષ્ટિમાં જળથી ભિન્ન અન્ય કંઈ જણાય નહિ તેમ દશે દિશામાં વ્યાપી રહેલા બ્રહ્મને જાણનારાને બ્રહ્મથી ભિન્ન અન્ય કંઈ જણાતુંજ નથી

બ્રહ્મને નહિ જાણનારની દષ્ટિમાં જે કાંઈ પ્રાણિપદાર્થો જણાય છે તે પ્રાણિપદાર્થો બ્રહ્મને જાણનારની દષ્ટિમાં પ્રાણિપદાર્થોરૂપે જણાતા નથી પણ બ્રહ્મરૂપેજ જણાય છે

બ્રહ્મને નહિ જાણનારો જેમ પોતાના દેહને કે દેહીને તે પોતે છે એમ જાણે છે તેમ બ્રહ્મને જાણનારો તેના દેહને કે દેહના અભિમાની દેહીને તે પોતે છે એમ જાણતો નથી પણ તે તેના દેહને તથા દેહના અભિમાનીને બ્રહ્મરૂપેજ જાણે છે

તે પોતે પોતાને પણ બ્રહ્મથી ભિન્ન અન્ય કોઈ રૂપે જાણતો નથી પણ બ્રહ્મરૂપેજ જાણે છે

એમ હોવાથી નતો બ્રહ્મને જાણનારાને તેના પોતાના કહેવાતા દેહવડે કાંઈ સ્વાર્થ સાધવાનો હોય છે ન તો તેના તે દેહના અભિમાનીવડે પોતાનો કાંઈ સ્વાર્થ સાધવાનો હોય છે કે ન તો અન્ય કોઈ દેહવડે વા તેના અભિમાની- વડે પોતાનો કોઇ સ્વાર્થ સાધવાનો હોય છે

તેથી પછી બ્રહ્મને નહિ જાણનારાને તેના પોતાના દેહની કે તે દેહના અભિમાનીરૂપે પોતાની પ્રતિકૂળતાને પ્રસંગે જે દુ:ખ શોક આદિ થવાનો સંભવ હોય છે તે દુ:ખ શોક આદિ થવાનો સંભવ બ્રહ્મને જાણનારાને તેના કહેવાતા દેહની કે તે દેહના અભિમાનીની પ્રતિકૂળતાને પ્રસંગે હોતો નથી

પણ જે બ્રહ્મને જાણવાથી દેહની કે દેહના અભિમાનીની પ્રતિકૂળતાને પ્રસંગે દુ:ખ શોક આદિનો સંભવ હોતો નથી તે બ્રહ્મને દેહને દેહરૂપે ખરો જાણી દેહ હું છું એમ જાણનારો તથા દેહના અભિમાની દેહીને દેહીરૂપે ખરો જાણી તે દેહી હું છું એમ જાણનારો જાણી શકતો નથી

દેહને દેહરૂપે ખરો નહિ જાણીને જેઓ દેહ હું છું એમ ન જાણવા સમર્થ થાય છે તેમજ જેઓ દેહના અભિમાની દેહીને પણ દેહીરૂપે ખરો નહિ જાણીને જેઓ દેહી હું છું એમ ન જાણવા સમર્થ થાય છે તથા તેથી જેઓ દેહથી અને દેહીથી અલગ થઈને આત્મારૂપે દેહમાં રહેલા બ્રહ્મસાથે

પોતાનો યોગ સાધવા સમર્થ થાય છે તેવા યોગીઓજ બ્રહ્મના દશે દિશામાં વ્યાપી રહેલા બ્રહ્મસ્વરૂપને જાણવા સમર્થ થાય છે તથા બ્રહ્મને ન જાણનારાને જણાતા સર્વે દેહો અને દેહીઓના જન્મથી માંડીને મરણપર્યંતની સર્વે વ્યવસ્થા જેને અધીન છે તથા તેથી જેઓ ઈશ્વર કહેવાય છે તે ઈશ્વરના ઈશ્વરરૂપને પણ તેવા યોગીઓજ જાણવા સમર્થ થાય છે કે જેઓ દેહને કે દેહના અભિમાનીને દેહરૂપે કે અભિમાનીરૂપે ખરાં જાણી દેહ હું છું કે દેહી હું છું એમ નહિ જાણતાં તેમનાથી અલગ થઈ દેહમાં રહેલા બ્રહ્મમાં પોતાનો યોગ સાધવા સમર્થ થાય છે.

સર્વે દેહોને વિષે આત્મારૂપે રહેલું બ્રહ્મજ ખરૂં છે. તેનો દેહભાવ કે દેહીભાવ ખરો નથી. તેથી સર્વે દેહીઓનો ખરો સ્વાર્થ આત્મારૂપે રહેલા બ્રહ્મમાં પોતાનો યોગ સાધી રહેવામાં રહેલો છે. આત્મારૂપે રહેલા બ્રહ્મથી ભિન્ન પોતાને કોઈ દેહરૂપે કે દેહીરૂપે ખરો જાણી રહેવાથી દેહીને સ્વાર્થની હાનિ અને અનર્થની પ્રાપ્તિ છે. માટે સર્વે દેહોથી તથા સર્વે દેહીઓથી ઉદાસ થઈને પોતાના ખરા સ્વાર્થને સાધવાની ઇચ્છાવાળાએ સર્વે દેહોમાં આત્મારૂપે રહેલા બ્રહ્મમાંજ પોતાનો યોગ સાધવો જોઈએ.

સર્વે દેહોમાં આત્મારૂપે રહેલા બ્રહ્મમાંજ પોતાનો યોગ સાધી રહેવાથી સર્વે દેહોને તથા દેહીઓને નિરર્થકપણાની પ્રાપ્તિ થશે એવો ભય સેવવાનું કોઈ ખરૂં પ્રયોજન નથી.

સર્વે દેહો દેહોરૂપે કે સર્વે દેહીઓ દેહીઓરૂપે ખરા ન હોવાથી તેમને વિષે સાર્થકપણાના કે નિરર્થકપણાના વિચારને અવકાશ નથી.

છતાં જેઓ દેહોમાંથી તથા દેહીઓમાંથી ખરાપણાની બુદ્ધિ કાઢી શકતા નથી તેમને પક્ષે દેહો તથા દેહીઓ ભલે સાર્થક રહે પણ વસ્તુતાનો વિચાર કરનારાને પક્ષે તેમની કશી સાર્થકતા રહેતી નથી.

દશે દિશામાં પાણીવડે ડુબડુબાં ભરેલું જળાશય હોય છતાં જેમ તેના જળવડે પોતાનો કોઈ વ્યવહાર જેને સાધવાનો ન હોય તેને પક્ષે તે નિરર્થકજ છે તેમ કોઈ પણ દેહવડે કે દેહીવડે પોતાનો કોઈ સ્વાર્થ જેને સાધવાનો નથી તેને પક્ષે સર્વે દેહો તથા સર્વે દેહીઓ નિરર્થકજ છે.

તેથી પછી દશે દિશામાં ડુબડુબાં જળવડે ભરેલું જળાશય દૃષ્ટિસમીપ હોય છતાં જેને તેના જળવડે પોતાનો કોઈ વ્યવહાર સાધવાનો હોતો નથી તે તેની ઉપેક્ષા કરી તેની પાસેથી ચાલ્યો જાય છે. તેમ સર્વે દેહો તથા સર્વે દેહીઓ દૃષ્ટિ સમીપ હોવા છતાં જેનો તેમનાવડે પોતાનો કોઈ સ્વાર્થ સાધવાનો હોતો નથી તે તેમની ઉપેક્ષા કરી રહી તેમની કોઈની સાથે પોતાની એકતા કરતો નથી પણ સર્વે દેહોમાં આત્મારૂપે રહેલા બ્રહ્મમાંજ પોતાની એકતા સાધી રહે છે.

એવી રીતે સર્વે દેહોથી તથા સર્વે દેહીઓથી ઉદાસ થઈને જેઓ સર્વે દેહોને વિષે આત્મારૂપે રહેલા બ્રહ્મમાં પોતાની એકતા સાધે છે તે યોગીઓજ આત્મારૂપે રહેલા બ્રહ્મનો બ્રહ્મરૂપે સાક્ષાત્કાર પામે છે તથા તે યોગીઓજ

આત્મારૂપે રહેલા બ્રહ્મનો ઈશ્વરરૂપે સાક્ષાત્કાર પામે છે કોઈ પણ દેહમાં કે દેહીમાં પોતાની એકતા કરી રહેનારો કોઈ આત્મારૂપે રહેલા બ્રહ્મનો બ્રહ્મરૂપે કે ઈશ્વરરૂપે સાક્ષાત્કાર પામવા સમર્થ થતો નથી.

शांकरभाष्यम् ।

तदेवाह यथेति ।

યથા૦ એમ આ શ્લોકવડે ઉપરમાં કહી તેજ વાત અધિક કહે છે.

यथा सर्वत संप्लुतोदके महति कृतकृत्यस्य पुंसोऽल्प उदपानेऽर्थो नास्त्येवं सर्वेषु भूतेष्वात्मानं पश्यतो ब्राह्मणस्य विजानतः सर्ववेदोदिते कर्मादौ किंचिदपि प्रयोजनं न विद्यत इत्यर्थः ।

જેમ ચારે બાજુથી કુળકુળાં ભરેલા મોટા જળાશયમાં પોતાના વ્યવહાર સાધી લઇને કૃતકૃત્ય થયેલા પુરુષને નાના જળાશયમાં કોઈ સ્વાર્થ રહેતો નથી તેમ બધાં ભૂતોને વિષે આત્મારૂપે રહેલા બ્રહ્મને જોનારા એટલે જાણનારા બ્રાહ્મણને પછી બધા વેદોએ કહેલાં કર્મઆદિને વિષે કાંઈ પણ પ્રયોજન રહેતું નથી. એમ એનો અર્થ છે.

आत्मदर्शनेनैव कृतार्थत्वादिति भावः ।

આત્માના દર્શનવડેજ કૃતાર્થતા છે એમ કહેવાનો ભાવ છે.

तथा चाह भगवान् वासुदेवः न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रय इति ॥ २८ ॥

તેજ પ્રમાણે ભગવાન્ વાસુદેવે પણ કહેલું છે કે આત્માનું જેને દર્શન થયું છે તેને પછી સર્વે ભૂતોને વિષે તેનો કોઈ સ્વાર્થનો આશ્રય નથી એટલે કોઈ ભૂત તેના સ્વાર્થનું આશ્રય નથી, એટલે કોઈ ભૂતવડે તેનો કોઈ સ્વાર્થ સાધવાનો હોતો નથી (ચાલુ)

——[*]——

## ब्रह्मनिष्ठ महात्माश्री एकनाथजीनुं जीवनवृत्तांत

(અનુસંધાન ૧ લા અંકના પૃષ્ઠ ૯ થી ચાલુ)

[ સંપાદકઃ એકભક્ત ]

ભાનુદાસ પરમપ્રેમી ભક્ત હતા, સત્ય નિષ્ઠા, આત્મ-સ્તુતિ તેમજ પરનિંદાનો ત્યાગ, પરદ્રવ્ય અને પરદારાતરફ અસ્પૃશ્યભાવ, સર્વત્ર સમભાવ, નામ-સંકીર્તનની પ્રીતિ અને પરમાત્માપ્રાપ્તિનો આનંદ વગેરે તેમની દૈવી સંપત્તિ હતી, અને તેમની આ સંપત્તિ તેમના અભંગોમાં ભરેલી છે એકાદશીનું વ્રત અને પંઢરીની યાત્રાનો નિયમ તેમનો અખંડ હતો. આષાઢી અને કાર્તિકી એકાદશીએ પંઢરપુરની યાત્રા તેઓ અવશ્ય કરતા હતા. નેત્રો તૃપ્ત થાય ત્યાં સુધી ઈંટ ઉપર ઉભેલા પંઢરીનાથના રૂપલાવણ્યનું દર્શન કરવામાં તેમને અત્યંત આનંદ આવતો હતો. અને આ આનંદનું તેમણે સ્થળે સ્થળે વર્ણન કર્યું છે. તેમણે બધાને ઉપદેશ પણ એનોજ આપ્યો છે. તે "સગુણરૂપમાં શરીર વાણી અને મન લુબ્ધ થઇ જાય છે." આ તેમનો અનુભવ હતો. તેમણે ઈશ્વરને પ્રાર્થના પણ એજ કરી છે કે, જન્મ-જન્માન્તરમાં મારી એજ ઇચ્છા પુરી કરો કે હું હમેશાં

## " श्रीमन्नाथसत्संगमंडळ " मुंबईतरफथी

" શ્રીમન્નાથપ્રભુના ૮૮ મા જયંતીમહોત્સવની આમંત્રણપત્રિકા "

**શુભસ્થળ:** શ્રીનરનારાયણના મંદિરમાં નીચેનો સભા હોલ કાલબાદેવી, મુંબઈ.

( ન. ટા. ) કાર્યક્રમ:–આશ્વિન શુદિ ૪/૨૦૦૧ તા. ૧૦–૧૦–૪૫.

**સવારે:** ૯ થી ૧૦–વેદઘોષ

,, ૧૦ થી ૧૧॥–શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન.

,, ૧૧॥ થી ૧૨–શ્રીમન્નાથપ્રભુપ્રતિ પ્રાર્થના.

,, ૧૨ થી ૧૨॥–શ્રીમન્નાથપ્રભુશ્રીનો સદુપદેશ

**સાંજે:** ૫ થી ૭॥–ધાર્મિક સંગીતમય ભજનો.

,, ૭॥ થી ૮॥–શ્રીમન્નાથપ્રભુના જીવનઉપર પ્રવચનો.

,, ૮॥ થી ૧૧–હ. ભ. પ. શ્રીમાન્ મધુસૂદન યશવંત નીલકંઠ–કવિશ્વર બુવાશ્રીનું હરિકીર્તન.

ઉપરના મહોત્સવમાં સૌ બંધુબહેનોને પધારવા વિનતિ છે.

**લિ. " શ્રીમન્નાથસત્સંગમંડળ " મુંબઈના સભ્યોના જય જય શ્રીસદ્‌ગુરુ પરમાત્મા !**

——[*]——

## एक मित्र उपर पत्र

વ્હાલા ભાઈ.........

આશીર્વાદ:—

હિંમત ન હારશો. શરીર પોતાની શક્તિ નીરોગ થયે મેળવશે. શરીરના દુઃખે તમે દુઃખી થશો નહિ. શરીરની ચિકિત્સા વૈદ્યો કે ડૉક્ટરો ભલે કરે.

તમે શરીર નથી, તમે ઇન્દ્રિયો નથી, તમે પ્રાણ નથી, તમે અંતઃકરણ ( મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર ) નથી, તમે અજ્ઞાન નથી, તમે અજ્ઞાની નથી, તમે જીવ નથી. દર્પણમાં પડેલા પ્રતિબિંબસદશ જીવ છે. જેને તમારું કહો છો તે તમે નથી. જે તમે છો તે તમારું નથી–તમારાથી પૃથક્ નથી.

તમો તો જ્ઞાનસ્વરૂપ આત્મા છો. જ્ઞાન નિત્ય છે, તમે નિત્ય છો, કરેલાં કર્મ પ્રમાણે જીવને ઉચ્ચ નીચ યોનિ પ્રાપ્ત થાય છે. જીવ અભિમાની છે, તમે આત્મા નિર-ભિમાન છો. સૌને તમે સિદ્ધ કરો છો, તમે પંડે સ્વતઃ સિદ્ધ છો. તમે સ્વતઃ સિદ્ધ હોવાથી તમે સ્વપ્રકાશ આત્મા છો.

આત્મારૂપે થનારનાં કર્મ ખપી ( બળી ) જાય છે. બળી ગયેલાં કર્મ ધર્મ અધર્મ પુણ્ય–પાપ ઉપજાવવા અસમર્થ છે. આત્મા નાત, જાત, ભાત, ગુણ, કર્મ અને પાપપુણ્યાદિથી રહિત છે. નામ રૂપ અને ક્રિયા શરીરને લાગુ પડે છે. વર્ણ તથા આશ્રમ શરીરને છે.

તમે આત્મા થઈને રહો. આત્માને સુખદુઃખ નથી.

જીવને અજ્ઞાન, અંતઃકરણ, પ્રાણ, ઇન્દ્રિયો અને શરીર સાથે સંબંધ હોવાથી હુંતું, મારુંતારું, લાભહાનિ, માનઅપમાન, શોકમોહ અને સુખદુઃખ થાય છે.

આત્માને અંતઃકરણ સાથે લેવા દેવા નથી; તો આત્માને દેહસંબંધી પુત્ર, પુત્રી, પૌત્ર, પૌત્રી, જમાઈ, દૌહિત્ર કે દૌહિત્રી સાથે લગારે સબંધ નથી.

જેમ તમે વાસ્તવિકસ્વરૂપે આત્મા છો, તેમ આ સસાર પણ વાસ્તવિકરૂપે આત્મા છે; જેમ સોનાનાં ઘરેણાં સોનુંજ છે, માટીનાં વાસણો જેમ માટીજ છે, અને લોઢાનાં પાત્રો તથા લોઢાના હથિયારો જેમ લોઢુંજ છે તેમ

આત્મા સતરૂપ છે, આત્મા જ્ઞાન-પ્રકાશરૂપ છે, આત્મા આનંદરૂપ છે. તમે પડે આત્મા છો તેથી સતરૂપ છો, જ્ઞાનરૂપ છો, ને આનંદરૂપ છો. તમે પોતે સ્વપ્રકાશ છો. દેહથી અળગા પડો, ઇન્દ્રિયોથી નિરાળા રહો. પ્રાણ, મન, બુદ્ધિ અને અહકારના દ્રષ્ટા રહો.

તમે આત્મા કોઈના નથી, અને કોઈ તમારૂં નથી. સ્થૂળદેહ સગાંસબધીનો છે. સગાંસબધી દેહના છે દેહથી પૃથક્ પડો. રોજ આનંદરૂપે રહો. દેહમાટે ઉપચાર છે આત્મા અર્થે ઉપચાર નથી આત્મા ષડ્વિકારરહિત છે. જીવ અજ્ઞાનદશામાં સૂક્ષ્મદેહ સાથે સંબધ રાખી જન્મમરણ પામનારો છે આત્માને જન્મમરણ નથી મનના ઘોડા ઘડશોમાં. મનના દ્રષ્ટા રહેશો મનોવૃત્તિઓ ઊડવા દેશોમા.

તમારા મનના મનોરથોના, તમારા મનની વૃત્તિઓના તમે તેનાથી અલગ પડી જોનારા થશો.

તમે આત્મા તો વૃત્તિરહિત છો

જેમ આંખની કીકી અને જીભ નિર્લેપ છે તેમ તમે આત્મા અસગ-નિર્લેપ છો.

શરીર નામ રૂપ અને ક્રિયાવાળું છે

તમે આત્મા નામ રૂપ અને ક્રિયાથી રહિત છો.

શરીર અસત્ જડ અને દુઃખરૂપ છે

તમે આત્મા સત્ ચિત્ અને આનંદરૂપ છો

દા. કરશનજી પ્રાણજીવન ઓઝાના
આશીર્વાદ.

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( આષાઢ માસ )

**શ્રીસદ્ગુરુમહાપૂજન.**—ગત જન્માષ્ટમીના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીમદ્ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું, પશ્ચાત્ ભજનધૂન થયાં હતાં. સાંજના શ્રવણવેળાએ શ્રી માણિકચન્દશર્માએ પૂજ્યપાદ ગુરુદેવનું "શ્રીકૃષ્ણજન્માષ્ટમી" પરનું વ્યાખ્યાન વિવેચનપૂર્વક વાંચી સંભળાવ્યું હતું

**રુદ્રાભિષેક.**—શ્રી ગોરધનદાસ હીરજી-ચરખા શ્રી હરજી કરશન-લીંબુડા. શ્રી હંસરાજ વીરજી-મરેજ. શ્રી દેવશકર રણછોડ-કુતિયાણા શ્રી. રતનશી લક્ષ્મણભાઈ-ઉમરાળા

**મુખ્યસેટ.**—રૂા ૨૨-૦-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ ઠાકોર તરફથી તથા પેઢી તરફથી સકટનિવૃત્તિ થતાં માનતાના. હા. શ્રી દયાળસિંહજી લા. ઠાકોર.

**ભોજનઃ**—રૂ. ૩–૧૨–૦ શ્રી. હરજી કરશન–લીંબડાવાળા. તરફથી સદ્‌ગત ગંગાબેનના આત્મકલ્યાણાર્થે ૬ વિદ્યાર્થીઓને ભોજન.

**થાળોઃ**—રૂ. ૧–૪–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે–રાજકોટ. રૂ. ૬–૪–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ (૫ થાળ). રૂ. ૨–૮–૦ શ્રી. પ્રાગજી દેવજી–મોરબી (૨ થાળ). રૂ. ૧–૪–૦ વકીલ મૂળશંકર કાનજી–બીલખા. રૂ. ૧–૪–૦ બેન મણિબાઇ–બીલખા. રૂ. ૧–૪–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. માવજી ખીમજી ભટ્ટી–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણાની પુત્રી બેબીબેનના શિરદુઃખવાના નિવારણાર્થે ફળો કૃપાનાથની સેવામાં ધર્યાં. રૂ. ૨–૮–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઇ (થાળ ૨). રૂ. ૧–૪–૦ શ્રી. મણિલાલ હરખજી સ્ટેશનમાસ્તર સાહેબ –ખીજડીયા જંકશન. રૂ. ૧–૪–૦ શ્રી. શિવશંકર દયાળજી–લાઠી. રૂ. ૧–૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી–ચરખા. રૂ. ૧૦–૮–૦ શ્રીમાન્ શેઠ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર–ભાવનગર તરફથી (થાળ ૨). રૂ. ૧–૪–૦ ઠા. ભવાનભાઇ ભીખાભાઇ–ભાવનગર. રૂ. ૧–૪–૦ બેન લાધીબાઈ કરશન. રૂ. ૧–૪–૦ શ્રી. વસરામ જેઠાભાઈ–વાળોતરા. રૂ ૨–૮–૦ જોશી ડાહ્યાલાલ કાનજી–ભોલગામડા. રૂ. ૧–૪–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ–બેંગલોર (થાળ). રૂ. ૧–૪–૦ હિંમતલાલ વ્રજલાલ–દહાણું. રૂ. ૧–૪–૦ ભોગીલાલ જગજીવનદાસ. રૂ. ૧–૪–૦ લક્ષ્મણ વ્રજલાલ. રૂ. ૧–૪–૦ મંગળભાઈ લક્ષ્મણ–દહાણું. રૂ. ૧–૪–૦ ચંપકલાલ મૂળશંકર –મેંદરડા. રૂ. શ્રી. ૧–૪–૦ રતનશી લલ્લુભાઈ–ઉમરાળા. રૂ. ૧–૪–૦ સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. રૂ. ૧–૪–૦ શ્રી. ગાંડાલાલ બહેચરલાલ–ધોરાજી.

**અખંડદીપકઃ**— રૂ. ૨૧–૦–૦ શ્રી. પ્રાગજી દેવજી મોરબી. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી સ્વ. ચિ. ભાઈ કામજિતના આત્મકલ્યાણાર્થે અર્પણ થયેલી રકમ રૂ. ૧૬૦] ના સં. ૨૦૦૦ના કાર્તિકસુદિ ૧થી ૨૦૦૧ના જેઠવદિ ૩૦ સુધીના માસ ૨૧ ના વ્યાજના અર્પણ થયા છે. હા. અંબાશંકર નાનજી જોશી.

રૂ. ૧–૦–૦ સોની મંગળજી મોતીભાઈ. રૂ. ૨–૧૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી–ચરખા. રૂ. ૦–૪–૦ શિવશંકર પ્રભાશંકર–દેવડા. રૂ. ૧–૦–૦ વશરામ જેઠા–વાળોતરા. રૂ. ૦–૮–૦ જોશી ડાહ્યાલાલ કાનજી–ભોલગામડા. રૂ. ૦–૪–૦ કરશનદાસ જૂઠાભાઈ–રાકુ. રૂ. ૦–૪–૦ અમૃતલાલ નગીનદાસ–સુરત. રૂ. ૦–૮–૦ રતિલાલ બી. મુનિ–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ–બેંગલોર. રૂ. ૧–૪–૦ શ્રી. મોરારજી લાલજી–જૂનાગઢ. રૂ. ૧૦–૦–૦ સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. રૂ. ૦–૫–૩ શ્રી ગાંડાલાલ બહેચરભાઈ–ધોરાજી. રૂ. ૦–૫–૩ સદ્‌ગત શિવલાલ બહેચરલાલ–ઢાંક. રૂ. ૦–૫–૬ બેન લલિતા ગાંડાલાલ મહેતા–ધોરાજી. રૂ. ૧૭–૮–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ–માંગરોળ તરફથી જૂલાઇના માસિક જપના.

**વિદ્યાલયમાં રજાઃ**—બીલખા ગામની હવા બગડેલી હોવાથી વિદ્યાલયમાં રજા પાડવી પડી છે, અને વિદ્યાર્થીઓ બહારગામ ગયા છે.

શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ–પોરબંદરવાળા તરફથી શ્રાવણસુદિ ૧ થી શ્રાવણવદિ ૩૦) સુધી નિત્ય એક સત્યનારાયણની કથા વિધિપૂર્વક કરાવવામાં આવી હતી.

———[ * ]———

# श्रीआनंदाश्रमना एक ट्रस्टी अने वयोवृद्ध गुरुबंधुनुं अवसान

ગત શ્રાવણવદિ ૧૩ ને મંગળવારે સિહોરનિવાસી શ્રીમાન્ ભાઈશંકર ધનજી દવે લગભગ એંશી વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવીને ભાવનગર મુકામે કૈલાસવાસી થયા છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથના શિષ્યમંડળમાંના એક યોગ તથા વેદાંતના અભ્યાસી ને અગ્રગણ્ય શિષ્ય હતા. તેઓ વખતોવખત પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં શ્રીઆનંદાશ્રમમાં વસીને એકાંત સેવનમાં રસ લેતા. તેઓ જામનગર સ્ટેટના પેન્શનર તાલુકા સ્કૂલ માસ્તર હતા. કેળવણી ખાતાની તેમની નોકરી યશસ્વી નીવડી હતી. વ્યવહારમાં રહી સ્વધર્મ પાલન ઉચ્ચપ્રકારે કરતા. યોગની નેતિ, ધૌતિ, બ્રહ્મદાતણ આદિ કેટલીક મળશોધક ક્રિયાઓ ઉપરાંત યોગાભ્યાસમાં ઊંચી ગણાતી શક્તિચાલનમુદ્રા ને ખેચરીમુદ્રાનો પણ તેમણે અભ્યાસ કર્યો હતો. બ્રાહ્મમુહૂર્તમાં વહેલા ઊઠીને તેઓ ધ્યાનાભ્યાસ કરતા. સંધ્યાવંદનાદિ નિત્યકર્મ ને આચારપાલનમાં એમને સુદૃઢ શ્રદ્ધા ને આગ્રહ હતો. "આનંદાશ્રમ" માસિકમાં ને અન્યત્ર પ્રસિદ્ધ થયેલો તેમનો **आचारप्रकरण**નો લેખ મનનીય છે. પૂજ્યપાદશ્રીના દેહોત્સર્ગ પછી પાંચેક વર્ષ શ્રીઆનંદાશ્રમના મેનેજિંગ સંયુક્તમંત્રી તરીકે તેમણે દોઢેક વર્ષ પર્યંત આનંદાશ્રમનું સેવાકાર્ય સંભાળ્યું હતું. તેમણે પૂજ્યપાદ કૃપાનાથના જીવનચરિતરૂપે **जीवनज्योत अने धर्मप्रवाह, संस्मरणो** તથા **स्वरूपावस्थान** એ નામની ત્રણ પુસ્તિકાઓ લખી છે. તેઓ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના અનન્ય ભક્ત હોય સનાતન ધર્મપ્રચારમાટે સારી લાગણી ધરાવતા હતા. તેમણે કાઠિયાવાડમાં ભિન્ન ભિન્ન સ્થળે ફરીને સનાતન ધર્મપર વ્યાખ્યાનો આપ્યા હતા. ગુરુગુણગાન કરવામાં તેઓ બહુ રસ લેતા. કાઠિયાવાડમાં જ્યાં જ્યાં પૂજ્યપાદ શ્રીમદ્ગુરુદેવે યુવાવસ્થામાં નોકરીને અંગે નિવાસ કરેલો તે તે સ્થળોની યાત્રા પણ તેમણે કરી હતી. પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે તેઓ વ્યવસ્થાકાર્યમાં ભાગ લેતા. આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાનાથનું સમાધિમંદિર, એ એમનું બહુપ્રિય સ્થાન હતું. ત્યાં બેસીને તેઓ વખતોવખત ધ્યાન જપ કરતા.

સંવત ૧૯૪૬માં પૂજ્યપાદ કૃપાનાથના તપઃસ્થાનમાં—શ્રીગિરનારની મુચકુંદગુફામાં—તેમણે તથા શ્રી માણેકલાલ નાનજી ચદાણાએ પૂજ્યપાદશ્રીની દીક્ષા સાથે લીધેલી. શ્રી ભાઈશંકરભાઈના દેહત્યાગથી શ્રી માણેકલાલભાઈએ પોતાનો ૬૦ વર્ષનો જૂનો એકાંતિક ને સહાધ્યાયી મિત્ર ગુમાવ્યો છે. શ્રી ભાઈશંકરભાઈએ દીક્ષા લીધા પછી દેહત્યાગપર્યંત ઉચ્ચ પ્રકારે એકધારું સ્વધર્મપાલન કર્યું હતું. શ્રીઅંતર્યામી સદ્ગુરુપ્રભુનું ધ્યાન કરતાં કરતાં તેમણે દેહત્યાગ કર્યો હતો. તેમના સુપુત્ર શ્રી જયંતિલાલભાઈ—શામળદાસ કોલેજના પ્રોફેસર લખે છે કે—"છેવટસુધી ભાન, ને બદ્ધપદ્માસન વાળીને પથારીમાં બેઠા બેઠા સમાધિસ્થ થઈ ગયા!"

આનંદાશ્રમમંડળીને આવા અનુભવી વયોવૃદ્ધ ને સ્વધર્મપ્રિય ગુરુબંધુની મોટી ખોટ પડી છે.

પરમકૃપાળુ શ્રીમદ્ગુરુ પરમાત્મા એમના પવિત્રાત્માને શાંતિસુખ આપવા કૃપા કરો!

——[ * ]——



## पत्रपुष्प

**[ આષાઢ માસ ]**

| | |
|---|---|
| ૦–૪–૦ | શ્રી. માણેકલાલ નાનજી–ચંદારાણા |
| ૧–૦–૦ | ,, પ્રતાપસિંહ માનસિંહ |
| ૦–૮–૦ | ચિ. શશિકુમાર દયાળસિંહ |
| ૧૫–૦–૦ | શ્રી. તિછાભાઈ લલુભાઈ દેશાઈ–મુંબઈવાળા તરફથી સાત્ત્વિક ધર્માર્થે |
| ૨–૦–૦ | શ્રી. દયાળસિંહજી લાલસિંહજી |
| ૦–૪–૦ | એક બહેન હા. કેશવલાલ |
| ७૮-૧૪-૦ | શ્રી. શેઠ રાજસી જીવરાજ–મુંબઈ તરફથી સાત્ત્વિક દાનના માસિક જૂલાઈ માસના |
| ૦–૪–૦ | શ્રી. દેવશંકર શ્યામજી–ભીંડોરા. |
| ૧–૦–૦ | પ્ર. શ્રી. આત્મપ્રકાશજી–ખખરલા. |
| ૧–૨–૬ | મંદિરેથી ભેટના હા. પૂજારી દલપતરામજી |
| ૨–૦–૦ | શ્રી. કેશવલાલ જેઠાલાલ–મુંબઈ |
| ૨–૦–૦ | ,, રામભટ્ટ પીતાંબર–વડતાલ |
| ૧૫–૦–૦ | ,, અં. ભા. ત્રિવેદીના પોતાના ભોજન ખર્ચના |
| ૧–૦–૦ | શેઠ ઈંદુકુમાર ભાયાલાલ–ભાવનગર |
| ૦–૨–૦ | કસ્તુરબહેન–ખીલખા. |
| ૧–૦–૦ | શ્રી. લાલજી ઝીણાભાઈ |
| ૦–૪–૦ | શ્રી. વિઠ્ઠલજી વાલજી |
| ૧–૦–૦ | શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ |
| ૦–૮–૦ | ચિ. નટવરલાલ ચતુરભાઈ ,, |
| ૦–૮–૦ | સૌ. ડાહીબેન ચતુરભાઈ ,, |
| ૦–૮–૦ | શ્રી. કેશવજી ઝીણા |
| ૦–૪–૦ | પાર્વતીબેન–માઢુંગા |
| ૦–૪–૦ | શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા |
| ૦–૪–૦ | હા. દલપતરામભાઈ |
| ૧–૪–૦ | શ્રી. વ્રજલાલ ધનજી |
| ૧–૦–૦ | સંતોકબહેન |
| ૧–૦–૦ | જમનાબહેન લાલજી |
| ૧–૦–૦ | શ્રી. અરજણ કરમણ મીસ્રી |
| ૧–૦–૦ | બેન અમૃતબાઈ |
| ૧–૦–૦ | શ્રી. રતનશી લલુભાઈ |
| —૧–૦ | પરચુરણ. |
| ૧–૦–૦ | શ્રી. અજિતરાય હરિદાસ પારેખ |
| ૦–૧–૦ | શ્રી. દેવશંકર મોરારજી |
| ૨–૦–૦ | ,, નટવરલાલ ચતુરભાઈ |
| ૨–૦–૦ | શ્રી. વિમલાબહેન ચતુરભાઈ |
| ૨–૦–૦ | મધુકાંતા જીવાભાઈ |
| ૧–૪–૦ | શ્રી. અમૃતલાલ ભાણજી–ધણોજ |
| ૦–૮–૦ | ,, ચતુરભાઈ તથા શ્રી. અમૃતલાલભાઈ તરફથી સાકર ધરવામાટે |
| ૦–૮–૦ | શ્રી. મોરારજી છગનલાલ |
| ૧–૦–૦ | ,, વલ્લભજી જેરામ–બાંટવા |
| ૪–૦–૦ | ,, હંસરાજ વીરજી–પોરબંદર |
| ૪–૦–૦ | ,, દેવચંદ હંસરાજ–ગરેજ |
| ૯–૦–૩ | ,, લક્ષ્મીદાસ હંસરાજ–પોરબંદર |
| ૧–૦–૦ | લુહાર દામજી આણંદજી સમેગા |
| ૧–૦–૦ | વકીલ જેચંદભાઇ–જૂનાગઢ |
| ૨–૮–૦ | શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર ગુરુપૂજનની ભેટ |
| ૨–૮–૦ | શ્રી. રઘુનાથસિંહજી ઠાકોર–બેંગલોર |
| ૦–૮–૦ | ,, રતિલાલ બી. મુનિ–મુંબઇ |
| ૧–૦–૦ | વિજયાબહેન–ધંધુકા |
| ૧–૪–૦ | શ્રી. અમૃતલાલ નગીનદાસ–સુરત |
| ૧–૦–૦ | ડો. દ્વારકાદાસ ભગવાનલાલ–અમરેલી. |
| ૧–૦–૦ | શ્રી. મહેશચંદ્ર જનુભાઇ–અમરેલી |
| ૩–૦–૦ | શ્રી. પુરુષોત્તમ ભીમજી–ભાવનગર |
| ૧–૦–૦ | ,, કરસનદાસ જુડાભાઈ |
| ૧–૦–૦ | ,, સવજી જેરામ–જામવાળી |
| ૨–૦–૦ | ,, હરજીવન કેશવજી–મુંબઈ |
| ૧–૪–૦ | કવિ સુમંતભાઈ–માંગરોળ |
| ૦–૪–૦ | શ્રી. માવજી દેવજી–દેવળીયામોટા |
| ૦–૪–૦ | નર્મદાબહેન–જૂનાગઢ |
| ૨–૦–૦ | શ્રી. કરુણાશંકર જીવાભાઈ ,, |
| ૪–૦–૦ | વકીલ જયચંદ બહેચરભાઈ ,, |



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્


વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૧ ભાદ્રપદ [ અંક ૪ થો


## સંપ્રજ્ઞાત યોગવડે થયેલા બ્રહ્મસાક્ષાત્કારવાળી ચિત્તવૃત્તિના ઉદ્ગારો

( રાગ—ભૈરવ )

સખિ! ચિદ્‌ઘન દષ્ટિ આયા, કહાં ગયે નામ રૂપ ઔ ક્રિયા પત્તા નહિ મૈં પાયા—સખિ

મિથ્યા દશ્ય કોં સત્ય માની મૈં, અબલગ જીવકોં જલાયા—સખિ

યહ મૈં યહુ મેરા યું કહ કર, બહુત અજ્ઞાન બઢાયા—સખિ

પરમ દુઃખ મૈં સુખ ભ્રાંતિને, જીવકોં બહુત ભુલાયા—સખિ

સદ્‌ગુરુ મીલે સુ-અંજન આંજ્યા, જ્યું થા ત્યું દરશાયા—સખિ

અંતર બાહિર પ્રિયકોં દેખી, સબ દુખ કોં બિસરાયા—સખિ

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

કર્મ કરનારના અભિમાનના વેગના પ્રમાણમાં તે કર્મના સંસ્કાર પ્રારબ્ધ-કર્મના આગળના સંસ્કારોમાં ભળે, વા, સંચિત કર્મના આગળના સંસ્કારોમાં ભળે. હવે તે મનુષ્ય જો શુભાશુભ કર્મના સ્વરૂપને વધારે સમજે, સારા સદ્ગુરુનો ને સારા શાસ્ત્રનો આશ્રય ગ્રહણ કરે, અને સારા સંગમાં રહે તથા શુભકર્મમાં લાગણી રાખી જો મંદ વેગથી, મધ્ય વેગથી વા તીવ્ર વેગથી શુભકર્મ કરવા લાગે તો તે શુભકર્મના સંસ્કાર તેના અંતઃકરણમાં અભિમાનના વેગને અનુસરી સંચિતમાં કે પ્રારબ્ધમાં ભળે. કદાચ આરંભમાં તે શુભકર્મ કરવામાં જોઈએ તેવા વેગવાળો ન થાય તો પણ જો તે શુભ સામગ્રી સેવતો રહે તો આગળ જતાં તેનું અંતઃકરણ શુભકર્મમાં વધારે વેગવાળું થાય, ને તે શુભકર્મ કરી મોક્ષપર્યન્ત પહોંચી શકે. મનુષ્યે પોતાના મનની ગમે તેવી સ્થિતિ હોય તોપણ સારા પુરુષમાં ને સારા શાસ્ત્રના આશ્રયથી શુભ-કર્મનું અનુષ્ઠાન કરવામાં ઘણામાં ઘણો આગ્રહ રાખવો જોઈએ. જો તે એમ વર્તશે તો તે વર્તમાન જન્મમાં કે પછીના જન્મોમાં કૃતાર્થ થઈ શકશે.

મનુષ્ય અશુભકર્મને દુઃખદ જાણી તે કરવા ન ઇચ્છતો હોય, પણ જો તેના અંતઃકરણમાં અશુભ સંસ્કારોનું બલ વધારે હોય, તો તુરત તે અશુભ કર્મથી નિવૃત્ત ન થઈ શકે, પણ પ્રયત્ન કરતાં કરતાં આગળ જતાં તે અશુભ કર્મથી અવશ્ય નિવૃત્ત થઈ શકે.

દૃશ્યમાં વૈરાગ્યનો ને પરમાત્મામાં પ્રીતિનો વધારો કરવાથી જપમાં ને ધારણામાં સુધારો થવા માંડશે.

શ્રી બુદ્ધનો ઉપદેશ તેમના નિર્વાણ પછી આશરે આઠસો વર્ષે પુસ્તકા-રૂઢ થયાનું કહેવાય છે, એટલે તેમના વાસ્તવિક મંતવ્યો આત્માદિને વિષે કેવાં હતાં તે સ્પષ્ટ કહી શકાય નહિ, પણ તેમનો જે ઉપદેશ વર્તમાનમાં તેમનાં પુસ્તકોમાં દર્શાવવામાં આવ્યો છે તેને અવલંબીને તમારા પ્રશ્નોના ઉત્તરો લખાય છે. નિર્ગુણ બ્રહ્મનો તથા આત્માનો સ્વીકાર સ્પષ્ટ શબ્દોમાં તેમના ગ્રંથોમાં જણાતો નથી પણ જીવનું જીવપણું શમે—તેના વિજ્ઞાનાદિ પાંચ સ્કંધો નિવૃત્ત થાય—ત્યારે તે નિર્વાણ પામે છે એમ તેમાં જણાવ્યું છે, તેથી અર્થવડે જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મને પામે છે એમ સમજાય છે. તેમણે માનેલું શૂન્ય બ્રહ્મ હોવું જોઈએ, એટલે દૃશ્યની તૃષ્ણાનો નિઃશેષ ઉચ્છેદ થતાં જીવ નિર્વાણકાલે બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે, એમ સમજાય છે. તેમને મતે આત્માનું સ્વરૂપ પાંચ સ્કંધોથી રહિત ચેતનરૂપ હશે એમ અનુમાન થાય છે. અવિદ્યામાંથી આ જગતની ઉત્પત્તિ તેઓ માને છે. તેઓ અવિદ્યા અનાદિ માને છે. વ્યષ્ટિ અવિદ્યાના સ્વીકારવડે સમષ્ટિ અવિદ્યાનો સ્વીકાર અર્થથી થાય છે. તેમના સિદ્ધાન્તમાં ક્ષણિક વિજ્ઞાનરૂપ કર્તા ભોક્તા જીવ છે. તે જીવ ક્ષણે ક્ષણે વિજ્ઞાનના બદલાવાથી બદલાતો જાય છે, એકરૂપે

સ્થાયી રહેતો નથી. તેમને મતે આત્મા સ્થાયી હશે શૂન્યરૂપ (બ્રહ્મરૂપ) હોવાથી, ને બુદ્ધિ અથવા વિજ્ઞાન ક્ષણભંગુર હશે એમ જણાય છે જીવાત્મારૂપ વિજ્ઞાન ક્ષણિક છતાં તેમાં સ્થાયીપણાનું ભાન અજ્ઞાનથી થાય છે, એમ તેમનું માનવું જણાય છે તે વિજ્ઞાન બીજા સ્કંધોને લીધે સુખદુઃખ ભોગવવાનું અભિમાન ધારણ કરે છે તે જ્યારે સ્કંધોથી છૂટો પડે ત્યારે નિર્વાણ પામે છે તેમને મતે શૂન્યરૂપ આત્મા અમર હોવો જોઈએ. તેમણે જીવનું જીવભાવનો હુંપણાનો ને મારાપણાનો અભાવ થયે જીવનું નિર્વાણ થાય છે એમ સ્વીકાર્યું હોય એમ જણાય છે.

માયાના પ્રદેશમાં રહ્યા છતાં પણ મનને પરમાત્માના પવિત્રતમ ને આનંદઘન પ્રદેશમાં સુસ્થિર રાખ્યા કરવી કે જેથી જીવ માયાના બંધનમાં બંધાય નહિ, ને નિર્લેપ રહે.

શરીરાદિના પ્રારબ્ધકર્મના દ્રષ્ટા રહી પ્રાપ્તવ્યવહારનો સમભાવે નિર્વાહ કરવો.

જે પોતાના જીવાત્માને પરમાત્મામાં સુસ્થિર રાખે છે, તે કીટભ્રમર ન્યાયે પરમાત્મારૂપજ થાય છે

ઉત્કટ શ્રદ્ધાભક્તિથી, મનને સ્થિર કરાય,<br>
તો સુખઘનના અનુભવે, સર્વે દુઃખ વિલાય

મનની સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરવા જાગૃતિ સેવાતી હશે, અને અગત્યના કામમાં બોલવામાં નિરર્થક શરમ નહિ રખાતી હોય

નવા વર્ષમાં તીવ્રશ્રદ્ધા ને અસ્ખલિત ઉમંગથી સ્વધર્મ પાળી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો

પરમાત્માની પવિત્ર અનન્ય ભક્તિમાં, હૃદયની નિર્મલતામાં, હૃદયની સ્થિરતામાં, દુર્વાસનાઓ નિર્મૂલ કરવામાં અને સુવાસનાની એકનિષ્ઠાની, શ્રદ્ધાની, ઉત્સાહની, દૃઢતાની ને બંને પ્રકારની કર્તવ્યનિષ્ઠાની વૃદ્ધિ કરવામાં તીવ્ર લાગણીથી સતત પ્રયત્ન કરશો

મનને બની શકે તેટલું વિવેકપૂર્વક કર્તવ્યપરાયણ રાખતા રહેશો, અને તેની એકાગ્રતા ને શાંતિ વધારતા રહેશો

પૂર્વે જ્યારે ચાલુ કલ્પનું આ જગત ઉત્પન્ન થયું ત્યારે બ્રહ્માની ઉત્પત્તિની સાથે પરમાત્માની ઇચ્છાથી ઉપવીતની ઉત્પત્તિ થઈ તે ઉપવીત કોઈએ બ્રહ્માને આપ્યું નથી, પણ પરમાત્માની ઇચ્છાથી બ્રહ્માની સાથે તે ઉત્પન્ન થયું છે હમણા જેવી રીતે દ્વિજો ઉપવીત પહેરે છે તેવી રીતે તે બ્રહ્માએ પહેરેલું પ્રતીત થયું હતું પછી દ્વિજ પિતાઓ પોતાના પુત્રોને ઉપવીત આપવા લાગ્યા આગળ જતાં દ્વિજો પોતાના પુત્રોને પોતપોતાના ગૃહ્યસૂત્ર પ્રમાણે ઉપવીત આપવા લાગ્યા યજુર્વેદીય આહ્નિકપ્રકાશ વાંચવાથી તમને ઉપવીતવિષે કેટલુંક વધારે જાણવામાં આવશે

રુદ્ર એટલે બ્રહ્મ ને અક્ષ એટલે તેની પ્રાપ્તિનું સાધન, એવી રીતે રુદ્રાક્ષનો

અર્થે બ્રહ્મવિદ્યા થાય છે. તે રુદ્રાક્ષ ધારણ કરનારે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ.

નવા વર્ષમાં તમારે નીચે જણાવ્યા પ્રમાણે સુકર્તવ્ય કરવું જોઈએ:—

અહંતા મમતાનો કરી, ચિદાકાશમાં બાધ;
ત્રિવિધ તાપને દૂર કરી, પામો સુખ અગાધ. ૧
મનની વૃત્તિ રાખવી, અનાધાર અવિકાર;
એ ઉન્મનીમાં સ્થિર રહે, આવે ભવનો પાર. ૨

શું તમને સમજાતું નથી કે જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ તેના પૂર્વજન્મોનાં શુભ કર્મોથી થાય છે, ને તેથી તેની પ્રાપ્તિ દુર્લભ ગણાય છે. વળી તે ક્ષણભંગુર છે. આમ હોવાથી પ્રત્યેક સમજુ મનુષ્યે પોતાના જીવાત્માનો ઉદ્ધાર કરવા માટે ઘણામાં ઘણો શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન કરવો જોઈએ. તેણે માત્ર વ્યાપારને કે નોકરી આદિનેજ શરણ માની તેનીજ ઉપાસનામાં મનુષ્ય જીવનનો સર્વ મૂલ્યવાન્ સમય વ્યતીત ન કર્યા કરવો જોઈએ.

(અપૂર્ણ)

——[ * ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૩૩ થી)

अहमेवास्मि वो माता पिता पुत्रोऽस्म्यहं पुनः ।
आत्माहमस्य सर्वस्य यच्च नास्ति यदस्ति च ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ २९ ॥

હું જ તમારી સર્વેની મા છું. હું જ તમારા સર્વેના પિતા છું. અને હું જ તમારા સર્વેનો પુત્ર છું. વર્તમાનમાં જે કાંઈ વિદ્યમાન છે તથા વર્તમાનમાં જે કાંઈ વિદ્યમાન નથી પણ જે કાંઈ ભૂતકાલમાં વિદ્યમાન હતું તથા ભવિષ્યકાલમાં જે કાંઈ વિદ્યમાન થશે તે સર્વેનો આત્મા હું છું તેથી હું જ તે સર્વ છું.

જે એક સર્વેનો આત્મા છે તે એકજ આત્મા કોઈની મા થાય છે, કોઈના પિતા થાય છે અને કોઈનો પુત્ર થાય છે.

તેથી તમને સર્વેને જે કોઈ માતા રૂપમાં જણાય છે, જે કોઈ પિતાના રૂપમાં જણાય છે તથા જે કોઈ પુત્રના રૂપમાં જણાય છે તે વસ્તુતાએ એકજ છે ને તે સર્વેનો આત્માજ છે.

એ આત્માને તે જેવો છે તેવો જાણીને તે આત્મામાંજ હું આત્મબુદ્ધિ કરી રહેનારો થયો છું એટલે હું મને લાગુ થયેલા દેહના રૂપથી જેવો જણાઉં

છું તેવો હું વસ્તુતાએ નથી પણ વસ્તુતાએ હું આત્માજ છું એમ જાણી રહેનારો થયો છું તેથી તે આત્માના રૂપમાં આત્મબુદ્ધિ કરી રહેનારો હુંજ પોતે તમારા સર્વેની મા છું, તમારા સર્વેના પિતા છું તથા તમારા સર્વેના પુત્ર છું એમ કહું છું.

તમારા સર્વેમાંથી પણ જે કોઈ આ આત્માને તે જેવો છે તેવો જાણે તો તે તેના દેહરૂપથી જેવો જણાય છે. તેવો તે વસ્તુતાએ નથી પણ વસ્તુતાએ તે આત્માજ છે એમ જાણી રહેનારો થાય અને તેથી પછી તે પોતાના અનુભવથી એમ પણ કહી શકે કે સર્વેને જે મારૂપે જણાય છે, સર્વેને જે પિતારૂપે જણાય છે તથા સર્વેને જે પુત્રરૂપે જણાય છે તે વસ્તુતાએ હું પોતેજ જણાઉં છું

પણ આ આત્મા સમાનપણે સર્વેના આત્મા છે છતાં જે સર્વે તેમના પોતપોતાના દેહરૂપને જ પોતાનું ખરું રૂપ જાણી રહેનારા છે તેઓ કોઈ તેમના આ આત્માના આત્મરૂપને જાણવા સમર્થ થતા નથી

આ આત્માજ પોતાનું ખરું રૂપ છે એમ શાસ્ત્ર તથા સદ્ગુરુના અનુગ્રહથી જાણવા જેઓ ભાગ્યશાળી થાય છે તથા તેથી પછી પોતાના દેહરૂપથી અળગા થઈને જેઓ પોતાના આ આત્મામાં પોતાનો યોગ સાધવા સમર્થ થાય છે તેઓજ આ આત્માને પોતાના અને સર્વેના આત્મારૂપે જાણવા સમર્થ થાય છે

આ આત્મા એકજ સનાતન હોવાથી પરમાર્થકોટિનો એટલે વાસ્તવિક પદાર્થની કોટિનો પદાર્થ છે

તથા આ સર્વે વ્યાવહારિક કોટિના પદાર્થોની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનારો આ આત્મા એકજ હોવાથી વ્યાવહારિક કોટિના આ સર્વે પદાર્થનો ઈશ્વર પણ આ આત્મા એકજ છે.

તેથી જે કોઈ પોતાના દેહરૂપથી અળગા થઈને પોતાના આ આત્મામાં પોતાનો યોગ સાધવા સમર્થ થાય છે તેઓજ આત્માના આ ઈશ્વરરૂપને તથા પરમાર્થકોટિના સનાતનરૂપને જાણવા સમર્થ થાય છે

પોતાના પ્રાકૃત એવા દેહરૂપમાંજ પોતાના ખરા રૂપની બુદ્ધિ કરી રહેનારા પ્રાકૃત મનુષ્યો આ આત્મા તેમનો પોતાનોજ આત્મા છતાં આ આત્માને જાણવા સમર્થ થતા નથી

श्रीशांकरभाष्यम्।

इदानीमुक्तस्यार्थस्य द्रढिम्ने वामदेवादिवत्स्वानुभवं दर्शयति अहमेवास्मीति सार्धैस्त्रिभि ।

અત્યારસુધીમાં કહેલા અર્થની દ્રઢતા થવા માટે હવે अहमेवास्मि ० ॥ એ આદિ સાડાત્રણ શ્લોકવડે વામદેવ આદિની પેઠે પોતાના અનુભવને કહી દેખાડે છે

हे धृतराष्ट्राहमेवास्मि वो युष्माकं माता जनयित्री।

હે ધૃતરાષ્ટ્ર! તમારી સર્વેની જે માતાઓ એટલે જનનીઓ છે તે હુંજ છું.

હુંજ તમારી સર્વેની માતાઓ છું.

पिताप्यहमेव ।

તમારા સર્વેના પિતાઓ પણ હુંજ છું.

युष्माकं पुत्रो दुर्योधनादिरहमस्मि ।

દુર્યોધન આદિ તમારા પુત્રો પણ હુંજ છું.

किं बहुना आत्माहमस्य सर्वस्य प्राणिजातस्य ।

વધારે વિસ્તારીને કહેવાનું પ્રયોજન નથી. સ્વલ્પમાંજ કહું છું કે આ સર્વે પ્રાણિઓના સમુદાયનો આત્મા હું છું.

પ્રાણિઓ જેવા તો તેઓ તેમના દેહના યોગે જણાય છે, વસ્તુતાએ તેઓ જે છે તે હુંજ છું માટે હું કહું છું કે તેઓ સર્વે હુંજ છું.

यच्च नास्ति यदस्ति च तदस्म्यहमेवात्मा ॥ २९ ॥

જે કાંઈ પ્રાણિપદાર્થ વર્તમાનમાં નથી પણ ભૂતકાલમાં વિદ્યમાન હતાં તથા જે કાંઈ પ્રાણિપદાર્થ ભવિષ્યમાં વિદ્યમાન થશે તેમજ જે કાંઈ પ્રાણિપદાર્થ વર્તમાનમાં વિદ્યમાન છે તે સર્વે વસ્તુતાએ તે તે પ્રાણિપદાર્થ નથી પણ એક આત્માજ છે અને તે આત્માને હું આત્મારૂપે જાણી રહેનારો છું તેથી આત્મારૂપે તે તે સર્વે પ્રાણિપદાર્થ હુંજ છું એમ હું કહું છું.

——[ * ]——

## सद्गुरुपरमात्मा श्रीसन्नाथभगवान्‌नी ८७मी जयंतीना पर्वप्रसंगनी प्रार्थना

જય નાથ !

જય શ્રી મહેશ્વર !

આજ આપ ભગવાનની ૮૭મી જયંતીનું પર્વ છે, તે પ્રસંગે હે શ્રીસદ્‌ગુરુપરમાત્મન્! અમે આપ ભગવાનનું વેદોક્ત વિધિથી પૂજન કરીએ છીએ.

અમારાં યત્કિંચિત્ અર્ચન આરાધનથી પ્રસન્ન થઈને હે આશુતોષ! વિશ્વમાં હવે શાંતિનો તથા સુખનો સંચાર થાય એવી કાંઈ વ્યવસ્થા વર્તાવવાની કૃપા કરશો એમ અમે દીનતાથી પ્રાર્થીએ છીએ.

જો કે **यतो धर्मस्ततो जयः** એ આપ ભગવાનનો પ્રસિદ્ધ ડિંડિમ છે.

ધર્મનાજ અનુષ્ઠાનથી શાંતિનો અને સુખનો ઉદય થાય છે.

શાંતિને તથા સુખને ઇચ્છનારાઓએ પોતપોતાના સ્વધર્મનેજ કષ્ટ વેઠીને પણ સાધવો જોઈએ.

અને મનુષ્યો આજ વેદે કહેલા પોતપોતાના સ્વધર્મના-સ્વરૂપને યથાવત્ જાણનારાં થતાં નથી ત્યાં સાધનારાં થાય અથવા સ્વધર્મને સાધવામાં આવશ્યક્તા થાય તો કષ્ટને વેઠનારાં થાય એવી આશા આજ રાખી શકાતી નથી. એવી સ્થિતિમાં આજ વિશ્વમાં શાંતિની તથા સુખની આશા કરવી એ એક રીતે બુદ્ધિની મંદતા દર્શાવવા તુલ્ય છે.

તોપણ હે કરુણાનિધે! આપ ભગવાનની કરુણાને કાંઈ સીમા નથી એમ જોઈને વિશ્વની આજની યોગ્યતાને અનુરૂપ શાંતિ અને સુખનો વિશ્વમાં આજ સંચાર કરવાની

અમારી યાચના કેવળ વિચાર વિનાની યાચના છે એવું અમને જણાતું નથી.

આજ વિશ્વમા ધર્મની અપેક્ષાએ કામેજ મનુષ્યોના ચિત્તનો ગ્રાહ કરેલો છે.

અને કામ પોતાની સિદ્ધિમા ધર્મનીજ સ્પૃહા રાખી રહેનારો ન હોવાથી કામનો યથાવત્ નિગ્રહ કરવામા ન આવે તો કદાચિત્ નરકપર્યંતના દુ:ખનો ઉદય કરનારો થાય છે એમ, હે શ્રીસદ્ગુરુદેવ! આપ ભગવાનના અનુગ્રહથી અમે તો યથાવત્ જાણનારા થયાં છીએ.

પણ હે વિશ્વવિધાતર્! વિશ્વનું વિધાનજ આપ ભગવાને વિચિત્ર કરેલું હોઈ વેદે કહેલા ધર્મ અને અધર્મને આખુ વિશ્વ ધર્મ અને અધર્મરૂપે જાણે એવી આશા સફળ નીવડે એવી નથી.

તેથી વિશ્વની આજ જેવી યોગ્યતા છે, તેને અનુરૂપ સુખનો તથા શાંતિનો વિશ્વમાં સંચાર થાય એવી પ્રાર્થના કરીને અમે સંતોષ રાખી રહીએ છીએ. તે અમારી પ્રાર્થના હે દયાઘન! સફલ કરીને વિશ્વપ્રતિ આપ ભગવાનની દયા દર્શાવવા અમે આપ ભગવાનને વિનવીએ છીએ

——[ * ]——

## બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત

**[ સંપાદકઃ–બ્રહ્મચારી દલપતરામ શ્રી દક્ષિણામૂર્તિ નાથભગવાનના પૂજારી ]**

( અનુસંધાન વર્ષ ૧૪ માના અંક ત્રીજાના પૃષ્ઠ ૩૫ થી ચાલુ )

નગરમાં ચારે તરફ રાજ્યાધિકારીઓ તપાસ કરવા લાગ્યા, ત્યારે તુગભદ્રાના તટે નિ:શંક મનથી ગાતા–નાચતા શ્રીવિઠ્ઠલરૂપની સાથે એકરસ–તલ્લીન થયેલા ભાનુદાસ દેખાયા, અને તેમની પાસે શ્રીવિઠ્ઠલના ગળાનો નવરત્નહાર પણ પુષ્પહારની સાથે દેખાયો રાજા કૃષ્ણરાય અત્યત ક્રોધાયમાન થયા અને તેમણે ચોરને શૂળીએ ચઢાવવાની આજ્ઞા આપી શૂળી નજીક લઇ જતાંજ ભાનુદાસે કહ્યુ કે —

"આકાશ ગર્જતું દેખાય, અખિલ બ્રહ્માડના ભુક્કા થઇ જાય અને વડવાનળ ત્રિભુવનનો ગ્રાસ કરી જાય, તોપણ તેથી શુ? હુ તો હે વિઠ્ઠલ! તમારીજ વાટ જોઈ રહ્યો છુ. સાતે સમુદ્ર મળીને એક થઇ જાય, અથવા પચમહાભૂતનો પ્રલય થઇ જાય, તોપણ હે વિઠ્ઠલ! તમેજ મારા સાથી છો. ગમે તેટલો જડ ભાર મારા ઉપર આવી પડશે, તોપણ જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રાણેશ્વરનું નામ નથી છોડતી, તેમ હું તમારૂં નામ નહિ છોડું, એજ મારો નિશ્ચય છે"

આટલો અચળ અને આવો પ્રચડ નિશ્ચય, આવો અલૌકિક એકવિધ ભાવ જે ભક્તોનો હોય, તેની શું પ્રહ્લાદપ્રિય પાડુરગ કદી ઉપેક્ષા કરી શકે? એવુ કયું સકટ છે કે જેમાંથી ભગવાન્ ભક્તને ન ઉગારે? ભગવાને શુ કદી પોતાના કોઈ ભક્તની ઉપેક્ષા કરી છે? ભક્ત ભાનુદાસને જે દુ:ખ થયુ, તેનાથી માતાથી પણ વિશેષ કોમળ હૃદયવાળા, ચદ્રમા કરતાં પણ વધારે શીતળ અને જળથી પણ વધારે દ્રવીભૂત, પ્રેમના અગાધ સમુદ્ર ભક્તવત્સલ પાડુરંગનું હૃદય તેજ ક્ષણે ભરાઈ આવ્યુ, અને ક્ષણવારમા તે શૂળીનાં પાના નીકળી ગયાં, અને તે જગાએ અર્ધી ક્ષણમા ફૂલ–ફળથી લચી પડતું એક સુશોભિત વૃક્ષ બની ગયુ! ભગવાનની લીલા અપરપાર છે!

આ ચમત્કાર જોઇને રાજ્યાધિકારીઓ રાજા પાસે ગયા, અને તેમને બધી હકીકત કહી સંભળાવી. આ સાંભળીને રાજાનું હૃદય એકવાર તો કંપી ઉઠ્યું અને તેમણે માન્યું કે જેને ચોર માનીને શૂળીએ ચઢાવવાની આજ્ઞા આપવામાં આવી હતી તે ચોર નથી, એ તો કોઈ મહાન્ ભગવદ્‌ભક્ત છે. ભાનુદાસને પાલખીમાં બેસાડીને તે રાજમહેલમાં લઈ ગયા. શ્રીવિઠ્ઠલનાં દર્શન થતાંજ ભાનુદાસ ગદ્‌ગદ્‌ થઈ ગયા, તેમને રોમાંચ થઈ આવ્યાં, અને તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. ભાનુદાસની અપૂર્વ ભક્તિ જોઇને રાજાને પરમ સંતોષ થયો, અને તેમણે ભાનુદાસને શ્રીવિઠ્ઠલની મૂર્તિ પંઢરપુર લઈ જવાની રજા આપી.

ઘટ-ઘટમાં બિરાજનાર અનંત બ્રહ્માંડવ્યાપી ભગવાન્ ભક્તને માટે નાનકડા બની ગયા અને શ્રીવિઠ્ઠલની એ મનોરમ મૂર્તિને સાથે લઇને ભાનુદાસ ત્યાંથી વિદાય થયા. ભાનુદાસ શ્રીવિઠ્ઠલની મૂર્તિ લઇને આવે છે, એ વાત સાંભળીને પંઢરપુર તથા આસપાસના હજારો ભાવિક વૈષ્ણવ વીરો ધ્વજા-પતાકાઓ લઇને તાલ-મૃદંગ વગાડતા વગાડતા તેમને લઈ આવવા માટે ચાલ્યા. ચાર દિવસ પંઢરપુરમાં જાણે આનંદનો સમુદ્રજ ઉછળી રહ્યો છે.

રથપર ભગવાનને બેસાડીને તેમનું સરઘસ કાઢવામાં આવ્યું. તે દિવસ કાર્તિકી એકાદશીનો હતો. હજુ સુધી પ્રત્યેક કાર્તિકી એકાદશીએ રથનું સરઘસ નીકળે છે. આ વાર્ષિક સરઘસ, ભાનુદાસે આનાગોંદીથી વિઠ્ઠલ—મૂર્તિ તેમજ મંગળ દિવસની યાદગીરી છે. પંઢરપુરમાં ભક્તોએ ભાનુદાસનો જયજયકાર કર્યો. વિઠ્ઠલમૂર્તિ પંઢરપુરમાં ન રહેવાથી પંઢરપુરનો સંપ્રદાયજ તૂટી પડવાનો સમય આવ્યો હતો. પરંતુ ભક્ત ભાનુદાસની ભક્તિથી તે સમય ચાલ્યો ગયો અને ભગવાનની મૂર્તિ ફરીથી પંઢરપુરમાં આવીને વિરાજી, તે માટે ભક્તોએ ભાનુદાસની સ્તુતિ કરી તેમને અનેક ધન્યવાદ આપ્યા. 'સુકા લાકડામાં અંકુર ફૂટયા, ભગવાન વળી પાછા પંઢરપુર આવી પહોંચ્યા.' આ ભાવાર્થના અભંગ ઉપર ગરુડપારની નજીક ભાનુદાસનું કીર્તન થયું. ભક્તમંડળ ઉપર ભાનુદાસનો અનંત ઉપકાર છે. ભાનુદાસનું ભક્તિઋણ ભગવાને પણ તેના કુળમાં એકનાથ સરખા વિશ્વવિખ્યાત વંદનીય પુરુષને જન્મ આપીને વાળ્યું. ઉપરની ઘટના પછી ભાનુદાસની ભક્તિનો પરમવિકાસ થયો. પૈઠણમાં એક વખત રાત્રે હાથમાં વીણા લઇને ભાનુદાસ ભજન કરતાં કરતાં પ્રેમથી ભગવાનના ધ્યાનમાં એવા લીન થઈ ગયા કે તેમની આગળ સ્વયં શ્રીપાંડુરંગ પ્રગટ થયા. ધન્ય ભાનુદાસ ! ધન્ય એકનાથ ! અને ધન્ય તેમનું પવિત્ર કુળ ! ભાનુદાસના પુત્ર ચક્રપાણિ, ચક્રપાણિના પુત્ર સૂર્યનારાયણ અને સૂર્યનારાયણના એકનાથ થયા. એકનાથની માતાનું નામ રુક્મિણી હતું. ભાનુદાસના પાવન કુળમાં પોતાનો જન્મ થયો, તેને એકનાથ પોતાનું અહોભાગ્ય માનતા હતા. શ્રીએકનાથે પોતાના 'રુક્મિણી-સ્વયંવર' ગ્રંથમાં ભાનુદાસની બાબતમાં પોતેજ કહ્યું છે કે—**મી જન્મલોં ધન્યવંશી મ્હણોનિ હરિભક્તિ આમ્હાંસિ. સંત સોઇરે નિજસુખાસીં, વંશ કૃષ્ણાસી નિરવિલા.** અર્થાત્-ધન્ય વંશમાં મારો જન્મ થયો, એથીજ મને હરિભક્તિ પ્રાપ્ત થઈ, સંત-સજ્જન મારા સગા-સંબંધી થયા અને અમારો વંશ શ્રીકૃષ્ણને અર્પણ થયો. શ્રી શુકાષ્ટકની ટીકામાં પણ લખ્યું છે કે—

**પૂર્વી ભાનુકૃપા ઔરસ, પિતામહ પિતા ભાનુદાસ;**
**ત્યાપાસો નિહા વંશ, જનાર્દન પ્રિય.**

અર્થાત્-પહેલાં સૂર્ય ભગવાનની કૃપા થઈ કે જેથી મારા પિતામહના પિતા (પ્રપિતામહ) ભાનુદાસ જનમ્યા તેમનાથીજ આ વંશ જનાર્દનને પ્રિય થયો પોતાના ભાગવત ગ્રંથના ઉપોદ્ઘાતમા ભાનુદાસને વંદન કરતા એકનાથ મહારાજે આ ઉદ્ગાર કાઢ્યા છે:—"પિતામહના પિતા ભાનુદાસને હવે હું વંદન કરું છુ કે જેમને કારણે ભગવાન્‌ને અમારો વંશ સર્વ પ્રકારે પ્રિય થયો, જેમણે બાળપણમા ભાનુ (સૂર્ય)ની સેવા કરી અને પોતે ચિદ્‌ભાનુ થઈને માનાભિમાનને જીતીને જે 'ભગવત્પાવન' થયા જેમની 'પદબ્ધ પ્રાપ્તિ'થી શ્રીવિઠ્ઠલ મૂર્તિનાં દર્શન થયાં, તે ભાનુદાસના પુત્ર ચક્રપાણિ થયા, ચક્રપાણિના સુયોગ્ય પુત્રનું નામ સૂર્ય રાખીને ભાનુદાસ પોતામા પોતે થઈને રહ્યા એ સૂર્યના તેજ પ્રતાપ-કિરણથી માતા રુક્મિણી જનમ્યાં અને તેજ મારા માતા છે. ગ્રંથારંભમા પૂર્વજ માતાને આ વંદન કર્યા છે. આ મારી ભાગ્યલીલા ધન્ય છે, કે આવા વૈષ્ણવકુળમા મારો જન્મ થયો"

આ ઉદ્ગારો પરથી જણાય છે કે, ભાનુદાસ પ્રત્યે એકનાથને કેટલું માન હતું. ભાનુદાસને લીધે અમારો વંશ ભગવાનને પ્રિય થયો અને આવા વૈષ્ણવ પવિત્ર કુળમાં મારો જન્મ થયો, એ મારૂં અહોભાગ્ય છે, વગેરે વગેરે પ્રેમભર્યા ઉદ્ગારો હૃદયને હચમચાવી નાખે તેવા છે. અતિ સાત્ત્વિક અભિમાનપૂર્વક એકનાથ કહે છે કે, ભાનુદાસના પવિત્ર કુળમા મારો જન્મ થયો, તેથી ભગવદ્‌ભક્તિમાં મને પ્રેમ થયો આ વૈષ્ણવ-કુળમાં જન્મથવાથી પોતાની 'ભાગ્યલીલા' ને એકનાથે ધન્ય કહી છે આ ધન્યો-દ્ગારનો મર્મ અનુભવથીજ જાણી શકાય છે ભાનુદાસની સત્સનિષ્ઠા, તેમની એક-નિષ્ઠ ભક્તિ અને તેમનું શુદ્ધાચરણ વગેરે ગુણોનો વિચાર કરતા એમ જણાય છે કે, 'शुचीनां श्रीमतां गेहे' એકનાથ એક યોગભ્રષ્ટ મહાત્માજ ઉત્પન્ન થયા આથી શુદ્ધ કુળપરંપરાની રક્ષાનું કેટલું મહત્ત્વ છે, એ પણ સ્પષ્ટ જણાઈ આવે છે

એકનાથના પિતા સૂર્યનારાયણનું નામકરણ ભાનુદાસેજ કર્યું હતું અને તે પછીજ તેમનું શરીર છૂટેલું, એ એકનાથ મહારાજના કથનથી સ્પષ્ટ થાય છે આ બનાવ શાકે ૧૪૩૫ (સંવત્ ૧૫૭૦)ની લગભગ બન્યો હશે.

## बाल्यकाळ

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्। (ગીતા-૬-૪૩) "દેહ તો નાનકડોજ હોય છે પરંતુ તેના આત્મજ્ઞાનનો ઉદય થાય છે ત્યારે જેમ સૂર્યની આગળ તેનો પોતાનો પ્રકાશ ફેલાય છે એવોજ તેનો પ્રકાશ ફેલાય છે તેને અવસ્થાની રાહ જોવી પડતી નથી, ઉંમરની રાહ જોવી પડતી નથી; બાળપણમાજ સર્વજ્ઞતા તેના કંઠમાં જયમાળા પહેરાવે છે" જ્ઞાનેશ્વરી ૬-૪૫૨, ૫૩.

ભાનુદાસે પોતાના પુત્રનું નામ ચક્રપાણિ અને પૌત્રનુ નામ 'સૂર્યનારાયણ' રાખ્યું સૂર્યનારાયણ બાળક હતા, તેવામાંજ ભાનુદાસ પરલોક સીધાવ્યા હતા આ પછી વીશ વર્ષ બાદ શાકે ૧૪૫૫ની લગભગમાં-સૂર્યનારાયણને ત્યાં રુક્મિણીના ગર્ભથી એકનાથ જનમ્યા તેમના જન્મસમયે મૂળ નક્ષત્ર હતું આથી જન્મતાંજ પિતાનો અને થોડા સમય પછી માતાનો દેહાંત થયો હતો દાદા અને દાદી, તેમને બાળપણમાં એકા (એકયા) કહીને બોલાવતા જન્મતાંજ માબાપનો ગ્રાસ કરીને બચેલા એકનાથના નામનો, અધ્યાત્મદૃષ્ટિથી જે વિલક્ષણ

અને ગંભીર અર્થ થાય છે, તેને એકનાથે પોતેજ પોતાના થોડા અભંગોમાં આ પ્રમાણે દર્શાવ્યો છે-મૂળના મૂળમાંજ એકો પેદા થયો, આથી માબાપ ડરી ગયાં. આ મૂળ નક્ષત્ર એવું આવ્યું કે હું બન્નેને નિર્મૂળ કરવા લાગ્યો. તેમણે નક્ષત્રની શાંતિ કરી, એટલે કે તેઓ પોતેજ શાંત થઈ ગયાં અને હું મૂળમાં લાગીને મારૂં નામ સાર્થક કરવા લાગ્યો. એકા જનાર્દનને શરણે જઈને મૂળની વાતમાં પહોંચ્યો અને મા ( માયા પ્રકૃતિ ) સાથે બાપ ' ( બ્રહ્મ )ને ઘૂટવા લાગ્યો. " જે અભંગોનો આ ભાવાર્થ આપ્યો છે, તે અભંગો ક્યાંય છપાયેલા નથી. પૈઠણમાં કેટલીક જૂની પોથીઓ ને પત્રો જોતાં આ અભંગો મળી આવ્યા છે. એનો ભાવાર્થ કેટલો ભાવપૂર્ણ અને દિવ્ય છે ! એકનાથનો જન્મ થતાંજ મૂળ નક્ષત્રને લીધે માબાપ મરી ડરી ગયાં, અને તેમણે નક્ષત્રની શાંતિ કરાવી; પરંતુ બન્નેનો દેહાંત થયો. એકનાથ મૂળમાંજ લાગ્યા રહ્યા, તેથી શુદ્ધ આત્મસ્વરૂપાકાર થઈ ગયા, આ સરળ આશય તો છેજ. પરંતુ એમાંથી આથી પણ વધારે ગંભીર ધ્વનિ નીકળે છે, અને તે એ કે માયાને મા ( પ્રકૃતિ ) અને બાપ યાને પુરુષ ક્ષર અને અક્ષર એ બંનેનો ગ્રાસ કરીને ક્ષરાક્ષરથી પર જે ત્રિગુણાતીત પરબ્રહ્મ છે, તેમાં એકનાથ મળી ગયા અસ્તુ. ( અપૂર્ણ )

———[ * ]———

## કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ અને આધ્યાત્મિક સાધનક્રમ

**( સ્થળ-શ્રીઆનંદાશ્રમ-નવાગામ )**

આગામી કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજન મહોત્સવ પ્રસંગે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રી-સદ્ગુરુદેવના મહાપૂજન સાથે આધ્યાત્મિક સાધનક્રમની યોજના પણ ચાલુ નિયમ પ્રમાણે રાખવામાં આવેલ છે. સમયપત્રક પાછલા ઉત્સવો પ્રમાણે બહુધા ચાલુ રહેશે. કાર્તિક-સુદિ ૧૫ ( ગુરુપૂર્ણિમા ) સોમવારે તા. ૧૯-૧૧-૪૫ના પવિત્ર દિવસે મહાપૂજન-મહોત્સવ ઉજવાશે.

કાર્તિકસુદિ ૧૪ રવિવાર, પૂર્ણિમા સોમવાર ( શ્રીસદ્ગુરુમહાપૂજન )ને વદિ ૧ મંગળવાર ( તા. ૧૮, ૧૯, ૨૦ નવેમ્બર ) આ ત્રણ દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

મહાપૂજનનો સમય—સવારના ૮॥ વાગે રહેશે. મહાપૂજન તથા સાધનક્રમનો લાભ લેવો એ આવશ્યક છે, ઇષ્ટ મંત્રનો અખંડ જપ પણ ચાલુ રાખી શકાય તેવી વ્યવસ્થા રહેશે.

પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કેઃ—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાતોથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવા માટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવા માટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના ને સમયક્રમમાં પરિસ્થિતિને અનુસાર અનુકૂળ ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારા બંધુઓએ અબોટિયું કે ધાબળી પહેરીને ભોજન કરવા બેસવું જોઈએ.

ઓઢવાનું સાધન તથા લોટો પ્યાલો ને પૂજાનાં પાત્રો પણ સાથે લાવવાં જોઈએ. સૌએ પોતપોતાના આગમનની મિતિ અગાઉથી અવશ્ય જણાવવી જોઇએ કે જેથી

અવસ્થા-ઉરક્ષાની અનુકૂળતા રહે । આ પણ આપણાં પૂજ્યપાદ કૃપનિધિની આજ્ઞા છે?

**સૂચના**—(૧) ભાવનગર તરફથી આવનાર ગૃહસ્થોએ ખીજડિયા, પીપાવદર લાઈનમાં થઈને આવવું. કારણ બહુધા રાજકોટ તરફની ટ્રેન લેઈટ (મોડી) હોય તો બીલખાની ટ્રેન ઉપડી જાય છે.

——[*]——

## विषूचिका (कोलेरा) नो मंत्र

[ સંપાદક—શાસ્ત્રી દયારામ ભૂળજી અધ્યાપક, શ્રીદક્ષિણામૂર્તિવિદ્યાલય ]

**ॐ ह्रीं ह्रूं रीं रां विष्णुशक्तये नम । नमो भगवति विष्णुशक्तिमेनां ॐ हर हर नय नय पच पच मथ मथ उत्सादय दुरे कुरु स्वाहा हिमवंतं गच्छ जीव स सः स चंद्रमंडलगतोसि स्वाहा ॥**

શ્રીયોગવાસિષ્ઠ ઉત્પત્તિપ્રકરણ સર્ગ ૬૯ મો.

મંત્ર જાણનાર માણસે ઉપરનો મંત્ર ભોજપત્રમા લખી, ડાબા હાથમા રાખી, વિષૂચિકા થયેલ રોગીને જમણા હાથથી માર્જન કરવુ તથા કર્કટી નામની વિષૂચિકા રાક્ષસી મંત્રરૂપી મુદ્ગરથી મર્દિત થઈને હિમાલય પર્વતમા ચાલી ગઈ અને રોગી ચંદ્રમંડલના અમૃતકુંડમાં રહેલો છે, તેમજ અજરઅમર તથા સર્વ વ્યાધિઓથી મુક્ત થયો છે, એમ મનથી ભાવનાપૂર્વક ધ્યાન ધરવું.

પવિત્રપણાથી આચમન કરી, ચિત્તમા વ્યગ્રતા રાખ્યા વિના મંત્ર ધારણ કરનાર માણસ વિષૂચિકા રોગનો નાશ કરી શકે છે.

ઉપરનો મંત્ર **યમનિયમ**ના પાલનપૂર્વક, ધૂપદીપક કરી, વીશ હજાર જપવો જોઇએ. પછી તેનો દશાંશહોમ કરવો જોઇએ હોમ નીચેની સર્વ વસ્તુ મિશ્રિત કરી કરવો જોઇએ.

ગુગળ, તલ, કપુરકાચલી, સુગંધીવાળો, તમાલપત્ર, સુખડ તથા ઘી, એ સર્વ વસ્તુ એકત્ર કરી, અગ્નિમા બે હજાર આહુતિ આપવી

ઉપર પ્રમાણે જે મનુષ્યે જપ તથા હોમ કર્યો હોય તેને મંત્રસિદ્ધિ અવશ્ય થાય છે, અને શ્રીપરમાત્માની કૃપાથી અવશ્ય યશભાગી થઈ દુ:ખીને કષ્ટથી મોકળા કરવારૂપ ઉત્તમ પરોપકાર કરવાથી ઇશ્વરનો કૃપાપાત્ર થાય છે

આ કાર્ય કેવલ પ્રભુપ્રીત્યર્થે થવું જોઈએ, પણ દ્રવ્યની સ્પૃહાથી જેણે મંત્રસિદ્ધિ કરી હશે, તેની મંત્રસિદ્ધિ ચિરકાલ ટકી શકતી નથી

કારણકે **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी।** એ વચનાનુસાર પરોપકારપૂર્વક શુદ્ધભાવના કરી કરેલું કાર્ય ચોકસ સફલ થાય છે.

——[*]——

## भक्त इसरदानजी

[ સંપાદક:—અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

**( નવાગામ-બીલખા )**

મારવાડમા જોધપુર તાબે વાડમેર પ્રગણામાં ભાદ્રેસ નામનું ગામ છે તે ગામ રોહડિયા શાખાના ચારણોનુ છે. તે રોહડિયા ચારણ જોધપુરના રાઠોડના દસુંદી કહેવાય છે આ ભાદ્રેસ ગામ પ્રથમ રાઠોડ રાજાઓએ દસુંદી ચારણોને બક્ષિસ આપ્યુ હતું. તે ભાદ્રેસ ગામમાં પુણ્યપાળ નામના બારહટ બારોટ [ મારવાડમાં ચારણોને બારહટ કહેવામા આવે છે. ]

જાગીરદાર હતા. તેના ઉદયરાજ અને રામદાન નામના બે પુત્રો હતા. તેમાં ઉદયરાજને સુરાજી અને આશાજી નામના બે પુત્રો થયા હતા અને રામદાનજીના વંશમાં રામાનદાનજી થએલ હતા. તેમાં સુરાજી અને આશાજી બંને ભાઈઓ પરમ પવિત્ર અને પ્રભુના ભક્ત હતા. આશાજી શ્રીરુક્મણીજીના પરમ ભક્ત હતા. સુરાજીની ધર્મપત્નીનું નામ અમરબા હતું.

સુરાજી અને તેમનાં ધર્મપત્ની અમરબા એ બંને સરલ સ્વભાવનાં હતાં, અને પ્રભુભજનમાં સમય વ્યતીત કરતાં હતાં. તેના કાકાના દીકરા ભાઈ રામાનદાનજી સુરાજી અને આશાજી એ બંને ભાઈઓ તરફ ઈર્ષ્યાભાવ રાખ્યા કરતા હતા. અને તેઓના ભાગમાં આવેલ જાગીરના ભોગવટામાં પણ વિઘ્ન નાખ્યા કરતા હતા. તે બંને ભાઈઓની જમીન કોઈ ખેડુત ખેડવા રાખે તોપણ તેઓને ભય બતાવી ખેડુતોને જમીન ખેડવા દેતા ન હતા.

તેવા ઉપદ્રવોને લઈને તેઓની કેટલીક જમીન પડતર રહ્યા કરતી હતી. તોપણ સુરાજી શાંત રહી પોતાના ભાગ્ય ઉપર આધાર રાખી સંતોષપૂર્વક ઈશ્વરનું સ્મરણ કર્યા કરતા હતા.

એક વખત એવો બનાવ બન્યો કે એક જોગીની જમાતનો પડાવ **ભાદ્રેસ** ગામની નજીક નાખવામાં આવ્યો હતો. અને તે જમાતના મહંત શ્રીજ્વાલાગિરિજી હતા. તે જોગીની જમાતમાં આશરે ૭૦ સાધુઓ હતા. ગામના મનુષ્યો આ સાધુમહાત્માઓનાં દર્શને આવતાં જતાં હતાં. આશ્વિન મહીનો ચાલતો હતો. સુરાજીને ઘાસનું વીડ હતું, અને તેમાંથી ઘાસ કાપવાને માટે આજે સુરાજીએ લગભગ સાઠ સિત્તેર મજુરો કરેલા હતા; અને તે મજુરોને ભોજન કરાવવા માટે બ્રાહ્મણોદ્વારા રસોઈ બનાવેલ હતી. જ્યારે મજુરો ગામની બહાર ઘાસ કાપવા જવા માટે એકત્રિત થયા, તે વખતે સુરાજી ચારણના કાકાના પુત્ર રામાનદાન ત્યાં પહોંચ્યા અને મજુરોને ભય બતાવી ધમકી આપી અને સુરાજીના વીડમાં ન જવા દેતાં પોતાના વીડમાં ઘાસ કાપવા માટે લઈ ગયા. રામાનદાન ખલ પ્રકૃતિનો માણસ હોવાથી ગામના માણસોનો પ્રેમ સુરાજી ચારણ તરફ હોવા છતાં રામાનદાનના ડરથી સુરાજીના વીડમાં ન જતાં રામાનદાનના [illegible]માં ચાલ્યા ગયા હતા. રામાનદાન મજુરોને ભય બતાવી પોતાના વીડમાં ઘાસ કાપવા લઈ ગયા એ વાત આશાજીએ પોતાના ભાઈ સુરાજીને કરી. સુરાજીએ તેના ઉત્તરમાં "શ્રીહરીઈચ્છા," એટલુંજ જણાવ્યું.

પરંતુ હવે સાઠ સિત્તેર મનુષ્યોની રસોઈ કોને જમાડવી એ વિચાર ઉપસ્થિત થયો. સુરાજીને વિચાર આવ્યો કે ગઈ કાલે મહંત શ્રીજ્વાલાગિરિજીની જમાત અહિંયાં આવી છે, તો મજુરોને ભોજન કરાવવું એ તો એક સ્વાર્થની વાત છે, પરંતુ સાધુઓને ભોજન કરાવવું એ તો પરમાર્થ છે. એવો વિચાર કરી ગામની બહાર જ્યાં મહંતજી ઉતર્યા હતા ત્યાં સુરાજી આવ્યા, અને મહંતજીને પ્રણામ કરી, વિનયપૂર્વક પ્રાર્થના કરી કે "મહારાજ! આપ મારે ઘેર સૌ સાધુઓની સાથે ભોજન કરવા પધારો, અને આ ગરીબ માણસનું ગૃહાંગણ પવિત્ર કરો." મહંતજીએ સુરાજીનો સાચો ભાવ સમજી પ્રાર્થના સ્વીકારી લીધી. સાધુઓ સ્નાન કરી ભસ્મ લગાવી ચાલવા લાગ્યા, શંખનાદ થવા લાગ્યા, અને જમાત સુરાજી ચારણને ઘેર ભોજન કરવા પહોંચી ગઈ. રસોઈ ગરમાગરમ તૈયારજ હતી. સંતમંડલ ભોજન કરી પ્રસન્ન થયું. મહંત જ્વાલાગિરિજીએ

સુરાજીને પૂછ્યું કે, આટલા મનુષ્યોમાટે આ એકદમ રસોઈ તૈયાર કેવી રીતે થઈ! સુરાજીએ ઉત્તરમાં જણાવ્યુ કે મહારાજ અમારા જેવા સંસારી માણસોના ઝગડામાં આપ જેવા સંતોએ ધ્યાન ન આપવુ જોઈએ પરંતુ મહતજીના વિશેષ આગ્રહથી વિશેષ કારણ પૂછવાથી સુરાજીએ રસોઈ બનાવવાનું બધુ વૃત્તાંત કહી બતાવ્યુ, અને પોતાના કાકાના દીકરા ભાઈ ગુમાનદાનજી દ્વારા વારંવાર થતા ઉપદ્રવોનુ વર્ણન પણ કહી સંભળાવ્યું અને કહ્યુ કે મહારાજ! આજ તો સારું થયુ કે ભલે ઘાસ ન વાઢી શકાયું, પરંતુ મારાં અહોભાગ્ય કે આપના જેવા સંતોએ મારે ત્યા ભોજન કર્યું મેં કરેલું ખર્ચ આજ સફળ થયુ દ્રવ્ય ને અન્ન સુકૃતમાં વપરાયુ આ સાભળી મહતજીને દયા આવી અને તેઓ ગુમાનદાનજીને સમજાવવા ગયા, અને ગુમાનદાનજીને ઈર્ષ્યા-ભાવ છોડી દેવા બહુજ સમજાવ્યું, પરંતુ ગુમાનદાનજી ન સમજ્યા અને કહેવા લાગ્યા. મહારાજ! તારે અમારી વચ્ચે પડવાની જરૂર નથી, તારે આવો ઉપદેશ આપવાનું શુ પ્રયોજન છે? ભિક્ષા માગ અને ફર્યા કર વળી કહ્યું કે, "જા, જા જોગટા, તારા જેવા લબાડ મેં ઘણા જોયા છે, ચાલ્યો જા નહીંતર આનું પરિણામ વિપરીત આવશે" આ સાભળી મહતજીને ક્રોધ ચઢ્યો, અને કહેવા લાગ્યા કે મારે અત્યાર સુધી તો કોઈ પ્રયોજન ન હતું, પરતુ તારા મનમાં અત્યત અહંકાર છે, તો જોઈ લે યોગીઓના ખેલ કેવા હોય છે, ફરીથી પરતાઈશ.

ગુમાનદાનજીએ ઉત્તરમાં કહ્યુ કે—તારાથી બની શકે તો મને મારી નાખજે અને સુરાજીને પુત્ર નથી તો તેને પુત્ર દેતો જજે! નહીંતર સુરાજીની જાગીરનો ઉત્તરાધિકારી હુ જ બનીશ

મહત—અરે ગુમાની ગુમાનદાન! સુરાજીને એકથી વધારે પુત્ર થશે અહીંથી હિમાલય જઈ આ શરીરનો ત્યાગ કરુ છુ, અને અપુત્ર સુરાજીની પત્નીના ઉદરમાં હુ પોતે જન્મ ધારણ કરુ છુ, અને તારી જાગીર મારે આધીન થશે, જા!! દુષ્ટ! તારુ મોઢુ મને બતાવીશ નહિ!!

એ પ્રમાણે કહી જ્વાલાગિરિજી ત્યાથી ચાલી નીકળ્યા આ વાતની ખબર સુરાજીને મળી સુરાજી મહતજીની પાસે જઈ તેઓના પગમા પડી ગયા અને સવિનય કહેવા લાગ્યા કે મહારાજ ક્ષમા કરો! આ મૂર્ખ ગુમાનદાનના બોલવા ઉપર આપ ધ્યાન ન આપશો

મહતજી—હવે હુ આ ગામનું પાણી નહિ પીઉં તારે ઘેર પુત્રરૂપે અવતાર ધારણ કરીશ ત્યારેજ આ ગામનું જલપાન કરીશ આમ કહી મહતજી ચાલવા લાગ્યા, અને ચાલતા ચાલતાં કહેતા ગયા કે તમને મહાદેવજી મહાન્ પ્રતાપી પુત્ર આપશે અને તેનું નામ તમારે ઈસરદાન રાખવુ જમાતની સાથે મહતજી તો રવાના થઈ ગયા

ઉપરોક્ત ઘટના બન્યા પછી, દસ બાર મહીના વ્યતીત થયા પછી સુરાજીને ઘેર વિક્રમ સવત્ ૧૫૧૫ના શ્રાવણશુક્લ ૨ ને શુક્રવારે પ્રાત કાલમા પુત્રજન્મ પ્રાપ્ત થયો સુરાજીએ જાતકર્મ સંસ્કાર કરી નામકરણ સસ્કાર કર્યા અને મહાત્મા શ્રીજ્વાલાગિરિજીની આજ્ઞાનુસાર પુત્રનું નામ ઈસરદાન રાખ્યુ.

સંવત્ પન્નર પનરમેં જનમેં ઈશર ચંદ,
ચારણ વરણ ચકોરમેં ઉણ દિન હુવો આનંદ.

આ પ્રમાણે ઇશરદાનજીનો જ્યારથી જન્મ થયો ત્યારથી સુરાજીના ઘરમાં આનંદ-મંગલ વર્તવા લાગ્યું. ઇશરદાનજીના જન્મ પછી સુરાજીને બીજા ચાર પુત્ર થયા હતા. ઇશરદાનજી બાલ્યાવસ્થાથીજ ગંભીર અને ઉદાર હૃદયવાળા હતા. તેમની મુખાકૃતિ દિવ્ય અને સુંદર હતી. તેઓનો જન્મ થતાની સાથેજ સુરાજીની ઉન્નતિ અને ગુમાનદાનજીની અવનતિ થવા માંડી.

જ્યારે ઇશરદાનજીની ઉમર ૧૦ વર્ષની થઈ ત્યારે ગુમાનદાન સકુટુંબ પરલોકગામી થઈ ગયા હતા, અને ગુમાનદાનની જાગીર સુરાજીને પ્રાપ્ત થઈ ચૂકી હતી.

ઇશરદાનજી પોતાના કાકા આશાજીની પાસે વિદ્યાભ્યાસ કરવા લાગ્યા અને ચૌદ વર્ષની વયમાં તો નવીન કવિતા બનાવવા લાગ્યા. ઇશરદાનજીથી તેમના પિતા અને કાકા બંને બહુજ પ્રસન્ન રહેતા હતા. આ સમય દરમ્યાન ઇશરદાનજીનાં લગ્ન પણ થઈ ગયાં, અને તેમની ધર્મપત્નીનું નામ દેવલબાઈ હતું. તે દેવલબાઈ પણ યોગમાયાનો અવતાર હતાં. તે બંને દંપતી નીતિપરાયણ અને પ્રભુભક્ત હતાં. તેઓએ પોતાના વડીલોની સદ્ભાવથી સેવા કરી તેઓના આશીર્વાદ લીધા હતા. ઇશરદાનજીએ પોતાના પિતાશ્રીની સાથે રહી પોતાના પિતાશ્રીને કાશી, હરદ્વાર, બદરીનારાયણ, કેદારનાથજી વગેરે પવિત્ર સ્થળોની યાત્રા કરાવી હતી. યાત્રા કરી આવી તેમના પિતા સુરાજી બારોટ તથા માતાજી અમરબા પરલોક સિધાવી ગયાં. ઇશરદાનજીએ પોતાનાં માતા પિતાની ઉત્તરક્રિયા જ્ઞાતિરિવાજને અનુસરી પ્રશંસાયોગ્ય કરી. ઇશરદાનજીને દેવલબાઈથી જાગાજી અને ચોંડાજી નામના બે પુત્ર થયા હતા.

એક રાત્રે ઇશરદાનજી તથા દેવલબા બેઠાં હતાં. યાત્રા સંબંધી વાર્તાલાપ ચાલતો હતો. યાત્રામાં કરેલ સંતસાધુઓનાં દર્શન, ગંગાયમુનાની પવિત્ર રેણુનો મહિમા, સત્સંગ, દેશાટનનો આનંદ વગેરેનું સુમધુર વર્ણન ઇશરદાનજી કરી રહ્યા હતા, તેમાં વાત કરતાં કરતાં તેઓ જરા અટકી ગયા.

"કેમ કાંઈ વિચાર આવ્યો?" દેવલબાએ પૂછ્યું. હા, એક વાત કરવી રહી ગઈ. મને હરદ્વારથી થોડે દૂર એક કામરુદેશની કુમારિકા મળી હતી. મને પ્રથમ તો પુરુષવેષમાં મળી, રાત્રે ૧૧ વાગ્યે ગંગાકિનારે પોતાના ઉતારામાં આવવાનું તેણે મારી પાસેથી વચન લીધું. તે પ્રમાણે હું ત્યાં ગયો. શું તેનો ઠાઠ! ઘણી સ્વરૂપવતી સ્ત્રીઓ તેને ત્યાં દાસી તરીકે રહેતી હતી. પણ છેવટે તો એ યુવાનપુરુષને બદલે સ્ત્રી નીકળી. કામરુદેશના પ્રધાનની એ પુત્રી હતી. પરંતુ એણે તો હઠ લીધી કે પરણું તો તમારી સાથેજ પરણું.

"હાં પછી?" હું તો એ સાંભળીને આભોજ બની ગયો. મેં કહ્યું:—"મારાથી એ બની શકશે નહિ. એણે મને અનેક પ્રલોભનો આપ્યાં. પણ હું તો એકનો બે ન થયો. એણે તો પ્રતિજ્ઞા લીધી કે તમારા વિના મને બધા પુરુષો ભાઈ બાપ છે. હું એને મૂર્છાવસ્થામાં છોડી ચાલ્યો આવ્યો."

"તો તો તમે બહુ કરી, પરણી લેવું તું ને? મારે એક બેન વધત," ઇસરદાને કહ્યું અરે! એમ તે બને! જેવી રીતે પતિવ્રત એ આર્યસતીસ્ત્રીઓનું વ્રત છે, તેવીજ રીતે પુરુષોમાટે એક પત્નીવ્રતનો નિયમ હોવો જોઇએ. અમે અમારો ધર્મ ચૂકીએ તો પછી તમોને સતી તરીકે જોવાનો વાસ્તવિક રીતે અમોને હક રહેતો નથી.

"પણ ધારો કે હું મરી જાઉં તો ? તો તો પછી યે બિચારીને એકપત્નીપદ મળી જાતને !! "

ઈસરદાને કહ્યું—એમ મારો ભગવાન્ ન કરે અને સ્ત્રીના મૃત્યુ પછી પણ વાસ્તવિક રીતે પુરુષથી બીજી સ્ત્રી કેવી રીતે થઈ શકે ? સ્ત્રીઓને જેમ સ્વપતિના મૃત્યુબાદ વૈધવ્ય પાળી પ્રભુચિંતન કરવાની આજ્ઞા છે તેવીજ રીતે પુરુષોને પણ વિધુરાવસ્થા ગાળવાની શાસ્ત્રની આજ્ઞા છે

દેવલબાએ કહ્યુ—આપની વાત સાચી છે પરંતુ તે પ્રમાણે કોઈ વિરલા પુરુષોજ વર્તી શક્તા હશે.

ઈશરદાનજીએ કહ્યું—આપણા આર્યશાસ્ત્રમા માનવધર્મ ભરપૂર ભર્યો છે જો તેમનુ પાલન કરવામા આવે તો તેમાની પ્રત્યેક આજ્ઞાઓ દાનવને માનવ બનાવી, માનવને દેવ બનાવે તેવી છે, અને અંતે ક્રમશઃ જીવ નરમાંથી નારાયણ બની શકે તેમ છે. પરંતુ તેનું પાલન કરવું એ દરેક મનુષ્યની શક્તિની વાત છે.

એક દિવસ ઈશરદાજીનને વીંછી કરડ્યો તેના વિષથી દુઃખી થઈ ઈસરદાનજી ઓય બાપરે ! એમ વિલાપ કરવા લાગ્યા એ જોઈ તેમના પત્ની દેવલબાઈ કહેવા લાગ્યાં કે— પુરુષ થઈ આ પ્રમાણે સ્ત્રીની માફક કેમ વિલાપ કરો છો ? અન્ય કોઈ સાંભળશે તો આપની મશ્કરી કરશે આ સાભળી ઈશરદાનજીએ મનમા કહ્યું કે, દેવલબાને કદીપણુ વીંછી કરડ્યો નથી એટલે એ પ્રમાણે કહી રહી છે ઠીક છે કોઈ સમય તેમની હિંમતની પરીક્ષા કરીશ એવા સંકલ્પથી એક વખત મહાન્ વિષવાળો એક વીંછી ઈશરદાનજીએ લાવી ગોળાઢાંકણામા કે જ્યા દાતણુ રાખવામા આવતા હતાં ત્યાં રાત્રે મૂકી દીધો સવારે ઈશરદાનજીએ દેવલબાને દાતણુ આપવા કહ્યુ દેવલબાએ દાતણુ લેવા જેવો ગોળાઢાંકણામાં હાથ નાંખ્યો કે ચટ દઈને વીંછીએ ડંખ માર્યો દેવલબાઈ ધૈર્યવાન્ હોવાથી ચીસ ન પાડી, પરંતુ વીંછી એકદમ ઝેરી હોવાથી, દેવલબાઈનું શરીર લીલું થવા માંડ્યુ; શરીરમાં બળતરા લાગી ગઈ. દેવલબાએ કહ્યું કે " આપે મારી મશ્કરી કરી છે, પણ આ વીંછીના ડંખથી જરૂર મારું મૃત્યુ થશે. ગંગાજળ લાવો અને મારી મૃત્યુ શય્યા તૈયાર કરો. " ઈશરદાનજી તો આ દૃશ્ય જોઈ અવાક્ થઈ ગયા અને પોતાના મનમા પોતે કરેલ મશ્કરીનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા મૃત્યુશય્યા તૈયાર કરી ઘીનો દીવો પ્રકટાવી ગંગાજલ લઈ આવ્યા, ત્યાં તો દેવલબાઈ " ભક્તરાજ આપના ઉપર મારો વિશુદ્ધ પ્રેમ છે, હુ આપની સેવા કંઈપણુ ન કરી શકી, મારુ અંતઃકરણુ આપના ચરણુમાં છે, એટલા માટે હું પાછી સૌરાષ્ટ્ર દેશના હાલાર પ્રાન્તમા તુંબેલ ચારણુને ત્યા અવતાર લઈશ, અને તમને મળીશ ત્યા સમય થાય ત્યારે જરૂર મારી સભાળ લેજો અને મને ઓળખી લેજો " એટલું કહી મૃત્યુ પામી ગયા ગામમા હાહાકાર થઈ ગયો. ગામના સૌ મનુષ્યો એકત્રિત થઈ ગયાં યથાવિધિ દહનક્રિયા કરી સૌ પોતપોતાને ઘેર ગયાં ઈશરદાનજી જ્ઞાની હતા, પરંતુ સદ્ગુણુશાળી સ્ત્રીના વિયોગથી હૃદયમા મહાન દુઃખ થયુ, અને પોતાની ભૂલ ઉપર પશ્ચાતાપ કરવા લાગ્યા. ત્યારપછી તો ઈશરદાનજી હરઘડી ઈશ્વરભજન અને શ્રીઈશ્વરનાં નવા કાવ્ય બનાવવામાં કાલ વ્યતીત કરતા હતા.

તેમના કાકા આશાજી બારોટે શ્રી લક્ષ્મણજીનાં કાવ્ય બનાવ્યાં હતાં, અને તે કાવ્ય સમસ્ત મારવાડમાં પ્રસિદ્ધ હતાં.

એક વખત ભગવાન્ લક્ષ્મણજી સાધુનો વેષ ધારણ કરી પ્રાતઃકાલમાં આશાજી અને ઈશરદાનજીની પાસે આવી લક્ષ્મણકાવ્યોનો છંદ સાંભળવાની ઈચ્છા આશાજી બારોટ પાસે વ્યક્ત કરી. આશાજી સ્વભાવના કડક હતા. તેણે કહ્યું કેઃ—"અત્યારે પ્રાતઃકાલમાં છંદ સંભળાવવાનો મને સમય નથી. છંદ સાંભળવાની ઇચ્છા હોય તો સાયંકાલે આવજો." તે વખતે ઈશરદાનજીએ સાધુના વેષમાં રહેલ ભગવાન્ લક્ષ્મણજીને કહ્યું કે, મહારાજજી, છંદ સાંભળવાની ઇચ્છા હોય તો હું આપને છંદ સંભળાવું. સાધુજીની ઇચ્છા હોવાથી ઈશરદાનજીએ છંદ બોલવાનો આરંભ કર્યો. બે છંદ બોલ્યા એટલામાંજ સાધુ અદૃશ્ય થઈ ગયા. આથી આશાજીને બહુજ આશ્ચર્ય થયું. પસ્તાવો કરવા લાગ્યા અને વિચાર કર્યો કે આ સાધુજ નહિ હતા, પરંતુ સાક્ષાત્ લક્ષ્મણજી હતા. હવે આશાજીએ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી લક્ષ્મણજી મને દર્શન ન આપે ત્યાં સુધી હું અન્ન જલ ગ્રહણ નહિ કરું, અને પ્રાણ ત્યાગ કરીશ. સાત દિવસના ઉપવાસ થયા ત્યારે રાત્રિમાં શ્રીલક્ષ્મણજીએ દર્શન આપી આશાજીને કહ્યું કે હે દેવીપુત્ર! તું હઠ છોડી દે. સૌરાષ્ટ્ર દેશમાં ગિરનાર પર્વત છે, ત્યાં અનેક યોગી મહાત્મા રહે છે, ત્યાં તમારે આવવું. હું તમોને ત્યાં મળીશ. ત્યાં જે જગ્યાએ ધૂણીની શિખા પવનની સામે (વિપરીત દિશામાં) ચાલતી હોય ત્યાં મારો આશ્રમ સમજવો. ત્યારપછી બીજે દિવસે આશાજીએ અન્નજલ ગ્રહણ કર્યાં, અને ગિરનાર પર્વત ઉપર જવા વિચાર કર્યો.

થોડો સમય વ્યતીત થયા પછી આશાજી બારોટે ઈશરદાનજીને કહ્યું કે આપણે બંને સોરઠમાં ગિરનાર, પ્રાચીપાટણ, અને દ્વારિકાની યાત્રા કરવા જઈએ. આ વાત સાંભળતાંજ ઈશરદાનજીને પોતાની સ્ત્રીએ અંતિમ સમયે કહેલું વચન યાદ આવ્યું, અને યાત્રામાં સાથે આવવાનું આમંત્રણ સ્વીકારી લીધું.

બંને જણ તૈયાર થઈ રવાના થઈ ગયા. પહેલેજ દિવસે બે સાધુઓ સામા મળ્યા. આશાજી બારોટે તેઓને પૂછ્યું "કયાં પધાર્યા હતા!" જવાબ મળ્યો "ગિરનારની યાત્રાએ."

પૂછ્યું "કેવો છે એ પ્રદેશ."

"આહાહા! સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ મથુરાં છોડી જે પ્રદેશને પોતાનો કર્યો હોય એ પ્રદેશનાં વર્ણન શું કરવાં! સુંદર સોરઠ દેશ કે જ્યાં ગિરનાર જેવા પર્વતોમાંથી નાની નાની પવિત્ર જલવાળી સરિતાઓ ચાલી જાય છે. જ્યાં ઉદાર દિલના અને અતિથિસત્કારમાં સર્વથી શ્રેષ્ઠ એવાં મનુષ્યો વસે છે, જ્યાં પ્રભાસપાટણ અને દ્વારિકાજી જેવાં પવિત્ર ધામ આવેલાં છે તે સોરઠ દેશની અમો કેટલીક પ્રશંસા કરીએ? તમો ત્યાં જઈ નજરેનજર નિહાળશો એટલે તમને પૂરી ખબર પડશે.

"જ્ઞાતિએ કેવા છો?

"છીએ તો ચારણ"

તો પછી દ્વારકાથી વળતાં જામનગર તો જરૂર જજો. અમો ત્યાં થઈનેજ આવીએ છીએ. ત્યાં એક પીતાંબર ભટ્ટ કરીને એક વિદ્વાન્ પંડિત જામરાવળના દરબારના મુખ્ય

પુરૂષ છે. કવિઓની કવિતાની કદર કરીને એમને ગામ ગીરાસ આપવાનું તમામ કાર્ય પીતાંબર ભટ્ટજ કરે છે અને તેમનું વચન જામગવળ કચારેય પણ ઉથાપતા નથી. ઘણા ચારણોને દ્રવ્ય, સુવર્ણ, ઘોડાં અને ગામ ગીરાસ પીતાંબર ભટ્ટે અપાવ્યાં છે.

"અને જૂનાગઢનો રાજા કેવોક છે?"

એ પણ જોવા જેવો છે, એનું નામ તો છે રા' માંડલિક પણ હમેશાં ગંગાજલથી સ્નાન કરે છે એટલે એનું નામ બધાએ રા' ગંગાજલીઓ પાડ્યું છે. ત્યાં એક નરસીમે'તા નામના ભગત પણ મળવા જેવા છે. સાધુઓ ચાલ્યા ગયા, અને કોશ ભત્રીજે મુકામ નાખતા નાખતા ગિરનાર સુધી પહોંચી ગયા.

હરદ્વારમાં ઇશરદાનના દર્શન પછી કામરૂદેશની પ્રધાનપુત્રી તારા વિહ્વલ બની ગઈ હતી. ઈશરદાન તો તેને બેશુદ્ધિમાંજ છોડી ચાલ્યા ગયા હતા, અને ત્યારપછી થોડાજ દિવસમા તેઓ એકદમ દેશમાં આવતા રહ્યા હતા તારા શુદ્ધિમાં આવતાંજ વિહ્વલ દશામાં આવી પડી હતી મણિપુરના વૃદ્ધમંત્રીએ પોતાની કન્યાને પ્રસન્ન કરવા માટે અનેક ઉપાયો કર્યા, પરંતુ તારાને શાંતિ પ્રાપ્ત થઈ નહિ, પરંતુ ઊલટી બેચેની દિન-પ્રતિદિન વધતી જતી હતી, અને પિતાએ પુત્રીને પૂછ્યું-બેટા! વૈદ્યોના ઉપાયો નિષ્ફળ નિવડ્યા છે. માતા જાહ્નવીથી આ સુંદર હવા, ગંગાજલનું પાન અને આ સ્વર્ગીય ઉદ્યાનોની શોભા તારા હૃદયને પ્રસન્ન કરી શકતાં નથી તારા માટે અનેક રાજકુમારોનાં માગાંઓ પાછાં ફેરવ્યા છે, છતાંય તને સ્વાસ્થ્ય પ્રાપ્ત થતું નથી પુત્રિ! તને સ્વાસ્થ્ય પ્રાપ્ત થતું હોય તો હું તારા માટે સર્વસ્વનો ભોગ દેવા પણ તૈયાર છુ. (અપૂર્ણ)

———[ * ]———

## શ્રીમુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળની પ્રવૃત્તિ

**સાપ્તાહિક દરરોજ સત્સંગ—**

ઉપરોક્ત મંડળના મભ્યો નિચેના ઠેકાણે, નિચેના દિવસોએ એકત્ર થઈ પુજ્યપાદ કૃપાનાથશ્રીના પુસ્તકોનું વાચન કરે છે તો સર્વ ધર્મપ્રેમી બધુ-બ્હેનોને પધારવા વિનતિ છે.

**રવિવાર :** (૧) ૯ થી ૧૧ ઠે પીરોજશા એ. ફીરોજબીલા ૫૪ જમશેદજી રોડ, માહીમ
(૨) સાંજે સ્ટા. ટા ૫ થી ૬. ઠે માધવ ભુવન કાંદાવાડી

**સોમવાર:** રાત્રે સ્ટા ટા ૯॥ થી ૧૦॥ તથા રવિવારે સવારમાં ૧૦॥ થી ૧૧॥ શ્રી ચંદુભાઈ પ્રતાપસિંહ, વિશ્રામ ભુવન, સીધી ગલીની સામેની ગલીમાં

**મંગળવાર:** રાત્રે ૯॥ થી ૧૦॥ શ્રી મુળજી માધવજી જોશી બીજીગલી ત્રીજે માળે, વડગાદી.

**બુધવાર:** રાત્રે ૯॥ થી ૧૦॥ શ્રી. અરજણ કરમણ, જીવા કુવરજીનો માળો, ત્રીજે માળે કુભારવાડા ત્રીજી ગલી

**ગુરૂવાર :** રાત્રે ૯॥ થી ૧૦॥ શ્રી. રૂપસિંહ હરિસિંહ ડીસોઝા સ્ટ્રીટ, દામજી લધાનો માળો, બીજે માળે વડગાદી.

**શુક્રવાર :** રાત્રે ૯॥ થી ૧૦॥ શ્રી. અમથાલાલ જગજીવનદાસ નાગર નિવાસ ત્રીજે માળે, ૫૩ અનંતવાડી.

**શનિવાર :** રાત્રે ૯॥ થી ૧૦॥ શ્રી રતનજી રામજી લાખાણી માધવ ભુવન કાંદાવાડી, રૂમ નં. ૩૬.

## श्रीमुंबई आनंदाश्रम मुमुक्षुमंडळ तरफथी

૧ આસોવદિ ૧૧ ને બુધવાર તા. ૩૧ મી ઓક્ટોબર ( સ્વરૂપાસ્થાન નિમિત્તે ) સવારના સ્ટા. ટા. ૯ાા થી ૧૦ાા.

૨ કાર્તિકસુદિ ૧ ને સોમવાર તા. ૫ મી નવેમ્બર ( નૂતનવર્ષ નિમિત્તે ) સવારની સ્ટા. ટા. ૯ાા થી ૧૦ાા.

૩ કાર્તિકસુદિ ૧૫ ને સોમવાર તા. ૧૯ મી નવેમ્બર ( શ્રીગુરુપૂર્ણિમા નિમિત્તે ) સવારના સ્ટા. ટા. ૯ાા થી ૧૦.

——[ * ]——

## साधनसमारंभ

### कार्तिकीपूर्णिमा–सं. २००२ संबंधेनी अगत्यनी सूचना

### (૧) સમારંભ પ્રસંગે આવવાના સમાચાર અગાઉથી આપવા

કૃપાસિંધુ ગુરુદેવના મહાપૂજનનો અને સાધનસમારંભનો લાભ લેવા આવનાર સજ્જનોએ પોતાના આવવાના સમાચાર પ્રથમથી આપવા વિષે કૃપાવર્ણ્ય પ્રભુશ્રીની આજ્ઞા છે, છતાં તે પ્રમાણે ઘણીવાર થતું ન હોવાથી વ્યવસ્થા કરનારને બહુ મુશ્કેલી પડે છે, તેથી સર્વ બંધુઓને સ્મરણ આપવામાં આવે છે કે તેઓ કેટલા જણ કઈ તિથિવારે કઈ ગાડીમાં આવશે, તેના સમાચાર કાર્તિકસુદિ ૧૦ મી પહેલાં આપવા. જેથી ભોજન ઉતારા વગેરેની ગોઠવણમાં સરલતા થાય, માટે સમય વિચારીને અગાઉથી સમાચાર આપવા માટે વિનંતિ કરવામાં આવે છે.

### (૨) ધાર્મિકવિષયઉપર વ્યાખ્યાન

સમારંભના દિવસોમાં જે ભાઈઓને ધાર્મિકવિષયઉપર વ્યાખ્યાન કરવા ઇચ્છા હોય તેમણે કાર્તિકસુદિ ૧૦ મી સુધીમાં તેઓ ક્યા વિષય ઉપર બોલવા માગે છે, કેટલો સમય બોલવા માગે છે, વગેરે હકીકત વ્યવસ્થાપકને લખી મોકલવી, કે જેથી અનુકૂલતા પ્રમાણે તેમનો બોલવાનો દિવસ તથા સમય પહેલેથી નક્કી કરી શકાય.

### (૩) સદાચાર પાલન

ભોજન વેળા સૌએ પોતાની જ્ઞાતિની પંક્તિમાં બેસવાનું છે. [બ્રાહ્મણ બંધુઓએ રેશમી મુગટો કેતાન કે ધાબળી સાથે લાવવાં અને તે પેરીને ભોજન લેવા બેસવું જોઈએ, ક્ષત્રિય-વૈશ્ય બંધુઓએ પણ પોતાને ઉચિત એવો આચાર પાળવાનો છે અને કોઈએ પેરણ કે ખમીશ ભોજનવેળાએ પેરવાનું નથી.

### (૪) મહાપૂજન

જેમને મહાપૂજનમાં બેસવું હોય તો તેમણે "શ્રીસદ્‌ગુરુપૂજન પદ્ધતિ પહેલેથી વાંચી સમજી લેવી જોઈએ. એટલે પૂજનના ક્રમની અને ક્રિયાની સરલતાથી ખબર પડે, વળી તેમણે પોતાનો મહાપૂજનમાં બેસવાનો વિચાર બીલખા પહોંચીને તુરતજ વ્યવસ્થાપક પાસે નોંધાવવો જોઈએ, અને જે ગોઠવણ થાય તે પ્રમાણે સમયસર નિર્ણીત કરેલ સ્થાને

યોગ્ય સામગ્રી સાથે મહાપૂજનમાં બેસવું જોઈએ.

### (૫) સેવા કરનારબંધુઓ

શ્રીગુરુસેવા એ અભ્યાસમા આગળ વધવાનું મોટું સાધન છે. છતાં અનુભવથી જણાયું છે કે દિવસે દિવસે ઉત્સાહથી સેવાકાર્યમાં ભાગ લેનાર બંધુઓની સંખ્યા ઘટતી જાય છે. પરિણામે કાર્ય તથા વ્યવસ્થાની મુશ્કેલી વધતી જાય છે. સેવામાટે યુવાન અને કાર્યકુશલ બંધુઓએ આગળ આવવુ જોઈએ, સેવાભાવી બંધુઓએ ૧૨-૧૭ સુધીમાં બીલખા પહોચી કયા વિભાગમાં તેઓ સેવા કરવા માગે છે તે શ્રીવ્યવસ્થાપક પાસેથી જાણી પોતાના કાર્યમાટે યોગ્ય તજવીજ કરવી જોઈએ.

કાર્ય-વિભાગને લગતી માહિતી શ્રીવ્યવસ્થાપક પાસેથી જાણી શકાશે.

———[ * ]———

( Copy of letter from Jean Herbert )

September 12th 1945

Dear friends,

I read in an Indian periodical a review of Mr. Karansinh Lalsinh Thakore's book "Mahatma Shri Nathurama Sharma and his Message", which you published. I should be grateful if you would send my a copy for reviewing in European periodicals and for possibly translating into and publishing in continental European languages

Should my name be unknown to you, I may mention that I am founder, editor, and director-general of over 12 series of books dealing with Hindu sprituality in those same language. The series comprise all that was ever published in French, German (with a few exceptions), Greek, Polish, Portuguese, etc of the works of Shri Aurobindo, Swami Vivekananda, Shri Ramakrishna, Swami Ramdas, Raihana Tyabji etc. as well as many other books by Rabindranath Tagore, Gandhiji, Swami Dayananda Sarasvati, etc

If possible, the book and any other which you might like me to review should be sent to my permanent address:

Mr Jean Herbert
GONFARON (VAR) France

But should book-post not yet have been re-opened with France, they may be sent to my postal addess in England.

Mr. Jean Herbert
Rhodesia Court
29, Harrington Gardens,
London, S. W. 7

Should you be interested, I should be glad to send you some of the books which I published in continental European languages during the war.

With kindest regards and best wishes,

Yours very sincerely,
Jean Herbert

(address) 29 Harrington gardens
London S. W. 7

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

( શ્રાવણ માસ )

**ભીલખાઃ**—શ્રી આગામી કાર્તિકી પૂર્ણિમાના પ્રસંગે શ્રી ટ્રસ્ટમંડળના ઠરાવાનુસાર, નીચે જણાવેલા સેવાભાવી ગૃહસ્થોનું સેવામંડળ સ્થાપવાનું છે. તેઓએ સુદિ ૧૨ અગર સુદિ ૧૩ ના દિવસે અવશ્ય આવી પહોંચવું જોઈએ. ક્યા પ્રકારની સેવા તેઓ કરવા ખુશી છે; તેનો નિર્ણય તેમને પૂછ્યા પછી થશે.

૧ શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ — ૨ શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર
૩ ,, પ્રભુલાલ કાનજી દવે — ૪ ,, શાન્તિલાલ ધનેશ્વર પંડ્યા
૫ ,, વિશ્વનાથ કાળિદાસ શુક્લ બ્રહ્મચારી — ૬ ,, કરસનજી પ્રાણજીવન ઓઝા
૭ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય — ૮ ,, લાલજી ઝીણા
૯ ,, કેશવજી ઝીણા — ૧૦ ,, લક્ષ્મીશંકર રઘુરામ
૧૧ ,, દેવશંકર શામજી રાવળ — ૧૨ ,, છગનલાલ ભગવાનજી પાઠક
૧૩ ,, વ્રજલાલ વનમાળી વસાણી — ૧૪ ,, મૂળશંકર કાનજી વકીલ

**ભોજનોઃ**—રૂા. ૨૦–૦–૦ વકીલ મહિપતરાય ગિરજાશંકર–શીહોર. રૂા. ૪૬–૬–૩ શ્રી. પોપટલાલ વાલજી તરફથી આશ્રમવાસીઓને ભોજનનિમિત્તે. રૂા. ૧૧–૦–૦ શ્રીમતી જમનાબાઈ મનજી કેશવજી તરફથી શ્રાવણ માસમાં જુદે જુદે વખતે અગીઆર બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન. રૂા. ૧૭–૦–૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી–ભાવનગર. રૂા. ૧૦–૦–૦ સોની વેલજી રૂગનાથ–કુંતિયાણા વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન.

**થાળોઃ**—રૂા. ૯–૦–૦ શ્રીફળ, સાકર, પ્રસાદ ધરવા નિમિત્તે શ્રી. જમનાદાસ રામજી–કલકત્તા. રૂા. ૧–૪–૦ શ્રી. પુરુષોત્તમ ભીખાભાઈ–મરોલી. રૂા. ૩–૧૨–૦ શ્રી. મૂલજી પ્રાગજી થાળ ત્રણ–કરાંચી. રૂા. ૬–૦–૦ શ્રી. મૂલજી પ્રાગજી તરફથી પ્રસાદ નિમિત્તે. રૂા. ૧–૪–૦ શ્રી. જયશંકર મયારામ તરફથી–અમદાવાદ. રૂા. ૧–૪–૦ શ્રી. ઉમિયાશંકર વલ્લભજી–વસાવડા. રૂા. ૧–૪–૦ શ્રી. રામભદ્ર–પાટણ. રૂા. ૧–૪–૦ શ્રી. શીલરાય. રૂા. ૧–૦–૦



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥



आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૧ આશ્વિન [ અંક ૫ મો

## श्रीसद्गुरुस्तवन

( સંપાદક—શ્રી વ્રજલાલ વનમાળી-દહાણુ )

શાંતિ શાંતિ શાંતિ પ્રભુ! શાંતિ સદા આપો;
પરમ કૃપા કરી કૃપાળ! ક્લેશ કષ્ટ કાપો... શાંતિ. ટેક.

શરણ આવી વિશ્વનાથ! ( ૨ ) વંદન કરી જોડી હાથ,
સર્વે જપે ભક્ત સાથ, શાંતિ સુખ આપો... શાંતિ. ૨

કરુણામય દૃષ્ટિ કરો, ( ૨ ) હૃદયતિમિર સર્વે હરો;
મનવાંછિત અર્થ પૂરો, સુણી તમે વિલાપો... શાંતિ ૩

જપી આપ પુણ્ય નામ, ( ૨ ) કરીએ ગુરુને પ્રણામ;
સત્ય શુદ્ધ ધર્મ, સકલ દેશવિષે સ્થાપો... શાંતિ. ૪

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

આવા તમોગુણપ્રધાન વા કલહપ્રધાન કલિયુગમાં તમારે તમારા જીવાત્માના ઉદ્ધારમાટે શુભભાવપૂર્વક પુષ્કલ પ્રયત્ન કરવો જોઇએ.

સર્પના પ્રાણહર વિષજેવા આળસથી દૂર રહો, મૃત્યુના જેવા ભયંકર પ્રમાદથી-અવશ્યનું કર્તવ્ય ભૂલીજવારૂપ દોષથી-ઘણાં વેગળા રહો.

પરલોક ને મોક્ષથી દૂર લઈ જનારી અશ્રદ્ધારૂપ વિરૂપ રાક્ષસીથી તમારા મનને ઘણામાં ઘણું મોકળું રાખો.

વ્યવહારપરમાર્થનાં કામોની વ્યવસ્થા રાખી તેવડે અવ્યવસ્થાનામની મનનું સત્ત્વ ચૂસી લેનારી પિશાચિણીનું હનન કરો.

અગત્યના શુભકર્મને લંબાવવારૂપ દીર્ઘસૂત્રતાને કાળી નાગણીસમાન સમજી તેનાથી પણ બચો.

સંસારાનુરાગનું તથા પ્રાપ્તવ્યવહારનું ઔષધની પેઠે પરિમિતજ સેવન કરો, નાસ્તિક તથા કેવલ વ્યવહારપરાયણ મનુષ્યોનો સંગ નજ ચાલે તેટલો જાગૃતિપૂર્વક રાખો, અને ચિત્તશુદ્ધિનાં તથા ચિત્તસ્થિરતાનાં સાધનોને અમૃતરૂપ ગણી તેનું પરમાદરથી સેવન કરતા રહો.

આત્માથી અભિન્ન બ્રહ્મના ધ્યાનમાં શ્રદ્ધાપ્રીતિથી સવાર સાંજ બની શકે તેટલો વધારે સમય બેસવું, ને તે અંતર્મુખવૃત્તિવડે કાંઇક કાંઇક શરીરનું ને જગતનું ભાન ભૂલાય એવો પ્રયત્ન રાખવો.

લય, વિક્ષેપ ને કષાયથી મનને પરાભવ ન પામવા દેવું. અન્ય વેલા પણ નામરૂપનો બાધ કરતા રહી અધિષ્ઠાનને જોવાનો પ્રયત્ન ચાલુ રાખવો.

આહાર પથ્ય ને પરિમિત રાખવો.

અભ્યાસમાં ક્રમથી વધવું, સાહસ ન કરવું.

સર્વ અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું ધ્યાન વા વિચાર ઘણામાં ઘણા પ્રેમથી કરવાં, કે જેથી એ સ્વરૂપનો અંતઃકરણમાં આવિર્ભાવ થતાં આરંભમાં સર્વ દશ્ય બાધ પામ્યાજેવું થઇ પછી બાધ પામે.

અનન્યભક્તો અખંડ અદ્વૈત બ્રહ્મને જોઇ બ્રહ્મમાં પોતાના જીવભાવને શમાવે છે, અને આત્મજ્ઞાની વા બ્રહ્મજ્ઞાની પોતાના જીવભાવનો આત્મામાં બાધ કરી તે આત્માનેજ બ્રહ્મરૂપે જુએ છે. બંનેની ભાવના ભિન્નભિન્ન છતાં પોતપોતાની ભાવનાને પરિણામે તેમને ફલનો લાભ સરખો થાય છે. બંને બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે.

આત્માને વા બ્રહ્મને વાસ્તવિક દૃષ્ટિએ દ્રષ્ટા કહી શકાય નહિ, કેમકે દ્રષ્ટા એવો શબ્દ દશ્યની અપેક્ષાએ વપરાય છે. દ્રષ્ટા વા સાક્ષી એવો શબ્દ આત્માને કે બ્રહ્મને માટે વપરાય છે તે બીજો કોઇ સારો શબ્દ મળવાનો સંભવ નહિ હોવાથી સર્વ જડથી ભિન્ન ને સર્વ જડને પ્રકાશનાર એવી વસ્તુને સમજાવવામાટે વપરાય છે.

——[ * ]——

# श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[અનુવાદકઃ-શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૪૬ થી)

पितामहोऽस्मि स्थविरः पिता पुत्रश्च भारत ।
ममैव यूयमात्मस्था न मे यूयं न चाप्यहम् ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ ३० ॥

લોકમાં જે કોઈ પુત્ર હોય છે તે સદા પુત્ર રહેતો નથી કારણ કે તે મરણને પાત્ર હોય છે તેથી તેનું મરણ થતાં તેનું પુત્રપણું રહેતું નથી અને જન્માંતરમાં પ્રથમના જન્મનું સ્મરણ રહેતું નથી તેથી તથા કર્મ અને સંસ્કારોની વિચિત્રતા હોય છે તેથી જન્માંતરમાં પણ તેનું પુત્રપણું ઉપસ્થિત રહેવાનો બહુધા સંભવ નથી.

લોકમાં જે કોઇ પિતા હોય છે તે પણ સદા પિતા રહેતો નથી કારણ કે તે મરણને પાત્ર હોય છે તેથી તેનું મરણ થતાં તેનું પિતાપણુ રહેતું નથી અને જન્માંતરમાં પ્રથમના જન્મનું સ્મરણ રહેતું નથી તેથી તથા કર્મ અને સંસ્કારોની વિચિત્રતા હોય છે તેથી જન્માંતરમાં પણ તેનું પિતાપણું ઉપસ્થિત રહેવાનો બહુધા સંભવ નથી

એવી રીતે લોકમાં જે કોઈ પિતામહ હોય છે તે સદા પિતામહ રહેતો નથી કારણ કે તે મરણને પાત્ર હોય છે તેથી તેનું મરણ થતાં તેનું પિતામહપણું રહેતું નથી અને જન્માંતરમાં પ્રથમના જન્મનું સ્મરણ રહેતું નથી તેથી તથા કર્મ અને સંસ્કારોની વિચિત્રતા હોય છે તેથી જન્માંતરમાં પણ તેનું પિતામહપણું ઉપસ્થિત રહેવાનો બહુધા સંભવ નથી.

લોકમાં લોકો જે કોઇ સંબધથી પરસ્પર સંબંધવાળા થયેલા હોય છે તે સઘળા સંબંધોને આ નિયમ લાગુ થાય છે એટલે કે તેમનો તેવો કોઇ પણ સંબંધ સદા ટકી રહેતો નથી

જ્યારે હું સદા એક રૂપે સ્થિર રહેનારો હોવાથી મને મરણ નથી અને તેથી મારી સ્મૃતિનો કદી લોપ થતો નથી તેથી તથા સર્વેના પુત્રરૂપે, પિતારૂપે પિતામહરૂપે તથા બીજા અન્ય સર્વે સંબંધીઓરૂપે માયાવડે હુંજ થતો હોવાથી સર્વેનો સદા સ્થિર રહેનારો પુત્ર, પિતા, પિતામહ કે બીજા કોઈ અન્ય સંબંધવાળો સંબંધી પણ હુંજ છું.

હું એકજ ને અદ્વિતીય પદાર્થ હોવાથી તમારું સર્વેનું પદાર્થરૂપ તમને સર્વેને મારાથી તથા પરસ્પરથી જુદું જુદું જણાય છે છતાં મારા પદાર્થરૂપથી તમારું પદાર્થરૂપ જુદું નથી એટલે કે તમે સર્વે કોઇ મારાથી જુદા પદાર્થ છો એમ નથી તમે સર્વે મારાજ પદાર્થરૂપમાં રહેલા છો

તમે સર્વે મારાજ પદાર્થરૂપમાં રહેલા છો એમ હું જે કહું છું તે પણ ભા એટલે ભમમાં રત રહેનારા ભરતકુલના હે પુરુષ! મારા પદાર્થરૂપમાં

તમે કોઈ ખરેખરા રહેલા છો તેથી કહું છું એમ નથી.

તમે સર્વ તમને જણાતા તમારા પોતપોતાના રૂપવાળા ખરેખર છો એવું તમે જાણો છો તે તમારા તેવા જાણવાનો અનુવાદ કરીને હું કહું છું કે તમે સર્વે મારામાં વા મારા પદાર્થરૂપમાં રહેલા છો.

તમે સર્વ તમને જણાતા તમારા પોતપોતાના રૂપવાળા ખરેખર કોઇ છોજ નહિ.

તમે સર્વ તમને જણાતા તમારા પોતપોતાના રૂપવાળા ખરેખર છો એવું તમને સર્વેને જે જણાય છે તે તમે સર્વ તમને જણાતા તમારા પોતપોતાના રૂપમાં માયાવડે એકતા કરી રહેલા હોવાથી જણાય છે પણ તે તમારો સર્વેનો ભ્રમ છે ને તે મિથ્યા છે.

તેથી તમે સર્વે મારામાં જ વા મારા પદાર્થરૂપમાંજ રહેલા છો એમ હું જે કહું છું તે પણ વસ્તુતાએ કહેવું ઘટતું નથી.

તમને સર્વ જણાતું તમારું પોતપોતાનું રૂપ તમને સર્વેને અસ્તિત્વવાળું જણાય તથા ચેતનાવાળું જણાય તે માટે તમારા સર્વેના તે તે રૂપ સત્તા તથા ચેતના આપવા હું પોતેજ તમારા સર્વેના તે તે રૂપમાં રહેલો છું.

પણ એવું પણ હું જે કહું છું તે તમને સર્વેને જણાતાં તમારાં પોતપોતાનાં રૂપ વસ્તુતાએ છે તેથી કહું છું એમ નથી પણ તમને સર્વેને તે વસ્તુતાએ છે એમ જણાય છે તેનો અનુવાદ કરીનેજ કહું છું.

તમને સર્વેને જણાતું તમારું પોતપોતાનું રૂપ વસ્તુતાએ વિદ્યમાન છે તથા તેને સત્તા તથા સ્ફૂર્તિ આપવા હું તેમાં વસ્તુતાએ રહેલો છું એમ જણાવવા હું એવું કહું છું એમ નથી.

આવા મારા પરમાર્થપદાર્થની કોટિના સનાતન પદાર્થના સ્વરૂપને તથા માયાવડે અખિલ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનારા મારા ભગવત્સ્વરૂપને પ્રાકૃત જનો જાણી શકતાં નથી.

શાસ્ત્ર તથા સદ્ગુરુના અનુગ્રહથી વિશ્વને છે તેવું માયાનું કાર્ય જાણીને તથા મને માયાનો અધિપતિ જાણીને જેઓ વિશ્વની માયાથી અળગા થઇને મારે વિષે એટલે મારા પદાર્થસ્વરૂપને વિષે પોતાનો યોગસાધે છે તે યોગીઓજ તેમના યોગની સિદ્ધિ થતાં કોઇ ધન્ય ક્ષણે હું જેવો છું તેવો મને જાણવા ભાગ્યશાળી થાય છે તથા તેથી કૃતાર્થ થાય છે.

श्रीशांकरभाष्यम् ।

एवं पित्रादिवदाधिभौतिकं पित्रादिकं दर्शितमथेदानीमाधिदैविकं पित्रादिभावं दर्शयति पितामह इति ।

એમ લોકમાં જણાતાં પ્રસિદ્ધ પિતા આદિની પેઠે આધિભૌતિક પિતા આદિ પોતે છે એમ દેખાડ્યું હવે આધિદૈવિક પિતા આદિ પણ પોતેજ છે એમ पितामहो० । એવા આ શ્લોકવડે પોતાના આધિદૈવિક પિતા આદિ ભાવને દેખાડે છે.

पितामहोऽस्मि स्थविरो वृद्ध इन्द्रादेः पितामहोऽस्मि ।

સ્થવિર એટલે વૃદ્ધ પિતામહ હું છું એટલે ઇંદ્રિઆદિનો પિતામહ હું છું

अनादिसिद्धः परमात्मा सोऽप्यहमेव ।

સ્વયંસિદ્ધ સ્વયંભૂ હોવાથી અનાદિ એવા પરમાત્માજ ઇંદ્ર આદિ દેવોના પિતામહ છે

તે અનાદિ સ્વયંભૂ પરમાત્મા હું છું

તેથી ઇંદ્ર આદિ દેવોનો પણ પિતામહ હું છું એમ કહું છુ

य पिता इन्द्रादेर्हिरण्यगर्भ सोऽप्यहमेव।

ઇંદ્ર આદિ દેવોના પિતા જે હિરણ્યગર્ભ તે પણ હુંજ છુ

तथा मम यूयमात्मस्था एव।

તેમજ તમે મારા આત્મામાં મારા સ્વરૂપમાંજ રહેલા છો

यूयं सर्वे परमार्थतो न म आत्मनि व्यवस्थिता।

તમે સર્વે મારા આત્મામાં એટલે મારા સ્વરૂપમાં વસ્તુતાએ રહેલા છો એમ નથી

न चाप्यहं युष्मासु स्थितः।

હું તમારામાં રહેલો છુ એમ પણ નથી,

तथा चाह भगवान् मत्स्थानि सर्वभूतानीति ॥ ३० ॥

બધાં ભૂતો મારે વિષે રહેલાં છે એમ ભગવાને પણ એનુ જ કહેલુ છે

(ચાલુ)

——[ * ]——

## श्रीनाथसंहिता

[ સંહિતાકાર-સેવકઃ—શ્રી મજલાલ વનમાળી વસાણી-દહાણુ ]

શ્રીનાથપ્રભુ—[૧]સચ્ચિદાનંદ છે, [૨]દયાળુ છે, [૩]કૃપાળુ છે, [૪]અંતર્યામી છે, [૫]હિતકારી છે, [૬]પ્રેરણા આપવાવાળા છે, [૭]દુખહારી છે, [૮]ક્લેશ મટાડવાવાળા છે, [૯]વિભુ છે, [૧૦]પ્રેરક છે, અપાર [૧૧]સામર્થ્યવાળા છે, કર્તુમ્ અકર્તુમ્ [૧૨]સામર્થ્યવાળા છે, છતા [૧૩]દીનદયાળ છે, [૧૪]માયાના પતિ છે, [૧૫]સ્વાશ્રય શિખવે છે, [૧૬]આનંદ આપે છે, જ્ઞાન [૧૭]આપે છે, સત્યમાં [૧૮]સ્થિર કરે છે, [૧૯]શ્રવણ કરાવે છે, [૨૦]મનન કરાવે છે, [૨૧]ધ્યાન કરાવે છે, [૨૨]વૃત્તિના સાક્ષી છે, વૃત્તિ-રહિત [૨૩]થતાં શિખવે છે, [૨૪]સુખ આપે છે, [૨૫]દુખ કાપે છે, [૨૬]ઉપાધિ છોડાવે છે, [૨૭]અસગ છે, [૨૮]અસગ રહેતા શિખવે છે, [૨૯]સગ છોડાવે છે, [૩૦]તત્ત્વમસિનો બોધ આપે છે, [૩૧]અયમાત્મા બ્રહ્મ, [૩૨]પ્રજ્ઞાનં બ્રહ્મ ને [૩૩]અહં બ્રહ્માસ્મિ-એ દઢ કરાવે છે, [૩૪]જીવને શિવ કરે છે, અલ્પને [૩૫]મહાન્ કરે છે, [૩૬]ગર્વનું ખંડન કરે છે, [૩૭]નમ્રતા શિખવે છે, [૩૮]દીનતા ટાળે છે, માખણથી [૩૯]મૃદુ છે, [૪૦]વજ્રથી કઠોર છે, [૪૧]શિષ્યોને બોધપાઠ શિખવે છે, [૪૨]પોતાના આચરણથી દઢ કરાવે છે, [૪૩]અસુરોને મારે છે, [૪૪]ભક્તોને તારે છે, [૪૫]કામને જીતે છે, [૪૬]ક્રોધને મારે છે,

લોભને[૪૭] દબાવે છે, મદનું[૪૮] મર્દન કરે છે, મોહ[૪૯] મટાડે છે, મત્સરને[૫૦] ભગાડે છે, દયા શિખવે[૫૧] છે, શાંતિ[૫૨] આપે છે, ભયમુક્ત[૫૩] કરે છે, નિર્ભયતા[૫૪] અર્પે છે, દાન[૫૫] દે છે, દાન દેતાં[૫૬] શિખવે છે, યાચકતા[૫૭] ટાળે છે, શાંત[૫૮] છે, ગંભીર[૫૯] છે, અપાર[૬૦] છે, વ્યાપક[૬૧] છે, ભક્તોનું અનન્ય[૬૨] શરણુ છે, દંભીને[૬૩] ઓળખે છે, ભૂલેલાને[૬૪] માર્ગે ચડાવે છે, ક્ષમાનો[૬૫] પાઠ શિખવે છે, સત્ય[૬૬] બોલે છે, થોડું[૬૭] બોલે છે, અર્થવાળું[૬૮] બોલે છે, કઠોરતા[૬૯] તજે છે, પ્રિય[૭૦] લાગે એવું બોલે છે, કાનને મધુર[૭૧] લાગે એવું બોલે છે, આંખ તેઓશ્રીને[૭૨] જોતાં તૃપ્ત થતી નથી, હૃદય તેમની સન્મુખ[૭૩] રહે છે, આશ્ચર્ય[૭૪] જેવા છે, અટ્ટહાસ્ય[૭૫] કરતા નથી, મૃદુ[૭૬] હાસ્ય કરે છે, ભક્તોને તે[૭૭] રૂપ પ્રિય લાગે છે, ભક્તવત્સલ[૭૮] છે, કરુણાનિધાન[૭૯] છે, સરલ હૃદય[૮૦] તેમને વહાલું છે, કોઈનો દ્વેષ[૮૧] કરતા નથી, કોઈ ઉપર ક્રોધ[૮૨] કરતા નથી, શાંતિ[૮૩] રાખે છે, ગુણીને[૮૪] વહાલા છે, અવગુણો[૮૫] દૂર કરાવે છે, બોધપાઠ[૮૬] આપે છે, મૌન[૮૭] રાખે છે, ને તેમાં બીજાને[૮૮] શીખવાનું મળે છે, સ્વરૂપ-સામ્રાજ્યવાળા[૮૯] છે, સ્વરૂપસામ્રાજ્ય[૯૦] અપાવે છે, પોતાજેવા[૯૧] કરી દે છે, શુદ્ધ હૃદયવાળાને[૯૨] સર્વ અર્પણ કરી દે છે, તિતિક્ષા[૯૩] રાખે છે, તિતિક્ષા[૯૪] શિખવે છે, સંતોષી[૯૫] છે, સંતોષ[૯૬] શિખવે છે, ષડ્ વિકારથી[૯૭] જીવ-આત્માનું પૃથક્કરણ દૃઢ કરાવે છે, મન-વાંછિત[૯૮] ફળ આપે છે, પોતાના[૯૯] કરી લે છે, સંસારમાં[૧૦૦] જળકમળવત્ રહેતાં શિખવે છે, જન્મમરણ ટાળે[૧૧૧] છે, શ્રીનાથપ્રભુ[૧૦૨] અજર છે, અમર[૧૦૩] છે, ચિંતવન કરતાં મનમાં[૧૦૪] હાજર થાય છે, ભક્તોના[૧૦૫] સંકટહારી છે, શ્રીનાથપ્રભુ[૧૦૬] માતા જેવું વહાલ કરે છે, પિતા[૧૦૭] જેવું પોષણ કરે છે, બંધુ જેવો સ્નેહ[૧૦૮] રાખી સહાય કરે છે, શ્રીનાથપ્રભુ મારા આત્મસ્વરૂપ છે...!

નાથપ્રભુનો સદા-સર્વદા જય-જયકાર થાઓ...! આ નાથસંહિતામાંથી ઘણું ઘણું શિખવાનું છે-નાથપ્રભુજેવા અજર-અમર થવાનું છે-નાથપ્રભુ આપણને સૌને તેવા થવાનું બળ આપો...!

૧૦૮ સ્મરણપુષ્પોની આ સંહિતા-માળા શ્રીનાથપ્રભુને શુદ્ધ ભાવથી સમર્પણ...!-તેથી મારું તનમન શુદ્ધ થઈ, આપશ્રીનાં ગુણગાન ગાવામાં...અને...મારા સ્વસ્વરૂપમાં સ્થિર થવામાં નાથપ્રભુ મને સહાય કરો...!

નાથપ્રભુની પ્રસન્નતા હું અનુભવું ને અન્ય સૌ પણ અનુભવે...!

——[ * ]——

## બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત

[ સંપાદક:-બ્રહ્મચારી દલપતરામ. શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનના પૂજારી ]

( અનુસંધાન વર્ષ ૧૪ માના અંક ચોથાના પૃષ્ટ ૪૭ થી ચાલુ )

એકનાથે પોતાના પિતા સૂર્યનારાયણને સુલક્ષણુ કહીને યાદ કર્યા છે, અને કહ્યું કે, "સૂર્યના તેજના પ્રતાપી કિરણોથી માતા રુક્મિણીએ પુત્રને જન્મ આપ્યો સૂર્યનારાયણુ ઘણાજ બુદ્ધિમાન્ પુરુષ હતા અને રુક્મિણીમાતા પતિવ્રતા તેમજ સુશીલ દેવી હતા માબાપ પોતાના પુત્રને બાળપણનાં લાડ લડાવવા પણ જીવતાં રહ્યા નહિ, અને એકનાથનું લાલન-પાલન કરવાનો બધો ભાર ચક્રપાણિ ઉપર આવી પડ્યો ભાનુદાસ, ભાનુદાસના પુત્ર ચક્રપાણિ, ચક્રપાણિના સૂર્યનારાયણ, સૂર્યનારાયણના એકનાથ-આ બધાં નામ પણ બહુ બોધક છે. નામમાં શું છે, એમ કહેવું બરાબર નથી. બાળકોનાં જે નામ રાખવામાં આવે છે, તેમા પણ તે નામો પાડનારના સ્વભાવજ જણાઈ આવે છે.

ભાનુદાસે પોતાના પુત્ર અને પ્રપૌત્રના એવા નામ રાખ્યા, કે જે પરથી તેમની હરિભક્તિ પ્રગટ થાય છે. બાળકોના લલ્લુ, બુદ્ધિપ્રસાદ વગેરે નામો રાખનારા સંસારમાં ઘણા છે! 'સુલોચના' 'ચારુચંદ્ર' વગેરે શરીરનાં સૌંદર્યને દર્શાવનારાં નામ રાખનારા રસિક માબાપો પણ ઘણાં છે, પરંતુ ધર્મશીલ કુળમા એવી પદ્ધતિ હોય છે કે, તેઓ પોતાના ઉપાસ્ય દેવ, તીર્થ, સંત અને સાધ્વીઓ તેમજ અન્ય દેવ-દેવીઓનાંજ નામ પોતાના બાળકોનાં રાખે છે. રક્તમાંસનો આ સ્થૂલ પિંડ નિંદ્યજ છે આચાર્યના કથન પ્રમાણે—

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंकुलम् ।
पूर्ण मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपु ॥
( विवेक-चूडामणि' ८९ )

ચામડી, માંસ, લોહી, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાનું બનેલું તથા વિષ્ટા તેમજ મૂત્રથી ભરેલું આ શરીર નિંદ્યજ છે, છતા એજ નિંદ્ય શરીરનો આધાર લઇને પરમ પાવન પરમાત્માની પ્રાપ્તિ કરવાની હોય છે. શરીર આવું નિંદ્ય અને નશ્વર હોવા છતા પણ ઓળખાણુ માટે એનું કંઇક ને કંઇક નામ રાખવુંજ પડે છે. ત્યારે એવું નામ શા માટે ન રાખવામાં આવે, કે જેથી પગલે પગલે ભગવાનનું સ્મરણુ થાય? 'સમસ્ત સંસાર ઇશ્વરરૂપ છે' એજ ભાવનાને અખંડ રાખવા માટે ભક્તો સાંસારિક વાતોમા પણ પ્રત્યેક જગાએ એવો ઉપાય કર્યા કરે છે, કે જેનાથી હમેશાં ભગવાનનું સ્મરણુ થયા કરે. નામકરણુ પણ એક એવોજ ઉપાય છે ભક્તજનોના સાંસારિક વ્યવહારનું નામ પણ ભગવાનનું સ્મરણુ કરાવનાર હોય છે અંદર-બહાર સર્વત્ર ભગવાનનુંજ ધ્યાન અને દર્શન કરતાં કરતા ભક્ત સંસારનેજ ઇશ્વરરૂપ બનાવી દે છે

નામોચ્ચારણુની સાથે નામાતીતનું સ્મરણુ થાય એજ નામકરણુનો હેતુ હોય છે. શ્રીમદ્‌ભાગવતના છઠ્ઠા સ્કંધમાં અજામિલની કથા આવે છે અજામિલ મહાપાપી હતો, પરંતુ તેણે પોતાના લાડકવાયા વહાલા પુત્રનું નામ 'નારાયણ' રાખ્યુ હતું આથી વારંવાર 'નારાયણ'નો નામોચ્ચાર કરતા કરતા તેની વાણી પવિત્ર થઈ ગઈ નારાયણના નામનો તેને કંઈક એવોજ રસાસ્વાદ લાગી ગયો કે પ્રાણુ નીકળતી વખતે વિષ્ણુ ભગવાનના

દૂત તેને વૈકુંઠમાં લઈ જવા માટે આવી પહોંચ્યા. પવિત્ર નામનો કંઈક મહિમાજ એવો છે કે તેની સાથે સાથે પવિત્ર વિભૂતિઓનું સ્મરણ થાય છે, તેમનું ચરિત્ર આંખો સામે તરી આવે છે, અને તેમાંથી પોતાના ઉદ્ધારનો માર્ગ પણ મળે છે. પવિત્ર નામના સાત્વિક સંસ્કારથી વાણી પવિત્ર થઈ જાય છે, એથી મન અને બુદ્ધિ ઉપર પણ દિવ્ય સંસ્કાર પડે છે. ભક્તોની રક્ષા તેમજ દુષ્ટોના નાશને માટે ભગવાને પોતાનાં હાથમાં ચક્ર ધારણ કરેલું છે, એ હમેશાં યાદ રહે તે માટે ભાનુદાસે પોતાના પુત્રનું નામ 'ચક્રપાણિ' રાખ્યું. ભાનુદાસ ઉપર તેમના બાળપણમાં જે સૂર્યનારાયણે બ્રાહ્મણવેશમાં આવીને અનુગ્રહ કર્યો, તેમનું નિત્ય સ્મરણ રાખવા માટે તેમણે પોતાના પૌત્રનું નામ 'સૂર્યનારાયણ' રાખ્યું. આજ પરંપરા આગળ પણ ચાલી. 'એકનાથ' તો એકનાથજ થયા! એકનાથે પોતાના પુત્રનું નામ 'હરિ' રાખ્યું અને પોતાની બે પુત્રીઓનું નામ 'ગંગા' અને 'ગોદા' રાખીને પોતાના કાશીવાસ તથા નિત્યના પૈઠણવાસની સંગિની-સાથી ગોદાનું સ્મરણ જાગ્રત્ રાખ્યું. ગોદાનું હુલામણું નામ તેમણે 'લીલા' રાખ્યું હતું, તે પણ ભગવાન્‌ની માયાનુંજ સ્મરણ હતું. જાણે 'એકનાથ'રૂપ પુરુષોત્તમને ઘેર આ પ્રમાણે 'હરિ' અને 'લીલા' એ ભાઈ બ્હેન ખેલવા લાગ્યાં! લીલાના પુત્રનું નામ એકનાથ 'મુક્તેશ્વર' મહારાજે રાખ્યું! તેમનાં પત્નીનું નામ ગિરિજા હતું. ભાનુદાસના કુળમાં બધાંનાં આ નામ પણ તેમના ઘરમાં વિલસી રહેલી ભગવદ્‌ભક્તિનુંજ સ્મરણ કરાવનારાં છે, તેથી અહીં આ બાબતનો આટલો વિસ્તાર કરવામાં આવ્યો છે.

એકનાથ બાળપણથીજ ઘણા બુદ્ધિશાળી અને શ્રદ્ધાળુ હતા. શ્રદ્ધા અને બુદ્ધિ તેમના જન્મકાળેજ તેમની સાથે ઉત્પન્ન થઈ હતી; અથવા એમ કહેવાય છે કે, એમનો સ્નેહ તેમણે પૂર્વજન્મમાંજ પ્રાપ્ત કર્યો હતો. સ્નાનસંધ્યા, હરિભજન, પુરાણ શ્રવણ અને દેવપૂજનમાં તેમને ખૂબ પ્રેમ હતો. હાથમાં કરતાળ લઈને અથવા ખભા ઉપર લાકડી કે એવીજ કોઈક ચીજ રાખીને, અને તેને વીણા સમજીને, તે ભજન કરતા અથવા પથ્થર સામે રાખીને, તેના ઉપર ફૂલ ચઢાવી 'રામકૃષ્ણ-હરિ' કહેતા કહેતા નાચવા લાગતા. કોઈ કથાવાચક અથવા કીર્તન કરનાર હરિભક્ત ક્યાંકથી આવી પહોંચતાં તેમને દંડવત્ કરતા અને એવી એકાગ્રતાપૂર્વક કથા સાંભળતા, કે જાણે સર્વ કંઈ સમજતા હોય. કોઈ કંઈક કહેતું તો તેનો સામો જવાબ વાળીને બોલનારને રીઝવતા. દાદા પૂજામાં બેસતા ત્યારે તેમની પાસે બેસીને પૂજાકાર્યમાં તેમને મદદ કરતા. એમનાં આ સુલક્ષણો જોઇને વૃદ્ધ દાદી અને દાદાનાં નેત્રોમાંથી સ્નેહાશ્રુઓ વહેવા લાગતાં.

એકનાથ હાથમાં કોઈ દંડો લેતા, અને તેમાં કોઈ કપડું બાંધીને તેને 'આ મારો ઝંડો' કહીને નાચતા-કૂદતા, ત્યારે તે વૃદ્ધોથી રહેવાતું નહિ. તેઓ તેને ગોદમાં ઉઠાવી લેતાં અને ઘણો પ્રેમ દર્શાવતાં. તેઓ કહેતાં કે 'આ છોકરો ભાનુદાસનો યશ દિગ્-દિગંતમાં ફેલાવશે. આડોશી-પાડોશીઓને પણ એકનાથે પોતાના ગુણોથી મોહિત કર્યા હતા. બાળપણમાં પણ તેમનો સ્વભાવ હઠીલો ન હતો, કે ન તો તેમનામાં લાડકાપણું પણ હતું. જે કાંઈ મળતું તેનાથીજ તેઓ સંતોષ પામતા. દેવ-બ્રાહ્મણ અને સાધુ-મહાત્માઓમાં સ્વાભાવિક પ્રેમ, સત્સમાં પ્રેમ, આંતર્બાહ્ય સરળતા, ભજનમાં મગ્ન થઈને ભૂખ-તરસ પણ ભૂલી જવાં, બધાંને વહાલા લાગવું વગેરે ગુણો એકનાથમાં બાળપણથીજ હતા તેમને માટે તેમને કોઈ અભ્યાસ કરવો પડ્યો નહિ. અનેક ગુણોનું સ્વાભાવિક સાહચર્ય હોવાથી

નિરભિમાનતા અને શાંતિ, એ બે અલૌકિક ગુણ પણ તેમનામાં બાળપણથીજ દેખાતા હતા તેમની મનોહર મૂર્તિ જોઈને તથા તેમને ભાનુદાસના શ્રેષ્ઠ કુળના એકમાત્ર તણુરૂપ જાણીને પૈંઠણના લોકો એમના ઉપર ખૂબ પ્રેમ કરતા હતા, અને આ પ્રેમની સાથે આ ગુણનો યોગ હોવાથી બાળપણથીજ આ બાળભાગવતનો જયજયકાર થવા લાગ્યો

( ચાલુ )

——[ * ]——

## " श्रीसद्गुरुनाथप्रागट्यमहिमा "

( રાગ ધોળ—અમે ઈશ્વર માગીએ એટલું એહ )

ધન્ય ભારતમાત વસુંધરા, ધન્ય સંત ભૂમિ સૌરાષ્ટ્ર-પ્રાગટ્ય સદ્ગુરુદેવનું
ધન્ય ગોકળિયું મોજીદડ ગામડું, ધન્યભાગ્ય ઝાલાકુળ રાજ-પ્રાગટ્ય૦
જહાં વેદ પુરાણનાં ગાનોથી, નિત્ય કરતા મુનિગણ કાજ-પ્રાગટ્ય૦
એહવા ઉત્તમ રાવળકુળતણો, ઝાલાવાડીનો બ્રહ્મ સમાજ-પ્રાગટ્ય૦
તાત પીતાંબરગૃહ દીપાવવા, પિતૃકુળનો કરવાને ઉદ્ધાર-પ્રાગટ્ય૦
માતા અંબા સમ નંદુબા ઉદરથી, પ્રભુ નાથે લીધો અવતાર-પ્રાગટ્ય૦
શિવ શક્તિ ભક્ત બ્રહ્મકુળમાં, પ્રગટ્યા શિવ સ્વયમ્ સાક્ષાત્-પ્રાગટ્ય૦
માત તાત કુળ ગોત્રને તારવા, કરવા ધર્મનો પુનરુદ્ધાર-પ્રાગટ્ય૦
ગીત ગોવિંદ ગીતામાં જે કથ્યું, યુગયુગમાં લઉંશ અવતાર-પ્રાગટ્ય૦
દુર્મતિઓના દંભ નિવારવા, કરવા સત્યનો પુન પ્રકાશ-પ્રાગટ્ય૦
સદ્હેતુ શ્રુતિના સમજાવવા, બ્રહ્મસૂત્રો ને યોગનાં જ્ઞાન-પ્રાગટ્ય૦
ઉપનિષદો, ગીતાનાં રહસ્યોને, કરવા સરળ લીધો અવતાર-પ્રાગટ્ય૦
સત્ય શુદ્ધ સનાતન ધર્મનો, કરવા પ્રેમેથી પુનરુદ્ધાર-પ્રાગટ્ય૦
જન મનનાં અજ્ઞાન વિદારવા, શરણાગત રક્ષવા કાજ-પ્રાગટ્ય૦
દીન જનનાં દારિદ્રય નિવારવા, હરવા ભક્તોના ત્રિવિધ સંતાપ-પ્રાગટ્ય૦
વિક્રમ સંવત્ ઓગણીસો ચૌદનો, અતિ ઉત્તમ આશ્વિન માસ-પ્રાગટ્ય૦
શુક્લ ચોથને ભાનુવારની, રઢિયાળી શી દેવીની રાત-પ્રાગટ્ય૦
શુભ મંગળ દિન સોહામણો, નાથ પ્રાગટ્યનો ધન્ય આજ-પ્રાગટ્ય૦
ધન્ય દક્ષિણામૂર્તિ શ્રીનાથજી, આપ યોગેશ્વર શિવ સાક્ષાત્-પ્રાગટ્ય૦
આમ શરણાગતના તાપોને ટાળવા, દેવા શાંતિ ને મુક્તિનાં દાન-પ્રાગટ્ય૦
વરદ હસ્તકમળ શિરે સ્થાપતાં, પ્રભુ આપો અભયપદ દાન-પ્રાગટ્ય૦

શ્રી ૮૮મો નાથજયંતીમહોત્સવ
સં ૨૦૦૧ આશ્વિન સુદિ ૪
બુધવાર

લી દાસાનુદાસ
કાનજી પુરુષોત્તમ દવે
વંથલી-સોરઠ

——[ * ]——

॥ ॐ ॥

## " શ્રીમન્નાથજયંતીમહોત્સવ "

### 'શ્રીમન્નાથ સત્સંગમંડળ' મુંબઈ તરફથી પૂ. સદ્ગુરુ પરમાત્માનો ઊજવાયેલો ૮૮ મો જયંતીમહોત્સવ

આશ્વિન સુદિ ચતુર્થીનું સુમંગળ પ્રભાત થતાં સૂર્યદેવનાં સોનેરી કિરણો જગતને અજવાળી રહ્યાં હતાં. તે સમયે 'શ્રીમન્નાથ સત્સંગમંડળ' ના સભ્યો સહકુટુંબ પોતાના પરમકૃપાળુ શ્રીસદ્ગુરુ પરમાત્માનો જન્મ મહોત્સવ ઊજવવા એકત્ર થઇ રહ્યા હતા. આ ધન્ય ને પરમ પવિત્ર દિને સર્વ બંધુઓમાં કોઇ અપૂર્વ ઉત્સાહ, શ્રદ્ધા ને ભક્તિભાવ દ્દશ્યમાન થતાં હતાં.

જન્મમહોત્સવમાટે મુંબઈનું સુપ્રસિદ્ધ ને સદૈવ કથાકીર્તનોથી ગાજતું ને આઠે પહોર પ્રભુદર્શન–ભક્તિરૂપી સુગંધી પરિમલથી મહેકતું શ્રીનરનારાયણના મંદિરનું સભાસ્થાન નિયત કર્યું હતું. આ સ્થાનનું નૈસર્ગિક સૌંદર્ય મનોહર છે. તથાપિ વિશેષપણે સભાગૃહને ભવ્ય રીતે શણગાર્યું હતું. આખા હોલને આસોપાલવનાં પત્રો તથા સુગંધી અનેક જાતજાતનાં પુષ્પોથી મઢી લીધો હતો.

સભાહોલના મધ્યમાં એક આકર્ષક મંડપ રચ્યો હતો. આ મંડપની શોભા અવર્ણનીય જેવી હતી. રંગબેરંગી પુષ્પોના ગુચ્છા તથા તોરણો લટકતાં હતાં અનેક વિદ્યુત્ દીપકો મંડપમાં ગોઠવ્યા હતા. દીપકોનાં તોરણ કર્યાં હતાં. આ રીતે આ મંડપ બહુજ હૃદયઆહ્લાદક બન્યો હતો. પણ ખરેખર આ મંડપની શોભા તો બીજાજ કારણે વધી ગઇ હતી, અને તે પરમ પૂજ્ય શ્રીમન્નાથ ભગવાનનાં પૂ. પ્રતિમાજીને મંડળમાં સિંહાસન ઉપર પધરાવ્યાં હતાં. નાથપ્રભુ ભક્તોપ્રતિ સ્મિત કરતા હોય તેવાં દર્શન કરતાં ભાસ થતો હતો. જાણીતા તથા અજાણ્યા ને મંદિરની બહાર આવતાં માણસોની પણ નજર પડતાં નાથનાં દર્શન કરવા આવી ગયા હતા.

વેદપાઠી ભૂદેવો પણ સમયસર હાજર થઈ ગયા હતા, અને કર્ણપ્રિય કલ્યાણકર વેદઘોષ ૧૦॥ વાગ્યાપર્યંત કર્યો હતો. તે પછી પૂ. સદ્ગુરુદેવના મહાપૂજનનો આરંભ થયો હતો. મંડળવતી પૂજન માટે શ્રી ગુણવંતસિંહ, રૂપસિંહ, શિવસિંહ તથા બાદરસિંહ બેઠા હતા. અને ષોડશોપચારથી વિધિપૂર્વક પૂ. પાદુકાજીનું તથા પ્રતિમાનું મહાપૂજન કર્યું હતું. પછીથી સૌ બંધુ બહેનોએ કર્યું હતું. ભાવપૂર્વક આરતી કરી સૌને પ્રસાદી અપાઈ હતી. પછી પરમકૃપાળુ સદ્ગુરુ પરમાત્માપ્રતિની જયંતીપ્રસંગની પ્રાર્થના શ્રી. રૂપસિંહે વાંચી સંભળાવી હતી. અને કૃપાનાથનો દિવ્ય સંદેશ શ્રી. રતનજી રામજીએ વાંચી સંભળાવ્યો હતો. આ રીતે સવારનો કાર્યક્રમ બહુજ શાંતિ, આનંદ ને સદ્ગુરુભક્તિરૂપી સુધાનાં પાન કરતાં કરતાં પૂર્ણ થયો હતો.

જયંતી મહોત્સવના પવિત્ર દિને ઘણાં બંધુ બહેનોએ વ્રત રાખેલ હતાં. ફળાહારની વ્યવસ્થા કરાઈ હતી. ભગવાનને ધરાવેલ પ્રસાદયુક્ત ફળાહાર સૌએ આનંદસહ લીધો ને બપોરના કાર્યક્રમની શરૂઆત કરી.

શ્રીમાન્ મહારાણીદાસભાઈ પણ મંડપમાં પધાર્યા હતા, અને તેઓએ શ્રીસદ્ગુરુદેવની ભક્તિદર્શક ભાવવાહી ભાષણ કર્યું હતું, જેનો સાર નીચે પ્રમાણે છે.

"પૂજ્યપાદ કૃપાનાથે આપણને ઘણા વર્ષોસુધી પ્રવચનો સંભળાવ્યાં છે. હવે આપણે સાંભળવા કરતાં કાર્ય કરવાનું છે સ્વસ્વરૂપની પ્રાપ્તિમાટે આપણે પરમ પુરુષાર્થ કરવો જોઈએ સ્વધર્મનું અખંડ પાલન કરવુ જોઇએ. સર્વ ધર્મકર્મો કામનારહિત કરવાં કે જેથી અનુકૂળતા કે પ્રતિકૂળતા સ્વધર્મ પાળતાં ગમે તે આવે, પણ સ્વધર્મપાલનમાંથી ડગવું નહિ એ મહાન્ ઉપદેશ આપણા પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવ આપણને સમજાવી ગયા છે, તે ઉપદેશપાલન કરવાનું બળ તેઓશ્રી આપણ સૌને આપવા કૃપા કરે!

બરોબર ૪ાા વાગ્યે શ્રીમન્ મધુસૂદન કવીશ્વર બુવાનું સુમધુર હરિકીર્તન શરૂ થયું ગુરુબંધુઓ ઉપરાંત આમન્ત્રિત જિજ્ઞાસુઓ તથા અન્ય ભાવિક જનતાની મેદની મોટા પ્રમાણમાં આ મહા પવિત્ર ધાર્મિક ઉત્સવમાં લાભ લેવા એકત્ર થઈ હતી લાઉડ-સ્પીકરની ગોઠવણ કરી હતી મંદિરના ચોકમા તથા સભાહોલના આંગણામાં પણ ભાવિક-જનો ઉત્સવનો લાભ લઈ રહ્યા હતા કવીશ્વર બુવાએ પૂ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ પ્રભુનો જીવનમહિમા બહુ સુન્દર રીતે વર્ણવ્યો હતો, અને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ને સમર્થ આચાર્ય તરીકે પ્રમાણો આપી નાથભગવાનની સ્તુતિ ગાઈ હતી.

૭ વાગ્યે શ્રીમાન્ શાસ્ત્રીજી રેવાશંકર મેઘજી દેલવાડાકરે કૃપાનાથના જીવન ઉપર ભારે વિદ્વત્તાપૂર્ણ પ્રવચન કર્યું હતું ઉપરાંત શાસ્ત્રીજી મારફત પૂ જગદ્ગુરુ શ્રીશંકરાચાર્ય શ્રીશારદાપીઠાધીશ્વર શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજે, શ્રીમન્નાથ સત્સંગમંડળને સંદેશો મોકલ્યો હતો, જે શાસ્ત્રીજીએ સૌને સંભળાવ્યો હતો વિશેષમાં તેઓશ્રીએ શુભાશીર્વાદ સાથે શ્રીમન્નાથજયંતી મહોત્સવની સંપૂર્ણ સફળતા ઇચ્છી હતી પછીથી શ્રી. રૂપસિંહે કૃપાનાથના પરમકારુણિક જીવનઉપર તથા આનંદાશ્રમની સુવ્યવસ્થા ઉપર ભાષણ કર્યું હતું.

સાત વાગ્યે ભગીનવિશ રદ માસ્તર નિકમના ભક્તિભર્યાં ભજનો શરૂ થતાં હતાં "ચેલા જોગી ભરકે લાના પહેલી ભિક્ષામેં આટા લાના, પણ કિસીસે ઘર મતજાના" એ અગમવાણીનું ભજન સાંભળતા સૌ કોઈનાં મસ્તકો ડોલતા હતાં ને સદ્ગુરુદેવચરણમાં ઝૂકતા હતાં.

પશ્ચાત શ્રીકૈલાસભારતી સંકીર્તનમંડળે હૃદયઆલ્હાદક ધૂન કરી હતી ધૂનમાં સર્વ મેદની એકતાન થઈ ગઈ હતી પછીથી આરતી કરી પ્રસાદ સૌને અપાયો હતો. અને છેવટે નરનારાયણના મંદિરના સદ્ગત ભક્ત જાદવજી મહારાજની મંડળીએ ભજનો ગાયા હતાં અને તે પછી સૌ શ્રીમદ્ગુરુદેવની જય બોલાવી વિદાય થયાં હતાં શ્રીમન્નાથ પ્રભુ વિજયતે.

——[ * ]——

॥ ॐ ॥

**શ્રીમન્નાથ સત્સંગમંડળ મુંબઇ તરફથી ઊજવાયેલા શ્રીમન્નાથજયંતીમહોત્સવમાં શ્રી રૂપસિંહ હરિસિંહ નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—**

## કર્તવ્ય

માનનીય બંધુઓ તથા ભગિનીઓ, આપ સૌને સુવિદિત છે કે, આપણે પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ પ્રભુનો ૮૮ મો જયંતીમહોત્સવ ઊજવવા એકત્ર થયા છીએ. એ આપણા મહાન્ સદ્ભાગ્ય છે.

આજનો દિન આપણા માટે મહાપર્વ છે. આપણાં હૃદયોને સૂક્ષ્મપણે નિરખવાનો આ પ્રસંગ છે. એક વર્ષના ગાળામાં આપણે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો સાધવામાં કાંઈ પ્રગતિ કરી છે કે ? નાથપ્રભુનો દિવ્ય સંદેહ આપણ સૌને જે મળ્યો છે, તેના પરિપાલનમાં આપણે વિશેષ સદાગ્રહી થયા છીએ કે ? નાથ પ્રભુના સિદ્ધાંતમાં આપણે પહાડ સમ અડગ છીએ કે ? કૃપાનાથે આપણને પરમકલ્યાણકર ઉપદેશ આપેલ છે. સ્વધર્મપાલનમાટે તેઓશ્રીએ સૌને સમયે સમયે બહુજ પ્રેમથી આજ્ઞા કરી છે. તે તે આજ્ઞાના પાલનમાં આપણી જે કચાશ હોય તે આપણે દૃઢતાપૂર્વક દૂર કરી પૂ. સદ્‌ગુરુદેવની પુનિત આજ્ઞાઓનું સંપૂર્ણ પરિપાલન કરવા માટેનો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. એ આજના પૂ. સદ્‌ગુરુદેવના જયંતીમહોત્સવ પ્રસંગનું પરમ કર્તવ્ય છે.

## પૂ. સદ્‌ગુરુદેવના મહદ્ ઉપકારો

પૂ. નાથપ્રભુ સનાતનધર્મની રક્ષા તથા પ્રચાર માટે અને જનસમાજને કલ્યાણકર માર્ગ બતાવવા સારૂ કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ ને કરાંચી સુધીના અનેક વર્ષંત પ્રવાસ કરતા. પૂ. સદ્‌ગુરુદેવ એક મહાન્ આચાર્ય તરીકે જાહેરમાં આવ્યા, ત્યારથી સ્વરૂપાવસ્થાપર્યંત તેઓશ્રીનું આ પરોપકારી પુનિત કાર્ય સદૈવ ચાલુ રહ્યું હતું. તેઓશ્રી કૃપાના સાગર હતા. પૂ. સદ્‌ગુરુદેવના હજારોની સંખ્યામાં શિષ્યો છે. તેમાં અમીર, શ્રીમંત ને ગરીબ સૌ કોઈ છે. શહેરીઓ ને ગ્રામવાસીઓ પણ છે. કૃપાનાથ પોતાશ્રીના હરેક શિષ્યને ખુશી કરતા. નાથપ્રભુ ભારે સગવડતાવાળા મુંબઈ આદિ શહેરોમાં પધારતા. તેમજ અલ્પ સગવડ ને પરિશ્રમ પણ પડે તેવાં નાનાં નાનાં ગામડાંમાં પણ નાથપ્રભુ પૂર્ણ પ્રસન્નતાથી પધારતા. કૃપાનાથ મુંબઈ બિરાજતા હતા, એ મને યાદ છે, અને કૃપાનાથ એક નાના ગામડામાં પધાર્યા હતા, ત્યારે ત્યાં કૃપાનાથનાં દર્શનનો લાભ મને મળ્યો હતો. આ વાતને ૨૫ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે, પણ નાથપ્રભુના એ મહદ્ ઉપકારોનું દ્રશ્ય મારા સ્મરણપટ ઉપરથી ભૂલાયું નથી. ભક્તોને વશ ભગવાન્ એ કથનાનુસાર કૃપાનાથ તે ગામમાં ઘેરે ઘેરે પધાર્યા હતા. ગામડાનાં માણસોનો અપૂર્વ ભક્તિભાવ. નાથપ્રભુ તેઓને પણ અધિકાર પ્રમાણે સ્વધર્મપાલનનો બહુ આગ્રહ કરતા. માળા રોજ ફેરવજો, એ સાચું છે. વગેરે આનંદજનક શબ્દો સ્મિતવદને સૌને કહેતા. આવી રીતે નાથ પ્રભુના શિષ્ય સમુદાયઉપર તથા સનાતનધર્મી પ્રજા ઉપર મહદ્ ઉપકારો છે. તે સદૈવ તાજા રહેશે.

## પુસ્તકો

નાથપ્રભુએ આશરે ૧૦૮ ગ્રંથો લખ્યા છે. તેઓશ્રીએ ઉપનિષત, બ્રહ્મસૂત્ર ને ગીતા ઉપર મહાભાષ્યો રચ્યાં છે, તે ઘણાં મનનીય ને મોટા વિદ્વાનોને પણ મુગ્ધ કરે તેવાં છે. મુંબઈમાં શ્રીનરહરિ શાસ્ત્રીની પાઠશાળામાં તથા માધવબાગની પાઠશાળામાં તથા અન્ય પાઠશાળામાં પણ નાથપ્રભુ રચિત ઉપનિષત્ ગીતા આદિ વંચાય છે. શાસ્ત્રીઓ મુક્તકંઠે નાથપ્રભુરચિત ભાષ્યો તથા અન્યગ્રંથોની પ્રશંસા કરે છે. એક વરસ પહેલાંના જયંતીમહોત્સવમાં માધવબાગની પાઠશાળાના શાસ્ત્રી શ્રીયુત વૈજનાથજીનું પ્રવચન હતું, તેમાં તેઓ બોલ્યા હતા કે, પૂ. મહાત્માશ્રીનાં દર્શનનો લાભ જોકે મને મળ્યો નથી, પણ તેઓશ્રીની કૃતિઓ( ગ્રંથો )નું હું અવલોકન કરું છું, ત્યારે મને લાગે છે કે આ કામ સામાન્ય માણસનું નથી, પણ સમર્થ અવતારી વિભૂતિનું આ કાર્ય છે. આવા

મહાન્ ગ્રંથો ઉપરાંત ગુજરાતી ભાષામાં અનેક નાના મોટા ગ્રંથો લખી ગુજરાતી ભાષાને ધાર્મિક સાહિત્યથી સમૃદ્ધ કરી દીધી છે નાનાં પુસ્તકોમાં પણ સરળ રીતે વેદાંતના જ્ઞાનનો નિચોડ નજરે પડે છે. આપણે ગમે તે ઉપાધિ કે ચિંતામગ્ન હોઇએ, તે વખતે નાથપ્રભુનું કોઈ પણ નાનું પુસ્તક લઈ વાચીએ, તો તાત્કાલિક ઉદ્વેગ દૂર થઈ મન શાંત થાય છે

નાથ પ્રભુએ હિમાલયમાં તપશ્ચર્યા કરી હતી, ને અવધૂતપણે વિચર્યા હતા કાશીની આનંદગુફામાં યોગસાધના કરી મહાયોગી ને બ્રહ્મનિષ્ઠ થયા હતા. નાથપ્રભુ કૃપાના સાગર હતા. અધિકાર પ્રમાણે સર્વ શિષ્યોને જ્ઞાન આપતા ને યોગ આદિ પણ શિખવતા જેથી કરીને નાથપ્રભુના અગ્રગણ્ય ને અનન્ય ભક્તો યોગ આદિ ક્રિયાઓ સારી રીતે જાણે છે અને અન્ય બંધુઓને શિખવે છે

નાથપ્રભુની દયાદૃષ્ટિ સર્વ ઉપર એકધારે વરસતી હતી નાના કે મોટા દરેકાઈ શિષ્યને કે કોઈ પણ જિજ્ઞાસુને તેઓશ્રી આવેલ પત્રનો જવાબ તુરત મોકલતા. નાથપ્રભુએ પ્રત્યુત્તર આપેલ હોય તે જનતાને મહાઉપયોગી થાય એ સારૂ તે પ્રત્યુત્તરોનાં પાંચ પુસ્તકો થયાં છે અને તેનાં નામ સદુપદેશ દિવાકર પ્રથમકિરણથી પાંચ કિરણસુધી છે

આ રીતે કૃપાનાથે આ જગત્ ઉપર દિવ્ય જ્ઞાનગંગા વહાવી છે. સાક્ષાત્ તેઓશ્રી મુંબઈ આદિ મોટાં શહેરોમાં પધારતા ત્યારે ધર્મનિષ્ઠ જનતાનો તેઓશ્રીના પ્રવચનો સાંભળવા અપૂર્વ ઉત્સાહ જણાતો. આજ સ્થળે શ્રીનરનારાયણના મંદિરના ભક્ત શ્રી જાદવજી મહારાજે નાથપ્રભુને અહીં પધરાવી પ્રવચનો ગોઠવી જનતાને સદુપદેશનો અપૂર્વ લાભ અપાવ્યો હતો

નાથપ્રભુનો મુખ્ય આશ્રમ બીલખા છે. અમારે માટે આ પરમપાવન યાત્રાધામ છે નાથપ્રભુએ આ આશ્રમમાં અડધી સદીપર્યંત બિરાજીને આશ્રમની ભૂમિને પરમ પાવન કરી દીધેલ છે. અર્વાચીન સમયમાં પણ પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમનો હુબહુ ખ્યાલ કરાવતો આ આનંદાશ્રમ કર્મકાંડ, સ્વાધ્યાય આદિ વેદશાસ્ત્રવિહિત સાત્વિક પ્રવૃત્તિરૂપી સુગંધી પરિમલથી મઘમઘી રહ્યો છે.

પૂ. નાથભગવાને પોતાશ્રીના સ્વરૂપાવસ્થાન પછી આનંદાશ્રમનો કારોબાર સંભાળવા માટે પ્રથમથીજ ટ્રસ્ટડીડ બનાવેલ, જેમા પોતાશ્રીની અત્યંત અનન્ય ભાવે સેવા કરનાર તથા ઘણાં વરસોપર્યંત પોતાશ્રીના સમાગમમાં રહેલા તેવા ૧૦ પોતાશ્રીના શિષ્યોને ટ્રસ્ટી નીમી ગયા છે. વધુ ટ્રસ્ટીઓની જરૂરત પડે તે માટેનાં ભાવિ ટ્રસ્ટીઓનાં નામ પણ તેઓશ્રી લખી ગયા છે આ રીતે નાથપ્રભુ આનંદાશ્રમ સંસ્થાની એવી સુંદર વ્યવસ્થા કરી ગયા છે કે આશ્રમ સદા સનાતનધર્મની ઘોષણાથી ગાજતો રહે છે.

આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ પાઠશાળા છે તેમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ બાહોશ શાસ્ત્રીઓ રાખી શિખવાય છે બ્રાહ્મણ વિદ્યાર્થીઓને નિવાસસ્થાનની તથા ભોજનની સુંદર સગવડ રાખવામાં આવી છે. ઉપરાંત આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય છે. તેમાં વિદ્યાર્થીઓને સનાતનધર્મનું શિક્ષણ આપી સનાતનધર્મના ઉપદેશક બનાવવાનું શિક્ષણ અપાય છે.

આ રીતે પૂ. નાથપ્રભુનાં જનતા ઉપર મહદ્ ઉપકારો થયા છે. મારા જેવો અલ્પજ્ઞ પરમાત્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરુ દેવના અનવધિ ઉપકારોનું શું વર્ણન કરી શકે ? આપ સૌએ જયંતી મહોત્સવમાં જે ઉત્સાહ ને ભક્તિભાવે ભાગ લીધો છે, તે માટે સ્વાભાવિક સૌને આનંદ થાય છે. પૂ. કૃપાનાથને છેવટે વિનમ્રપણે પ્રાર્થના કરું છું કે, અમ સૌને દયાળુ નાથ ! વિશેષ વિશેષ સુદૃઢ શ્રદ્ધા, ભક્તિ ને સ્વધર્મપાલનમાટેનું બળ આપવા કૃપા કરજો ! જયનાથ !

——[ * ]——

## श्रीनाथसुबोधमाला

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

દોહરા

( સંવત્ ૨૦૦૨ ની કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજન મહોત્સવ નિમિત્તે )

ક્રિયા કારક કરણ એ, જેમાં નહિ લગાર;
તે બ્રહ્મને જાણતાં, આવે દુઃખનો પાર. ૧
અજ્ઞાનીની રાત્રિ તે, મુનિને દિવસ ગણાય;
મુનિની રાત્રિ જેહ તે, દિન અજ્ઞને જણાય. ૨
પરમપ્રીતિથી બ્રહ્મનું, દર્શન સદા કરાય;
તો તાપ નવ ઊપજે, શાંતિ સદા જણાય. ૩
મહામોહના બલવડે, વિષ તે સુધા જણાય;
એ વિષના સેવનવડે, જીવને બહુ દુઃખ થાય. ૪
સંભારો પ્રભુને સદા, ધરો તેમનું ધ્યાન;
પ્રભુપદે સુસ્થિર રહી, ભૂલો દૃશ્યનું ભાન. ૫
તીવ્ર વિષસમ વિષયને, જાણે સુજ્ઞ સદાય;
તેથી તેમને વિષયમાં, લેશ રાગ નવ થાય. ૬
રોમરોમમાં નાદને, રોમેરોમ પ્રકાશ;
રોમેરોમ શીતલ થયે, કપાય આ ભવપાશ. ૭
સત્યવિષે રે'વું સદા, કરી અસત્યનો ત્યાગ;
અસત્યત્યાગ વિણ નવ મળે, સુશાંતિસુસુખ અપાય. ૮
દુઃખદ કર્મ જે સર્વથા, તે લાગે સુખરૂપ;
તે મહિમા મહામોહનો, એમ કહે મુનિભૂપ. ૯
નિરાવરણ દૃષ્ટિ વડે, જુએ બધે બ્રહ્મરૂપ;
નામરૂપ મિથ્યા ગણે, તેજ વિવેકિભૂપ. ૧૦
પુણ્યવડે સુખ થાય ને, પાપવડે દુઃખ થાય;
એમ સમજીને પુણ્યમાં, રહો પ્રવૃત્ત સદાય. ૧૧
મહામોહનું કાર્ય આ, જે સૌ દૃશ્ય જણાય;
મહામોહ ને કાર્ય તે, જ્ઞાનવડે લય થાય. ૧૨

અનંતકાલનો જીવને, રહ્યો વિષયમાં રાગ;
સુદૃઢ વિવેકવિરાગવિણ, થાય ન તેનો ત્યાગ. ૧૩
ખાનપાન મલમૂત્ર એ, પ્રેતોનું કે'વાય,
ખાનપાન દેવોતણું, સરસ સુધા લેખાય ૧૪
ભક્ષ્ય પેય મદ્ય માંસ એ, અસુરોનું કે'વાય,
ભક્ષ્ય પેય દેવોતણું, દિવ્ય અમૃત લેખાય. ૧૫
હંસ મોતીભક્ષણ કરે, બક મત્સ્યનો આહાર,
જિજ્ઞાસુ બ્રહ્મને સ્મરે, પામર વિષયવિચાર. ૧૬
મનને નિર્મલ રાખવું, તથા વિકસિત સદાય;
પરમાનંદમય રાખવું, જેથી તાપ વિલાય. ૧૭
બહિર્મુખવૃત્તિવડે, દુ:ખની પ્રાપ્તિ થાય,
અંતર્મુખવૃત્તિવડે, સાચું સુખ પમાય ૧૮
અજ્ઞાને દુ:ખ થાય છે, જ્ઞાને દુ:ખ વિલાય;
તેથી જ્ઞાનને પામવા, કરવો યત્ન સદાય. ૧૯
ભૂમસ્વરૂપમાં કામ નહિ, નહિ ક્રોધનો લેશ,
શોક લોભ ભય ત્યાં નહિ, નહિ અન્ય કોઈ કલેશ ૨૦
પરમધામમાં રહો સદા, દૂર કરી સંસાર;
જીવભાવનો બાધ કરી, નિરખો નિજરૂપ સાર. ૨૧

——[ * ]——



## भक्त इसरदानजी

[ સંપાદક:—શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]
( નવાગામ-બીલખા )

તારાના વદન ઉપર આ છેવટના શબ્દોએ કંઈક પ્રસન્નતા ઉત્પન્ન કરી, અને તે બોલી "શું પિતાજી! આપ મારા માટે સર્વસ્વનું બલિદાન આપી શકશો?"

"હા બેટા, મારી પ્રિય પુત્રીની પ્રસન્નતા માટે હું બધુંજ કરવા તૈયાર છું"

"પિતાજી! ઈસરદાન સિવાયના બીજા કોઈપણ પુરુષ સાથે મારા વિવાહની વાત આપ છોડી દો, મેં મારાં માણસો દ્વારા ઈસરદાનનો તપાસ કરાવ્યો, પણ એ કાકો ભત્રીજો ગિરનાર તરફ ઉપડી ગયાના ખબર મળ્યા છે. આપ મને તેમની શોધમાં જવાની રજા આપો ગિરનારની આજુબાજુના સંતસાધુઓ માટે હું ત્યાં અન્નક્ષેત્ર ખોલીશ, અને સત્સંગ ભજન કરતાં કરતા ઈસરદાનનો તપાસ ચાલુ રખાવીશ, અને જો ઈસરદાન નહિ મળે તો મારું આખું જીવન સતસેવા, સત્સંગ અને પ્રભુભજનમાં વ્યતીત કરીશ. આ મારો નિશ્ચય છે અને આમાંજ મારી પ્રસન્નતા છે"

"બહુ સારુ બેટા! જેવી તારી ઇચ્છા, જો એજ તારો નિશ્ચય હોય તો જોઇએ તેટલું ધન, સરસામાન અને દાસદાસીઓ સાથે લઇને કાલેજ અહીંથી પ્રસ્થાન કરો. ભગવાન્ પશુપતિનાથ તારુ રક્ષણ કરો! અને તને ઇષ્ટપ્રાપ્તિ કરાવો."

બીજેજ દિવસે દાસદાસીઓ સહિત તારાએ ગિરનાર તરફ પ્રયાણ કર્યું. ગિરનારમાં

આવી અન્નક્ષેત્ર ચાલુ કરી દીધું. ગિરનાર પ્રદેશના સંતસાધુઓ ભોજન કરીને તારાદેવીની જય પુકારવા લાગ્યા. તારાએ ગુપ્ત રીતે પણ ઈસરદાનની તપાસ ચાલુ કરી દીધી હતી. આજુબાજુના સીમાડાઓ પર માણસો ગોઠવીને અન્નક્ષેત્રમાં ભોજન કરાવવા સાધુસંતો અને યાત્રાવાસીઓને બોલાવી લાવવામાં આવતાં હતાં.

ઈસરદાન અને આશાજી બારોટ ગિરનાર ઉપરથી પાછા ફરતા હતા. ચાલતાં ચાલતાં આશાજી બારોટ થાકી ગયા હતા. ભૂખ ખૂબ લાગી હતી. જરા વિશ્રાંતિ લેવા માટે તેઓ એક વૃક્ષ નીચે બેઠા.

"ઈસર! ભૂખ બહુ લાગી છે!"

"કાકા! સામે દેખાય એ અંબાજીનું મંદિર છે, ત્યાં જઈને આપણે રસોઈ કરીશું."

જ્યાં આ વાતચીત ચાલતી હતી ત્યાં સામેથી એક બાઈ આવી તે જાણે ઈસરદાનને ઓળખતી હોય તેમ જણાતું હતું. વૃક્ષ નીચે આવી તેણે કહ્યું:—આપને ક્ષુધા લાગી હોય તો મારી પાસે થોડું પકવાન છે, આપ તેનું ભોજન કરી ક્ષુધાનિવૃત્તિ કરો. એમ કહી તેણે વૃક્ષના પાનમાં પકવાન મૂક્યું અને બંને જણ ભોજન કરવા લાગ્યા.

આગંતુક સ્ત્રીએ પૂછ્યું:

"આપ ક્યાંના વતની છો?"

"મારવાડના."

"આપનું નામ શું?" "તમારે નામથી શું પ્રયોજન છે?"

"તમને કહેવામાં વાંધો હોય તો હું પોતેજ કહી દઉં કે આપનું નામ ઈસરદાનજી છે."

(ચાલુ)

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### (ભાદ્રપદ માસ)

**શ્રીનાથજયંતી મહોત્સવ:**—ગત માસિકમાં જણાવ્યા પ્રમાણે આશ્વિન સુદિ ૪ના દિવસે આનંદાશ્રમના શ્રવણમંદિરમાં સુંદર ઝૂલો શણગારી પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી તથા તેઓશ્રીનાં પાદુકાજીનું ષોડશોપચાર વિધિથી સૌ આનંદાશ્રમવાસીઓએ તથા આગંતુક ગુરુબંધુઓએ મહાપૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યા બાદ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે "પૂજ્યપાદ કૃપાનાથનું દિવ્યજીવન" એ વિષયપર બહુ અસકારક વ્યાખ્યાન કર્યું હતું. સૌને પ્રસાદ ને ચરણામૃત અપાયાં હતાં.

ગત **શરદ્પૂર્ણિમાના** દિવસે આનંદાશ્રમના ચોગાનમાં સુંદર ખુરશીપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી તથા પાદુકાજીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું. ત્યારબાદ કેળાંનો પ્રસાદ તથા ચરણામૃત સૌને અપાયાં હતાં. અને ભજન ધૂન, કીર્તનાદિ થયાં હતાં.

પૂજ્યપાદશ્રીની સ્વરૂપાવસ્થાનની પુણ્યમિતિ આશ્વિન વદિ ૧૧ના દિવસે પણ સૌ આનંદાશ્રમવાસીઓએ એકત્ર થઈ પૂજ્યપાદશ્રીનું ષોડશોપચાર વિધિથી મહાપૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યા બાદ શ્રી. દયાળસિંહજી લાલસિંહજીએ બહુ ભાવનાપૂર્વક શ્રી. વ્રજલાલ વનમાળી દહાણુવાળાએ લખીને પ્રકટ કરાવેલી નાથસંહિતા વાંચી સંભળાવી હતી. ત્યાર-



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ કાર્તિક [ અંક ૬ ઠ્ઠો

## શ્રીસદ્ગુરુદેવસ્તુતિ

( લેખિકા—જોરાવરનગરવાળાં શ્રીમતી મણિબહેન )

રસિયાજી બલિહારી સુંદરશ્યામ હો લછ અમને—એ રાગ

કૃપાળુ બલિહારી કૃપાનાથ હો ત્યજી અમને,
ભીલખાના વાસી આવા ન બનીયેજી— ટેક
આશ્રમ બિહામણા અમને ખાવાને ધાય વહાલા,
સંસાર લાગે છે મને ખારો,— કૃપાનાથ૦ ૧
સ્નાનગૃહ તો અમને સુના સુના લાગે વહાલા,
નિજમંદિર અશ્રુ પડાવે,— કૃપાનાથ૦ ૨
શ્રવણમંદિરે ચાંખડીના ભણકારા લાગે વહાલા,
પ્રતિમાજી વિરહ પ્રજળાવે,— કૃપાનાથ૦ ૩
શ્રવણમંદિર અમને ભયાનક ભાસે વહાલા;
અન્યની કથા કટુતા ઉપજાવે,— કૃપાનાથ૦ ૪
સ્થૂલ શરીરે તો નાથ નજરે ન દેખું વહાલા,
મનમંદિરે આનંદ લેવડાવો,— કૃપાનાથ૦ ૫

સિંહાસન સુના દેખી વ્યથા બહુ થાય વહાલા;
પુનઃ પ્રકટી ભીડ ભાંગો,— કૃપાનાથ૦ ૬
બેઉ કરજોડી દયાળુ અરજ કરું છું વહાલા;
સદોદિત ચરણમાં રાખો.— કૃપાનાથ૦ ૭

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

જ્ઞાની ને જીવન્મુક્ત તેમના શરીરનો સદ્ભાવ હોય ત્યારે વ્યુત્થાન કાલે દ્રષ્ટા હોય, પણ ચિત્તનિરોધકાલે તે દ્રષ્ટા ન રહેતાં બ્રહ્મરૂપેજ રહે. વિદેહ-મુક્તિકાલે સર્વ ઉપાધિઓની નિવૃત્તિ થઈ જવાથી તેમની બ્રહ્મરૂપેજ સ્થિતિ થાય, તેમનું પૃથક્ વ્યક્તિપણું ન રહે.

ધૈર્ય, સાવધાનતા, શ્રદ્ધા, ઉમંગ ને વ્યવસ્થામાં વધારો કરી પરમાર્થનાં સાધનોનું સેવન કરી પ્રસન્ન રહેશો.

મનને વધારે શ્રદ્ધાવાળું, વધારે વિવેકવાળું ને વધારે વૈરાગ્યવાળું કરી કર્તવ્યપરાયણ રહેવાથી મનની સ્થિતિ સુધરશે, ને પરમાર્થમાં આગળ વધાશે. પ્રતિબંધક સંસ્કારો દૂર કરવાથીજ વૃત્તિ અંતર્મુખ થશે. પૂર્વાપરનો પૂરો વિચાર કરી શુભ નિશ્ચય કરવો, ને પછી તે નિશ્ચયને અનુસરીને વિચાર ને વર્તન રાખવા પ્રયત્ન કરવો.

થયેલી ભૂલોમાટે તીવ્ર પશ્ચાત્તાપ, જપાદિરૂપ પ્રાયશ્ચિત્ત ને ભવિષ્યમાં ઘણાજ પવિત્ર વિચાર ને પવિત્ર આચારનું સેવન કરવાનો સુદૃઢ નિશ્ચય કરવાથી અંતઃકરણમાં પડેલા પાપસંસ્કારો દૂર થઈ તે શાંતિનો ને સુખનો અનુભવ કરવા સમર્થ થશો.

તમારા તનમનની સ્થિતિનો ને બાહ્યપરિસ્થિતિનો પૂરો વિચાર કરી તમારે તમારા અભ્યાસના સમયનો નિર્ણય કરવો. સવારસાંજ ભસ્ત્રિકા પ્રાણાયામ જેટલા વધારે કરી શકાય તેટલા કરવા.

પરિચાલન એટલે કુંડલિનીને જગાડવામાટે તેને સર્વભણીથી ચલાયમાન કરવાની ક્રિયા.

કુંડલિની બ્રહ્મરંધ્રભણી જાય ત્યારે તે બ્રહ્મગ્રંથિનો, વિષ્ણુગ્રંથિનો ને રુદ્રગ્રંથિનો ભેદ કરીનેજ બ્રહ્મરંધ્રમાં જાય છે. જડચેતનની ગ્રંથિનો ભેદ અહંકારનો ને આત્માનો વિવેક કરી તેનો સાક્ષાત્કાર કરવાથી થાય છે.

જીભને તાલુ સમીપ આશરે દોઢ કલાક રાખવી. મોઢામાં ભેળો થતો જાડો મલિનરસ કાઢી નાંખવો, અને શુદ્ધ ને પાતળો રસ ગળામાં ઊતરવા દેવો. આ અભ્યાસ સવારસાંજ કરવો.

કુંડલિનીને જગાડી તેનું ઊર્ધ્વાકર્ષણ જપ કર્યા પછી કરવું. નાભિથી કુંડલિની આદિને ઉપર ખેંચી બ્રહ્મરંધ્રમાં લઈ જઈ ત્યાં સ્થિર થવાનું છે.

વધારાનો અપાનવાયુ યોગ્ય આસનાદિવડે દૂર કરતાં અડચણ નથી.

હૃદયની શુદ્ધિ ને મનની સ્થિરતા કરવામાં તમારે ધૈર્ય ને સાવધાનતાપૂર્વક

મુખ્ય પ્રયત્ન કરવાનો છે

તમારા શરીરને અનુકૂલ આવે ને મન પ્રસન્ન રહે તે પવિત્ર ને પરિમિત આહાર તમારે લેવો

નિદ્રા પૂરતી લેવી, કે જેથી લય ન થાય, વા ન્યૂન થાય મન ઉપર ઘણામાં ઘણો દાબ રાખતાં શીખો

હૃદયને પરમાત્માના સ્મરણધ્યાનથી ભરપૂર રાખી તેને શાંત ને સુખાનુભવવાળું રાખશો

પ્રતિકૂલ પ્રારબ્ધકર્મથી મનને મુંઝાવા દેવું નહિ મન મુંઝાય ત્યારે પ્રભુની કીર્તનભક્તિવડે મનને પરમાત્મામાં વિશ્રાંતિ આપવી.

જ્યાં આ પ્રતીત થતા જગતનો ગંધ પણ નથી, માત્ર એકલા પરમાત્માજ વિરાજે છે ત્યાં મનને જેટલું બની શકે તેટલું સ્થિર રાખી દિવ્યાનંદનો અનુભવ કરતા રહેશો (ચાલુ)

——[ * ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ-શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૬૫ થી )[1]

आत्मैव स्थानं मम जन्म चात्मा ओतप्रोतोऽहमजरमतिष्ठः।
अजश्वरो दिवारात्रमतद्रितोऽहं मां विज्ञाय कविरास्ते प्रसन्नः।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ ३१ ॥

આપણને સર્વને દેહના યોગની સમાનતાથી તમે સર્વ મર્વ વાતે મને પણ તમારા સર્વના જેવો જાણો એમ સંભવે છે

તથા તેથી ઉપરમાં મેં મારા સંબંધમાં તમારા સર્વથી વિલક્ષણ એવાં જે વચનો કહ્યાં છે, તે ખરાં હોવા સામે તમને સર્વને શંકા થાય એમ પણ સંભવે છે

પણ દેહનો યોગ આપણને સર્વને સમાન જણાવા છતાં તમારી સર્વની અપેક્ષાએ મારામાં જે વિશિષ્ટતા છે તે હું તમને સ્વલ્પમાં કહું છું.

૧ તમે સર્વ તમારા પોતપોતાના દેહમાં એકતા કરી રહેલા હોવાથી તમારા સર્વના દેહને વસી રહેવામાટેના સ્થાનભૂત આ પૃથ્વીલોકને તથા અન્ય લોકોને તમે તમને પોતાને વસી રહેવાનું સ્થાન માનો છો

આપણા સર્વના આત્મારૂપે પણ થઈ રહેલા હોવાથી પરમાત્મા કહેવાતા પરમેશ્વરને વા પરમેશ્વરના પરમાર્થ પદાર્થની કોટિના સ્વરૂપભૂત બ્રહ્મને મારા આત્મારૂપે જાણીને હું તેમાં મારી સ્વાભાવિક એકતા કરી રહેલો હોવાથી અને પરમેશ્વર વા પરમેશ્વરના પરમાર્થ સ્વરૂપભૂત બ્રહ્મ તેના પોતાનાજ સ્વરૂપમાં સ્વસ્થ હોવાથી મારે રહેવાનું સ્થાન માત્ર આત્માજ છે

---

[1] ગતાંકમાં નીચે પ્રમાણે સુધારી વાંચવાનુ છે—

| પૃષ્ઠ | પારિગ્રાફ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬૪ | ૫ | ૧ | તમને સર્વ | તમને સર્વને |
| ૬૪ | ૮ | ૧ | પદાર્થના સ્વરૂપને | પદાર્થ સ્વરૂપને |

૨ તમે સર્વે તમારા પોતપોતાના દેહમાં તમારી પોતાની એકતા કરી રહેલા હોવાથી તમે સર્વે તમારા દેહના જન્મથી તમારો પોતાનો જન્મ થયો માનો છો અને તમારા દેહના મરણથી તમારું પોતાનું મરણ થયું માનો છો.

વસ્તુતાએ ખરો પદાર્થ સત્સ્વરૂપ, ચિત્સ્વરૂપ ને સુખસ્વરૂપ બ્રહ્મજ એક અને અદ્વિતીય હોવાથી માયાવડે ઉપજેલા દેહમાં પોતાપણું કરી રહેનારો દેહી વસ્તુતાએ તેના પોતાના સત્સ્વરૂપ, ચિત્સ્વરૂપ ને સુખસ્વરૂપ એવા એકજ ને અદ્વિતીય બ્રહ્મના બ્રહ્મસ્વરૂપથી માયાવડે ભ્રષ્ટ થઇને દેહી થયેલો હોવાથી તેના પોતાના બ્રહ્મસ્વરૂપથી ભ્રષ્ટ થવું એ તેનું માયિક મરણ છે અને દેહીરૂપે થવું એ તેનો માયિક જન્મ છે.

દેહના જન્મથી સાધારણ રીતે દેહીનો જન્મ મનાય છે તથા દેહના મરણથી સાધારણ રીતે દેહીનું મરણ મનાય છે, પણ તે જન્મ તથા મરણ તો પ્રસિદ્ધ રીતે દેહનાં હોય છે, તે જન્મ તથા મરણ ખરી રીતે જોતાં દેહીનાં નથી.

દેહીનું તો પોતાના બ્રહ્મસ્વરૂપથી ભ્રષ્ટ થવું એજ ખરી રીતે મરણ છે અને દેહીરૂપે થવું એજ તેનો ખરી રીતે જન્મ છે.

યોગ્ય અધિકારવાળો દેહી પાછો પોતાના બ્રહ્મસ્વરૂપનો વેદવડે ઉપદેશ મળવે એ દેહીનો બીજો જન્મ છે.

અને વેદના ઉપદેશનું મનન તથા નિદિધ્યાસન કરીને પોતાના બ્રહ્મસ્વરૂપને દેહી પાછો પામે એ તેનો ત્રીજો વા છેલ્લો જન્મ છે.

એ રીતનો મારો છેલ્લો જન્મ થઈ ચૂકેલો હોવાથી એટલે ઉત્તરોત્તર જન્મના ક્રમે હું પાછો મારા આત્મારૂપે રહેલા બ્રહ્મના બ્રહ્મસ્વરૂપે થઈ રહેલો હોવાથી મારો જન્મ પણ કોઈ દેહના આશ્રયવાળો એટલે આત્માજ છે.

૩ તમે સર્વે તમારા પોતપોતાના દેહ સાથે એકતા કરી રહેલા હોવાથી એક રીતે તમે તમારા પોતપોતાના દેહસાથે ઓત તથા પ્રોત છો.

હું મારા આત્મામાં પાછો મારી સ્વાભાવિક એકતાને પામેલો હોવાથી હું ઓત તથા પ્રોત પણ મારા આત્મામાંજ છું. કોઈ દેહમાં હું ઓત-પ્રોત થઈ રહેલો નથી.

૪ તમારી સર્વેની સ્થિતિનો આધાર પણ તમારા પોતપોતાના દેહ છે અને દેહને જરા તથા મૃત્યુ લાગુ હોવાથી તમારી સર્વેની સ્થિતિ પણ અશાશ્વતી છે.

મારી સ્થિતિનો આધાર મારો આત્માજ છે અને આત્મા સદા અજર અને અમર હોવાથી મારી સ્થિતિ પણ શાશ્વતી છે.

૫ ઉપરમાં મારો જે ત્રીજો જન્મ થઈ ચૂકેલો હોવાનું મેં કહ્યું છે તે પણ માયાવડે થયેલા દેહીરૂપના, જન્મની અપેક્ષાએ કહેલું છે.

વસ્તુતાએ સર્વે દેહીઓ તેમના બ્રહ્મસ્વરૂપે અજન્મા હોવાથી તેમને કોઈને વસ્તુતાએ દેહીરૂપે જન્મ થતોજ નથી. દેહીરૂપે તેમનો જન્મ માયાવડે થાય છે તેથી વસ્તુતાએ સર્વે દેહીઓ અજન્મા છે છતાં માયાવડે તેમને તેમનો દેહીરૂપે જન્મ થયેલો જણાય છે.

મારા આત્મારૂપે રહેલા બ્રહ્મના બ્રહ્મસ્વરૂપને હું પાછો પામી ચૂકેલો

હોવાથી : હું હવે પાછો વસ્તુતાએ છું તેવો અજન્મા થઈ રહેલો છું

દેહના આશ્રયવાળા તમને સર્વને જન્મ તથા મરણ માયાવડે લાગુ છે.

આત્માના આશ્રયવાળા મને હવે જન્મ તથા મરણ માયાવડે લાગુ પણ રહેલા નથી.

૬ દેહના યોગથી તમારા સર્વના જેવો હું તમને સર્વને ચર એટલે ગતિવાળો જણાઉં છું.

પણ આત્માના એટલે વસ્તુસ્વરૂપના જ્ઞાનથી હું મને જેવો છું તેવો અચર જાણું છું.

૭ દેહના આશ્રયથી તમને સર્વને રાત્રિના સમયે તંદ્રાનો સંભવ છે.

આત્મસ્વરૂપમાં જાગેલો હોવાથી પ્રસિદ્ધ રાત્રિના સમયે પણ મને તંદ્રાનો સંભવ નથી

રાત્રિના સમયે કોઈ અસાધારણ સંજોગને વશ થઈ તંદ્રાનું સેવન ન કરનારને દિવસના ભાગમાં તંદ્રાને અધીન થવું પડે છે

પણ આત્મસ્વરૂપમાં જાગનારાને પછી રાત્રિદિવસનો વિભાગ જણાતો નહિ હોવાથી પ્રસિદ્ધ રાત્રિના સમયે તંદ્રાનુ સેવન ન કરવા છતાં મારે દિવસના ભાગમાં તંદ્રાને અધીન થવાનો પ્રસંગ નથી

૮ કોઈ પણ પ્રાણી કે પદાર્થના ખરા સ્વરૂપને યથાવત્ જાણી શકનારો પુરુષ કવિ કહેવાય છે.

હું દેહમાં રહેલો છતાં વસ્તુતાએ દેહથી પર હોવાથી દેહમાં પોતાપણું કરવાના પ્રમાદને હું એક ક્ષણ પણ અવકાશ આપતો નથી અને સર્વ સમયમાં મારા આત્મારૂપે રહેલા પરમાત્મામાજ હું હુંપણું કરી રહું છું

એવી પરિસ્થિતિમાં જે કવિ મને મારા દેહથી પર એવા મારા આત્માના સ્વરૂપે જેવો છું એવો જાણે છે તે કવિને ખરેખર મારે આહ્લાદ થવાનો અવસર છે

એટલુંજ નહિ પણ મને દૃષ્ટાંતભૂત કરીને પોતાના દેહથી પર એવા પોતાના આત્મસ્વરૂપને જાણી તે સ્વરૂપે સ્થિતિ કરી રહેનારો કવિ ખરેખર કૃતાર્થ થાય છે

સર્વ કોઈને કૃતાર્થતા આ આત્માને જાણવાથીજ સાંપડે છે

પણ પોતાના દેહમાંજ પોતાપણુ કરી રહેનારાં પ્રાકૃત મનુષ્યો કોઈ આપોઆપ પોતાના આ આત્માને જાણી શકે એમ નથી

જે કોઇ મનુષ્યો પોતાના આ આત્માનો શાસ્ત્ર અને સદ્‌ગુરુવડે ઉપદેશ પામીને પછી પોતાના દેહથી અલગ થઈને પોતાના આત્માસાથે પોતાની એકતા સાધે છે તેવા યોગીઓજ સનાતન એવા પરમાત્માને તથા દેહ અને દેહીઓના ઈશ્વર એવા પરમેશ્વરને તેઓ જેવા છે તેવા જાણી શકે છે

અને એમને જાણ્યાવિના કોઈને કૃતકૃત્યતા વા કૃતાર્થતા સાંપડે એમ એમ નહિ હોવાથી સર્વે કોઈએ તેમને જાણવા જોઈએ એ અવશ્ય છે.

श्रीशांकरभाष्यम् ।

आत्मैषेति ।

आत्मैव० ॥ એમ આ શ્લોકવડે ઉપર કહેલું વધારે સ્પષ્ટ કરે છે.

यद्यपि न ममात्मनि यूयं व्यवस्थिता न चाप्यहं युष्मासु स्थितस्तथाप्यात्मैव स्थानमात्मैवाश्रयो . जन्म चात्माऽस्मादेवात्मनः सर्वमुत्पन्नम्।

જોકે ખરેખર તમે મારામાં રહેલા નથી તેમજ ખરેખર હું તમારામાં રહેલો નથી તોપણ માયાની જે અવસ્થામાં આ સર્વે ઉપજીને ઉપસ્થિત થઇ રહેલું જણાય છે તે અવસ્થામાં આ સર્વે આત્મામાંથી ઉપજીને આત્માને આખરે સ્થિતિ કરી રહેલું હોવાથી આત્માજ આ સર્વેને સ્થિતિ કરી રહેવાનું સ્થાન છે અને આ સર્વે આત્મામાંથી ઉપજીને આત્મામાંજ સ્થિતિ કરેલું હોવાથી આ સર્વેની અંતર અંતસ્તમ પ્રદેશમાં આત્મા રહેલોજ હોય છે.

तथा च श्रुतिरात्मन एवेदं सर्वमिति।

અને આત્મામાંથીજ આ સર્વે ઉપજેલું છે એવી શ્રુતિ પણ છે.

ओतप्रोतोऽहमेव ओतप्रोतरूपेण व्यवस्थितः।

ઓતપ્રોત હું છું એટલે આત્માના સ્વરૂપથી હુંજ આ સર્વેમાં ઓતપ્રોત થઈ રહેલા જેવા સ્વરૂપવડે રહેલો છું.

जगदात्मा युष्माकं जनयिता।

આત્માના સ્વરૂપવડે આ સર્વે જગતનો હુંજ આત્મા હોવાથી હું આ સર્વે જગતમાં ઓતપ્રોતરૂપે રહેલો છું.

તથા આત્માના સ્વરૂપવડે આ સર્વે જગતને ઉત્પન્ન કરનારો આત્મા હુંજ હોવાથી હુંજ તમારો સર્વેનો પિતા છું.

अजरप्रतिष्ठः अजरे जरामरणवर्जिते स्वे महिम्नितिष्ठतीत्यजरप्रतिष्ठः।

અજરપ્રતિષ્ઠ હું છું.

અજર એટલે જરા અને મરણથી રહિત પોતાનાજ મહિમામાં રહેનાર હોવાથી આત્મા અજરપ્રતિષ્ઠ છે.

હું આત્માજ હોવાથી હું અજરપ્રતિષ્ઠ છું.

तथा च श्रुतिः स भगव कस्मिन् प्रतिष्ठित इति स्वे महिम्नीति ॥ ३१ ॥

એવી શ્રુતિ પણ છે કે હે ભગવત્ એ આત્મા કોને વિષે પ્રતિષ્ઠિત થયેલ છે ( એ પ્રશ્નના ઉત્તરમાં ) તે આત્મા તેના પોતાનાજ મહિમામાં સ્થિત છે. ( એવું એનું ઉત્તર છે.) ( ચાલુ )

———[ * ]———

## भक्त इसरदानजी

[ સંપાદકઃ—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( નવાગામ-ભીલખા )

ઈશરદાને હવે માધવીના સામે જોયું. ગંગાકિનારે તારાના નિવાસસ્થાને ઈશરદાનને માન-સન્માન આપનારી એ તારાની સહચરી હતી. અહીં તેને જોઈ ને ઈશરદાનને આશ્ચર્ય થયું.

માધવીએ ઈશરદાનના ગયા પછીની બધી હકીકત કહી સંભળાવી, અને છેવટે કહી દીધું કેઃ—"જો તમે તારાને સ્વીકારવાની ના કહેશો તો એ આત્મઘાત કરશે."

ઈશરદાને કહ્યુંઃ—" હું તારાનો સ્વીકાર કરું એ તો સંભવિતજ નથી, પરંતુ

સોમવારે તારા શોષાવનમાં મને મળવા આવે. આ સમાચાર લઈ માધવી તારાની પાસે ગઈ અને બધી હકીકત તારાને કહી સંભળાવી ઈશરદાનના કહેવા પ્રમાણે સોમવારે તારા શોષાવનમાં ઈશરદાનજીને મળવા ગઈ. બન્ને એક શિલા ઉપર બેઠા "ઈશરદાન! તમારા સિવાય અન્ય પુરષ મને પિતા કે ભાઈ સમાન છે, હવે આપ મારો સ્વીકાર કરવામાં હઠ કરશો તો હું મારો પ્રાણ ત્યજી દઈશ"

"તારા! હું ચારણપુત્ર છું; તમે ક્ષત્રિયપુત્રી છો પુરાણકાલથી ક્ષત્રિઓ અને ચારણો વચ્ચે ગુરુ-શિષ્યનો સબધ ચાલ્યો આવે છે, આ સબધથી તમે મારા શિષ્યની પુત્રી થાઓ, જ્યારે ગુરુ ઉઠીને પોતાની પુત્રીતુલ્ય શિષ્યા પ્રત્યે કુદૃષ્ટિ કરશે ત્યારે તો આર્યાવર્તને આંગણે પ્રલય પથરાશે તમારા જીવનનું વહેણ ઉલટે માર્ગે વળ્યું છે, તેને મારે સવળી દિશાએ વહેવડાવવુંજ જોઈએ અને બીજી વાત જેમ આર્યસતીસ્ત્રીના જીવનમાં એકજ પતિનું પ્રભુત્વ ને સ્થાન છે તેમ આર્ય પવિત્ર પુરુષના જીવનમાં પણ એકજ પત્નીને સ્થાન હોવું જોઈએ એ આર્યધર્મશાસ્ત્રની મર્યાદા છે આપણા ધર્મશાસ્ત્રમાં ભોગવિલાસ કરતાં ધર્મને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે ધર્મવિનાનું જીવન અધવચ્ચે છિન્નભિન્ન થઈ જાય છે પરણેલા પુરુષોનો કોઈ પણ સ્ત્રીને માતા બહેન કે પુત્રી સમાન ગણવાનો ધર્મ છે, અને તેજ પ્રમાણે પરણેલી સ્ત્રીનો કોઈ પણ પુરષને પિતા, ભાઈ કે પુત્ર સમાન ગણવાનો ધર્મ છે, અને એજ સર્વ ધર્મ કરતાં આર્ય સનાતન ધર્મની વિશિષ્ટતા છે આપણે આર્ય છીએ. આપણે આપણા ધર્મનું પાલન કરવું જોઈએ.

ઈશરદાનની પવિત્ર ધર્મભાવનાએ કામરદેશની સ્ત્રી ઉપર વિજય મેળવી લીધો. તારાદેવીની વિકારભાવનાઓ બદલી ગઈ અને સાત્ત્વિક વૃત્તિએ તેના અંતઃકરણમાં સ્થાન લઈ લીધુ એ શિષ્યભાવે ઈશરદાનના ચરણમાં પડી ગઈ અને બોલી—

"ક્ષમા કરજો ગુરુદેવ! મેં આપને વ્યર્થ પરિશ્રમ આપ્યો છે"

તારાએ પોતાનું શેષ જીવન શાંતિમય રીતે પ્રભુસેવામાં વ્યતીત કર્યું.

ત્યાર પછી આશાજી બારોટ અને ઈશરદાનજી ગિરનારપર મહાત્માઓના દર્શન કરતા કરતા યોગીમહાત્માઓનાં આશ્રમો જોતા હતા, ત્યાં એક સ્થાનમાં ધૂણીની શિખા પવનની સામી દિશામાં જતી તેઓના જોવામાં આવી. તેથી તેઓ ધૂણીની પાસે ગયા, તો એક યોગી ધ્યાન લગાવી બેઠા હતા, તે યોગીના ચરણમાં તેઓએ પ્રણામ કર્યાં તે યોગી તેઓની તરફ જોઈ બોલ્યા "આવો આશાજી બારોટ! તમે નિરાશ થશો નહિ. હું જાણું છું કે તમે મારા દર્શનમાટે બહુ કષ્ટ વેઠ્યુ છે" તે સમયે આશાજી બારોટની આંખોમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી અને તેણે પોતાની થયેલ ભૂલની ક્ષમા માગી તે બંનેના ભોજનમાટે યોગી મહારાજે રામચાળી (બકરી)નું દૂધ દોહી પોતાના ખપ્પરમાં લઈ લીધું, અને દૂધને ગરમ કરી તે દૂધમાં કદ નાંખી પોતાની આંગળીથી હલાવી અર્ધું દૂધ પોતે પી ગયા, અને અર્ધું દૂધ આશાજી બારોટને પીવા આપ્યું, અને બોલ્યા-"બચ્ચા! આ દૂધ પી લે" આશાજીને ઉચ્છિષ્ટ દૂધ પીવામાં ગ્લાનિ થઈ, અને બોલ્યા કે, "મહારાજ! મેં હમણાં જ ભોજન કર્યું છે; એટલે અત્યારે કંઈ પણ ખાવાની ઈચ્છા નથી" ત્યારે યોગી મહારાજે તે દૂધનું ખપ્પર ઈશરદાનજી તરફ લઈ જઈ કહ્યું કે "લે બચ્ચા ઈશર! તું આ દૂધનું પાન કરી લે!" ઈશરદાનજી

એ તુરત જ ખપ્પર પોતાના મોઢે લગાવી દૂધ પી ગયા. દૂધ પીતાંની સાથે જ ઈશરદાનજીને દિવ્ય દષ્ટિ પ્રાપ્ત થઇ ગઇ.

ઈશરદાનજી યોગી મહારાજના ચરણમાં પડી બોલ્યા "મહારાજ! આની કૃપાથી મારો આ જન્મ સફળ થઇ ગયો." યોગી બોલ્યા "બચ્ચા! ઈશ્વરનું ભજન ખૂબ ભાવથી સતત કર્યા કરો. તું પાત્ર છો." ત્યાર પછી કાકો અને ભત્રીજો બંને દામોદરકુંડ આદિ પવિત્ર તીર્થસ્થલોમાં સ્નાનાદિ કરી પ્રભાસપાટણ ગયા; અને ત્યાંથી દ્વારિકાની યાત્રા કરી મારવાડમાં જતી વખતે માર્ગમાં જામનગર શહેર આવ્યું ત્યાં મહાપરાક્રમી ઉદાર જામ રાવલ રાજ્ય કરતા હતા, તેને મળવાની ઇચ્છાથી જામ રાવલની પાસે જવા અમીર ઉમરાવદ્વારા પોતાને મળવા આવવું છે એવો સંદેશો કહેવડાવ્યો; અને આશાજી તથા ઈશરદાનજી બંને દરબારમાં ગયા. દરબાર ભરાયો હતો. નવા આવેલ મારવાડના ચારણ કવિનાં કાવ્યો સાંભળવાની આશાથી સાહિત્યપ્રેમીઓથી સભાસ્થાન ચીકાર ભરાએલું હતું. પ્રથમ આશા બારોટે અને પછી ઈશરદાને ચારણી ભાષામાં કાવ્યો બોલવાની શરુઆત કરી. (ચાલુ)

———[ * ]———

## ब्रह्मनिष्ठ महात्माश्री एकनाथजीनुं जीवनवृत्तांत

[ સંપાદક:-બ્રહ્મચારી દલપતરામ. શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનના પૂજારી ]

( અનુસંધાન વર્ષ ૧૪ માના અંક પાંચમાના પૃષ્ઠ ૬૯ થી ચાલુ )

નિયમપૂર્વક સંસ્કૃતનું પણ અધ્યયન કરાવતા હતા. પુરાણોની કથાઓ એકનાથ ઘણીજ શ્રદ્ધાપૂર્વક સાંભળતા, સાંભળેલી કથાઓ તેઓ પાછા પોતાનાં દાદીમાને સંભળાવતા અને દાદાને તથા પંડિતજીને અનેક પ્રશ્નો પૂછીને થકવી નાંખતા હતા. કોઇ કાવ્યને કંઠસ્થ કરી લેવામાં તેમને વિશેષ સમય લાગતો નહોતો. ઉમર આટલી નાની હોવા છતાં પણ ત્રણ વખતનાં સંધ્યા-વંદન તેઓ ચૂકયા નહોતા. સ્તોત્ર-પાઠ, સવાર-સાંજ દેવ-ગુરુજનોનું વંદન વગેરે પણ નિયમપૂર્વક કરતા હતા. સ્નાન કર્યા વિના તેઓ કદી પાણી પણ પીતા નહિ, તેમજ પાણી લીધા સિવાય કોઇવાર લઘુશંકા કરવા જતા નહિ. એમની નિયમિતતા અને પવિત્રતા જોઇને મોટેરાઓ વિચારમાં પડી જતા. તેમની બુદ્ધિ ઘણીજ તીવ્ર હતી. આથી ગુરુ તેમને જે વિષય સમજાવતા તે સાંભળતાં સાંભળતાંજ તેમને એટલોબધો આવડી જતો કે ગુરુનેજ કોઇ કોઇ વાર શંકા પડતી કે આપણે જાણી લીધેલો વિષય તો મેં તેને ફરીવાર સમજાવ્યો નથી ને? એકનાથનું અધ્યયન એ પહેલાંના પરિચિત વિષયોનું આવર્તનજ (પુનર્વાચન) હતું. એમની સત્ત્વપ્રધાન બુદ્ધિમાં જ્ઞાનનો તરત ઉદય થયો હતો. 'सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते, ગીતાના આ શ્લોક ઉપર ટીકા લખતાં લખતાં જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે, 'સત્ત્વગુણનો ઉદય થતાં, વસંતઋતુમાં કમળ ખીલતાં જેમ તેની સુગંધ સર્વત્ર ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે બુદ્ધિનું તેજ અંદર ભરપૂર થઇને ન સમાઈ શકવાને કારણે બહાર નીકળવા લાગે છે. અથવા વર્ષાકાળમાં મહાનદી જળથી પૂરેપૂરી ભરાઇને બન્ને કિનારે છલકવા લાગે છે, તેજ પ્રમાણે બુદ્ધિ જે જે શાસ્ત્રનું અવલોકન કરે છે, તેના તેના ઉપર અધિકાર જમાવે છે, અથવા પૂર્ણિમાની રાત્રે ચંદ્રનું તેજ જેમ આકાશમાં સર્વત્ર ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે સત્ત્વગુણી

પુરુષની વૃત્તિ સંપૂર્ણ જ્ઞાન પોતાનું કરી લે છે જ્ઞાનેશ્વર મહારાજનું અનુભવેલું વર્ણન એકનાથની બાબતમાં પણ પૂર્ણ સત્ય છે. એકનાથની બુદ્ધિ સત્ય હોવાથી તેમની શંકાઓનું સમાધાન કરતાં કરતા પંડિતજી પણ ગભરાઇ જતા હતા, અને તેમને ભય લાગતો હતો કે આને શિક્ષણ આપવાનું મારાથી કેમ બનશે? કોઇ કોઇ વાર તો એકનાથની જ્ઞાનનિષ્ઠા જોઇને તેમને એમ પણ લાગતું હતું કે, શિષ્યના રૂપમાં આ કોઇ સર્વજ્ઞ પુરુષ સામે બેઠો છે એકનાથના માર્મિક અને હૃદયને ખોલનારા પ્રશ્નો સાંભળીને કોઇ કોઇ વાર પંડિતજી એકનાથના દાદા ચક્રપાણિની પાસે જઇને એમ પણ કહી દેતા કે 'હું તો પેટને માટે કથા વાચતા શીખ્યો, અને આ છોકરો એવા પ્રશ્નો કરે છે કે, તેનું સમાધાન કરવાની મારામા શક્તિ નથી ' આ પ્રમાણે બાર વર્ષની ઉમરમા રામાયણ–મહાભારત તથા અનેક પુરાણોની ૨૪૫ કથાઓ તેમજ ભાગવતના ધ્રુવ–પ્રહ્લાદાદિ બાલ ભાગવતોનાં આખ્યાન સાભળી એકનાથની બુદ્ધિમાં જે વિલક્ષણ શક્તિ ઉત્પન્ન થઇ તે મોટા મોટા પંડિતોને માટે પણ અકલ્પ્ય હતી. સામાન્યલોકોને આ વાત અસંભવિત જેવી જ લાગે છે, કારણકે આવો બાળક ભાગ્યેજ જોવામાં પણ આવે છે પરંતુ એકનાથનું સમસ્ત ચરિત્રજ અસામાન્ય હોવાથી તેનામાં બાળપણથીજ આવી અસામાન્ય બાબતો હોવી સામાન્યજ છે, એમા આશ્ચર્યની કઇ વાત નથી આખોમાં દિવ્ય અંજન લાગતાંજ પાતાળમાં દટાયેલું ધન પણ જણાઇ જાય છે, તેજ પ્રમાણે સત્ત્વગુણી પુરુષને સંપૂર્ણ જ્ઞાન અનાયાસેજ પ્રાપ્ત થાય છે શ્રીમદ્‌શંકરાચાર્યનું વેદધ્યયન બાર વર્ષમાં પૂરૂ થયુ, જ્ઞાનેશ્વર મહારાજે સોળમા વર્ષમા જ્ઞાનેશ્વરી જેવો અનુપમ ગ્રંથ રચ્યો, સમર્થ રામદાસ સ્વામીને બાળપણમાંજ વસિષ્ઠ જેવો ઉગ્ર વૈરાગ્ય પ્રાપ્ત થયો, એકનાથની આ વાત પણ એવીજ છે. તેઓ 'अनेकजन्मसंसिद्ध' હતા લૌકિક ગુરુ પાસેથી પ્રાપ્ત થતી લૌકિક વિદ્યા પૂર્વજન્મના અભ્યાસબળથી તેમને સહેજમાજ પ્રાપ્ત થઇ ગઇ, પરંતુ આથી તેમનું સમાધાન શી રીતે થાય? તેમનું મન બેચેન અસ્વસ્થ બની ગયું કે ધ્રુવ પ્રહ્લાદ વગેરેને જેમ નારદ મળ્યા, તેવાજ ભગવાનની પ્રાપ્તિ કરાવી દેનારા સદ્‌ગુરુ મને ક્યારે મળશે? ખાવા–પીવામાથી પણ તેમની રુચિ ચાલી ગઇ આવા શિષ્યમાટે સદ્‌ગુરુ થોડાજ દૂર રહે છે! જેમ પાકેના ફળમા ચાચ મારવાને માટે પોપટ તૈયારજ રહે છે, તેજ પ્રમાણે સદ્‌શિષ્ય તૈયાર થતાજ તેના ઉપર કૃપા કરવામાટે સદ્‌ગુરુ પણ તૈયારજ રહે છે. એક રાત્રે ત્રીજો પહોર વીતી ચૂક્યો હતો, એકનાથ એકલા શિવાલયમા હરિગુણ ગાતા ગાતા બેઠા હતા, સદ્‌ગુરુની શોધમા લાગેલા હૃદયમાં તેમણે આકાશવાણી સાંભળી કે દેવગઢ ઉપર જનાર્દન પંત નામના એક સત્પુરુષ રહે છે તેમની પાસે જાઓ, તેઓ તમને કૃતાર્થ કરશે' આ આકાશવાણી સાભળતાજ ઘરબાર યા વૃદ્ધ દાદા દાદીનો કઇ પણ ખ્યાલ ન કરતાં એકનાથ ભગવાનનું નામ લઇને ત્યાંથી ચાલી નીકળ્યા અને ત્રીજે દિવસે પ્રાતઃકાળે દેવગઢ પહોચ્યા ત્યાં તેમને જનાર્દન પંતના દર્શન થયાં ગદ્‌ગદ થઇને તેમણે પોતાનું શરીર ગુરુનાં ચરણોમાં અર્પણ કર્યું. શાકે ૧૪૬૭ (સવત્ ૧૬૦૨)ની લગભગ આ ઘટના બની ગુરુશિષ્યનું જે દિવસે શુભ મિલન થયું તે દિવસ ધન્ય છે! (અપૂર્ણ)

——[ * ]——

॥ ॐ ॥

### શ્રી મુંબઈ માધવબાગમાં શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી ઉજવાયેલો

## " શ્રીમન્નાથજયંતીમહોત્સવ "

[ સંપાદક:–શ્રી. ગૌરીશંકર ઓધવજી ]

પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્‌ગુરુ પરમાત્મા શ્રી ૧૦૦૮ શ્રીમન્નાથભગવાનનો ૮૮ મો જયંતી મહોત્સવ દર વર્ષની પેઠે આસો શુદિ ૪ ને બુધવાર તા. ૧૦–૧૦–૪૫ ના રોજ છાપેલી પત્રિકા પ્રમાણે મુંબઈના આનંદાશ્રમ મુમુક્ષુમંડળે ભવ્ય અને પ્રેરક રીતે ઉજવ્યો હતો.

સવારમાં પ્રથમ વેદઘોષથી સમારંભની શરૂઆત થઈ હતી. વિદ્વાન ભૂદેવોનાં મુખેથી થયેલા વેદધ્વનિથી મંગલમય થયેલા વાતાવરણમાં સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથમહેશ્વરનાં પુનિત પાદુકાજીનું વૈદિકવિધિથી ષોડશોપચારવડે મહાપૂજન થયું હતું. તત્પશ્ચાત્ પધારેલાં સર્વે ગુરુબંધુઓ તથા ભગિનીઓએ ભક્તિભાવપૂર્વક શ્રી પાદુકાજીનું તથા પ્રતિમાજીનું પૂજન કર્યું હતું.

મધ્યાહ્નોત્તર ચાર વાગ્યાથી સાડા આઠ સુધી ભક્તિનિષ્ઠ મહાનુભવોના ભજનકિર્તનો તથા સદ્ધર્મનિષ્ઠ વિદ્વાન વક્તાઓનાં પ્રસંગોચિત વ્યાખ્યાનોથી એટલો બધો સાત્વિક આનંદ વ્યાપ્યો હતો કે સાડાચાર કલાકનો સમય બહુ જલદી વ્યતીત થઈ ગયો હોય તેમ દરેકને લાગતું હતું. મુખ્યતઃ ભક્તપ્રવર કણુભાઈના ચિ. નવનિતભાઈ તથા તેમની મંડળીના ભજનો અત્યંત હૃદયંગમ તથા તન્મય કરનારાં હતાં. બંગાળમાં જેવી રીતે શ્રીચૈતન્ય મહાપ્રભુના પ્રેમીભક્ત અનુયાયીઓ કીર્તન કરે છે ત્યારે અતિ ઉચ્ચસ્વરે હૃદયની તીવ્ર ભક્તિના આવેશપૂર્વક, ભક્તિરસથી આર્દ્ર રોમાંચક કીર્તનો ગાય છે અને સંસાર તથા શરીરનું પણ અલક્ષ કરાવે છે તેવીજ અદ્‌ભુત તન્મયતા તથા પ્રેમભક્તિથી તરબોળ ભજનોથી શ્રી. નવનિતભાઈએ શ્રોતાઓને પરમાનંદના ઉદધિમાં જાણે કે મગ્ન કરી દીધા હતા.

સંગીતરત્ન શ્રીદેવેન્દ્રવિજયજીએ પણ પોતાના ભજનોનો લાભ આપ્યો હતો.

તદનંતર પૂજ્યબ્હેન શ્રી. જયગંગા બ્હેન, વેદાંતભૂષણ શ્રી. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા, શ્રી. મગનલાલ ખખ્ખર, શ્રી. ગોરધનદાસ સોલીસીટર, શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ, શ્રી. મણિલાલ સોમનાથ રાવળ, શ્રી. મનુભાઈ મંગળદાસ કેશવલાલ બોરીવલીવાળા તથા શ્રી. વિઠ્ઠલદાસ ગોરધનદાસભાઈએ પૂજ્યપાદ શ્રીમન્નાનભગવાનના ઉપકારક જીવન કાર્યનું એવી સુંદર રીતે વિવરણ કર્યું હતું કે જયંતીમહોત્સવ ઉજવવામાં ધર્મપ્રચારનો જે એક ઉદ્દેશ રહેલો છે તે સંપૂર્ણ સફળ થયો હતો, આવા કાર્યમાટે માધવબાગ જેવું પવિત્ર સ્થળ મળવાથી વિશેષ લાભ થાય છે તે માટે અમો અત્રે શ્રીમાધવબાગના ધર્મનિષ્ઠ ટ્રસ્ટી મહાશયોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

છેવટે પૂજ્યપાદ મહામંડલેશ્વર શ્રી પ્રકાશાનંદજી મહારાજે સુંદર પ્રવચન કર્યું હતું.

ગયા આનંદાશ્રમ માસીકમાં જે કાર્યક્રમ છપાયો હતો, તેમાં કરફ્યુઓર્ડર અને અશાંત વાતાવરણને લીધે ફેરફાર કરવામાં આવ્યો હતો. અને બ્હારગામથી આમંત્રીત સાદરાવાળા

શ્રી મંગલદાસ માધવદાસ વ્યાસ, મોરબીવાળા શ્રી હરદત્ત રેવાશંકર જોશી, તથા સુરતવાળા શ્રી મણિશંકર ત્રિભોવન ભટ્ટ પધારી શકયા ન હતાં, અને કાર્યક્રમ રાતના ૧૨।। સુધી ન રાખતાં ૮।। વાગે સમાપ્ત કર્યો હતો

સર્વે આવનાર ભાઈબેનોને કૃપાનાથશ્રીએ રચેલ "ગપાષ્ટક-સત્યાષ્ટક" ની પુસ્તિકા પ્રસાદરૂપે આપવામાં આવી હતી. લગભગ ૨૫૦૦ ભાઈબહેનોએ કૃપાનાથશ્રીનો દિવ્યસંદેશો ઝીલ્યો હતો.

છેવટે કૃપાર્ણવ શ્રીમન્નાથભગવાનની પ્રતિમાજીની આરતી કરી, પ્રસાદ લઈ સમારંભની પરિસમાપ્તિ કરવામા આવી હતી

**इति शिवम्**

———[ * ]———

## શ્રી મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળની પ્રવૃત્તિ

**સામહિક દરરોજ સત્સંગ—**

ઉપરોક્ત મંડળના સભ્યો નીચેના ઠેકાણે, નીચેના દિવસોએ એકત્ર પૂજ્યપાદ કૃપાનાથશ્રીના પુસ્તકોનું વાચન કરે છે તો સર્વ ધર્મપ્રેમી બંધુ-બ્હેનોને પધારવા વિનંતિ છે.

**રવિવાર :** (૧) ૯ થી ૧૧ ડૅા. પીરોજશા એ ફીરોજબીલ્ડીંગ ૫૪ જમશેદજી રોડ માહીમ.
(૨) સાંજે સ્ટા ટા. ૫ થી ૬ ઠે માધવ ભુવન કાંદાવાડી

**સોમવાર .** રાત્રે સ્ટા ટા ૯।। થી ૧૦।। તથા રવિવારે સવારમા ૧૦।। થી ૧૧।। શ્રી. ચદુભાઈ પ્રતાપસિંહ, વિશ્રામ ભુવન, સીધી ગલીની સામેની ગલીમાં.

**મંગળવાર** રાત્રે ૯।। થી ૧૦।। શ્રી મુળજી માધવજી જોશી ભીખગલી ત્રીજે માળે વડગાદી.

**બુધવાર** રાત્રે ૯।। થી ૧૦।।, શ્રી અરજણ કરમણ, જીવા કુંવરજીનો માળો, ત્રીજે માળે. કુંભારવાડા ત્રીજી ગલી

**ગુરૂવાર :** રાત્રે ૯।। થી ૧૦।। શ્રી રૂપસિંહ હરિસિંહ ડીસોઝા સ્ટ્રીટ, દામજી લાધાનો માળો, બીજે માળે વડગાદી.

**શુક્રવાર :** રાત્રે ૯।। થી ૧૦।। શ્રી અમૃતલાલ જગજીવનદાસ નાગર નિવાસ ત્રીજે માળે ૫૩ અનંતવાડી

**શનિવાર :** રાત્રે ૯।। થી ૧૦।। શ્રી રતનજી રામજી લાખાણી માધવ ભુવન કાંદાવાડી રૂ। નં ૩૬.

———[ * ]———

## તુરતમાં બહાર પડેલી નવી આવૃત્તીઓ



———[*]———

## શાન્તિપર્વ

[ લેખકઃ-શ્રી. પં. પદ્મનાભ શાસ્ત્રી ]

મહાભારતનાં અઢાર પર્વમાં એક પર્વ શાંતિપર્વના નામથી પ્રસિદ્ધ છે અને એ પર્વમાં પિતામહભીષ્મે ધર્મકાર્યમાં આવી પડતી આપત્તિઓને ધાર્મિકવૃત્તિને અનુસરી શી રીતે પાર કરવી તેના સુંદર ઉકેલ બતાવ્યા છે, તેથી કેટલાક તેને મહાભારતનું હૃદયસ્થાન પણ જણાવે છે, જ્યારે કેટલાક અર્જુનગીતા જે કૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપે વ્યાસ ભગવાનેજ મહાભારતમાં ગુંથી છે તેને મહાભારતનું હૃદય જણાવે છે કારણકે આ ભગવદ્ગીતાને પ્રસ્થાનત્રયમાં આચાર્યોએ સ્થાન આપ્યું છે.

એ ગીતામાંજ કહેવામાં આવ્યું છે કે **ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिः सुनिश्चितैः।** અર્થાત્ હેતુપુરઃસર અને નિશ્ચયપૂર્વક રચેલાં બ્રહ્મસૂચક પદોવડે ગીતામાં અર્જુનને બોધ કરવામાં આવ્યો છે, અને તેથી ગીતાનું સ્થાન સ્મૃતિ જેટલું ઉચ્ચ આચાર્યોદ્વારા નક્કી કરવામાં આવ્યું છે. જોકે **भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे** એવું વાકય દરેક અધ્યાયને અંતે આપવામાં આવ્યું છે અને એ વાકય ગીતાઉપદેશકો અને સાધકોએ માન્ય રાખ્યું છે, તેથી ગીતાનું સ્થાન મહાભારત કરતાં પણ ચઢી જાય તેવું ક્ષણભર લાગે છે. આવાં કારણોને લીધે ગીતાને મહાભારતનું હૃદય કહેવામાં આવે તો તે પણ ગેરવ્યાજબી નથી.

પ્રચલિત શાંતિપર્વ સંબંધી આટલી ચર્ચા પછી શાંતિ અને પર્વ એવા બે શબ્દોના જોડાણથી શાંતિપર્વ એવું જે એક નામ પ્રચાર પામ્યું છે તેનો વિચાર કરવો આવશ્યક ગણાશે.

વેદના મંત્રોના અંતમાં ત્રણ વખત શાંતિ શબ્દનો પ્રયોગ થતો જોવામાં આવે છે, એક સ્થળે તો ૐ **द्यौः शान्ति रन्तरिक्षᳪ शान्तिः पृथिवी शान्तिरापः शान्ति-रोषधयः शान्तिर्वनस्पतयः शान्ति विश्वेदेवाः शान्तिर्ब्रह्मशान्तिः सर्वᳪ शान्तिः शान्तिरेव शान्तिः सामा शान्तिरेधि ॥** એ રીતે શાન્તિપાઠ પણ જોવામાં આવે છે અને બધા મંત્રપાઠોનો સામટો અર્થ કરીએ તો એટલોજ સમજાય છે કે સાધકને ઉપાસના પ્રસંગે તમામ સ્થળે શાંતિની જરૂર રહે છે. પછી એ સ્થળ સ્થૂળ સૃષ્ટિ ઉપર હો કે સૂક્ષ્મ સૃષ્ટિ ઉપર હો; જાગ્રત્ સ્વપ્ન કે સુષુપ્તિમાં હો કે વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞ સ્વરૂપમાં હો; આકાશમાં શાંતિ મળો કે અવકાશરૂપ અંતરિક્ષમાં શાંતિ મળો.

પૃથ્વીનાં વિશાળ પટ ઉપર શાંતિ હો કે મહાસાગરનાં ઉંડાણમાં શાંતિ મળો, અનાદિક ભોજન વેળાએ શાંતિ હોય કે આતુરાવસ્થામાં વનસ્પતિદ્વારા શાંતિ પ્રાપ્ત થાય. અનંત દેવતાઓ વિઘ્નકર્તા મટી શાંતિ અપાવવામાં મદદરૂપ થાઓ અને એ શાન્તિ બ્રહ્મરૂપા હોઇ જે શાંતિ અચળ અટળ જળવાઇ રહે તેમ અવિચળ શાંતિ જે જે સ્થળોમાં જોવામાં આવે તેવી અપૂર્વ શાંતિ મને મળો

અર્થાત્ પ્રાણીમાત્ર ઝગડાઓથી શાંતિ મેળવવા માટેજ ફરતા હોય છે આવી અપૂર્વ શાંતિ મેળવવા માટે કીટ પતગાદિથી માંડીને બ્રહ્માસુધી સહુ કોઇ મેળવવા મથી રહ્યું હોય તેમ જણાય છે.

આર્યસંસ્કૃતિ જે શાંતિ સ્થાપવા માટે ઉત્તમ પુરવાર થઈ ચૂકી હતી, તે શાંતિ વિધ્યાચળની દક્ષિણમાં વસતી અર્ધસંસ્કૃત પ્રજાને પણ મળે અને રાવણના ત્રાસમાંથી છુટી આર્યોચિત સ્વાતંત્ર્યલાભ મેળવે એ હેતુથી શ્રીરામચંદ્રજીએ વનવાસ નિમિત્તે દક્ષિણ તરફ પ્રયાણ કરી વાનર (વિકલ્પે નર-અર્ધ સભ્ય) જાતિ સાથે સહકાર સાધી દક્ષિણવાસીઓને રાવણની રાક્ષસી ધુસરીમાંથી મુક્ત કરી.

શાસ્ત્રમાં વર્ણવેલી દેવદાનવોની લડાઇઓનું રહસ્ય આવા પ્રકારમાં પણ ઘટી શકે છે અધ્યાત્મવિચારશ્રેણીથી લખાએલા ગ્રન્થો આવી વાતોને સમર્થન આપે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં અશ્વમેધ યજ્ઞનું ફળ યજમાનને આધ્યાત્મિકદૃષ્ટિથી શી રીતે મળી શકે છે, યજ્ઞના અધિકારી ન હોય તેવા લોકોને પણ અશ્વમેધનું ઉત્તમ ફળ કેવી રીતે મળી રહે છે એ હકીકત સુન્દર રીતે બતાવવામાં આવી છે.

યજ્ઞયાગાદિનું ક્ષણિક ફળ પરિણામે દુઃખરૂપ નીવડે છે, તેને બદલે બૃહદારણ્યક ઉપદિષ્ટ અશ્વમેધ દ્વારા શાશ્વત સુખ શી રીતે પ્રાપ્ત કરી શકાય એ હકીકત જ્ઞાનપ્રધાન માનસવાળાને વધારે રુચિકર અને અવશ્ય આદરણીય જણાયા વિના રહેશે નહિ

જીવનનું ધ્યેય સંસારના સાગરમાં ડૂબી મરી જન્મમરણની ઘટમાળમાં આથડ્યા કરવામાં નથી પણ શાશ્વત શાંતિ પ્રાપ્ત કરવામાં રહેલું છે એમ શ્રુતિ ભગવતી પોકારી પોકારીને કહે છે કે - यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम । न स पुनरावर्तते । न स पुनरावर्तते । જેનુ અનુવાદાત્મક સ્મરણ આપણને વ્યાસસૂત્રદ્વારા મળે છે કે अनावृत्तिः शब्दात् । अनावृत्तिः शब्दात् ॥ અર્થાત્ બ્રહ્મભૂત મહાત્માનું ગમનાગમન થતું નથી એમ શ્રુતિ શાસન કરે છે અર્થાત્ પરમ શાંતિ સ્વસ્વરૂપસ્થિતિ વિના પ્રાપ્ત થતી નથી અને એવી અપૂર્વ શાંતિ મળે ત્યારેજ મરણ પણ ઉત્સવરૂપ બની રહે છે પુણ્યતિથિ પણ એજ ગણાય જે તિથિ મનુષ્યનો જન્મમરણનો ફેરો ટાળી તેને શાશ્વત શાંતિ પ્રદાન કરે અને આવી તિથિજ શાંતિદેવીનું પુણ્ય પર્વ હોવાથી એ શાંતિપર્વ ગણી શકાય મહાભારતનું શાંતિપર્વ તો ધાર્મિકદૃષ્ટિથી વ્યવહારની ગુંચ ઉકેલવાપુરતી શાંતિ આપે છે જ્યારે શાશ્વત શાંતિ અર્પનાર તિથિ-પળ-દિવસ કે ઘડી ધન્યઘડી ગણાય છે અને એ શાંતિપર્વ ઉજવવાપૂરતી સર્વ શાસ્ત્રો, પુરાણો, સ્મૃતિઓ, શ્રુતિઓ, ભક્તિસૂત્રો, બ્રહ્મસૂત્રો, જ્ઞાનસૂત્રો સર્વેનો ઉચ્ચ ઉદ્દેશ સાધવા માટે ગડમથલ ચાલી રહી છે આવું શાંતિપર્વ ઉજવવા આર્યપ્રજા ભાગ્યશાળી સત્વર બને એમ ઇચ્છી આ લેખનો ઉપસંહાર કરવો યોગ્ય છે એમ ધારી આ સ્થળે વિરમવું ઉચિત છે

———[ * ]———

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## ( આશ્વિન માસ )

**મુખ્યભેટ:**—રૂા. ૨૫–૦–૦ શ્રી. જમિયતરામ નરભેરામ ત્રિવેદી ( આષાઢ વદિ ૪ ) રૂા. ૨૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૧૮–૦–૦ શ્રી. જમશેદજી પેસ્તનજી ગોળવાળા–માહીમ. રૂા. ૧૦–૦–૦ એસ. સી. મહાદેવિયા–અમદાવાદ.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—શ્રી. પ્રભુલાલ કાનજી દવે–જૂનાગઢ. શ્રી. ખોધાભાઈ જેઠાભાઈ–ધ્રાફા. ગઢવી ગોવિંદ ભોજાભાઈ–જાંબુડા.

**ભોજન:**—રૂા. ૧૬–૬–૦ શ્રી. છગનલાલ વાલજી–જામનગર. રૂા. ૫–૦–૦ બાપાલાલ નૌતમલાલ ત્રિવેદી. ભોજનનિમિત્તે. રૂા. ૭–૦–૦ બેન નાનીબાઈ તે શ્રી. સદ્ગત મણિલાલનાં પત્ની–અમદાવાદ. રૂા. ૭–૨–૦ રમેશચંદ્ર મણિલાલ–પ્રાંતીજ. રૂા. ૨૪–૧–૬ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. રૂા. ૧૭–૧૦–૩ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ. રૂા. ૨૫–૭–૬ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ. રૂા. ૫–૦–૦ શ્રી. ગુલાબચંદ ગોકળદાસ–મુંબઈ. ૪ થાળ. માતુશ્રી જાનબાઈમા ખડખડ તરફથી ભોજન ( સીધાં ).

**અખંડદીપક:**—રૂા. ૧–૦–૦ શ્રી. ખોધાભાઈ જેઠાભાઈ–ધ્રાફા. રૂા. ૧–૦–૦ શ્રી. બાપાલાલ નૌતમલાલ. રૂા. ૦–૪–૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ–મુંબઈ. રૂા. ૦–૮–૦ ગઢવી ગોવિંદ ભોજ–જાંબુડા. રૂા. ૦–૮–૦ શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ.

**થાળો:**—રૂા. ૨–૮–૦ શ્રી. મધુવનદાસ સી. પરીખ–ગોધરા. ( બે થાળ. ) રૂા. ૧–૪–૦ શ્રી. પ્રભુલાલ કાનજી દવે–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ બેન લાધીબાઈ કરશન. રૂા. ૨–૪–૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ મણિબેન–ખીલખા. રૂા. ૧–૪–૦ બેન હરિબા લાલસિંહજી–કુતિયાણા. રૂા. ૨–૮–૦ શ્રી. મનસુખલાલ ડી.–લખનોરી. રૂા. ૧–૪–૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ–મુંબઈ. રૂા. ૧–૪–૦ બાશ્રી ઈંદીરાબા–ખીજડિયા. રૂા. ૧–૪–૦ ભાનુશંકર કેશુરામ રાવળ–મીતડી. રૂા. ૨–૮–૦ શ્રી. દેવશંકર રણછોડ જાની–કુતીયાણા. ( ૨ થાળ. ) રૂા. ૧–૪–૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. રૂા. ૧–૪–૦ શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ શ્રી. ત્રિભુવન મૂળજી જોશી–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ ચોકસી પુરુષોત્તમદાસ રણછોડદાસ–અમદાવાદ રૂા. ૨–૮–૦ મીસ્ત્રી શામળજી કુંવરજી ( ૨ થાળ. ) રૂા. ૧–૪–૦ શ્રી. ભાગવતલાલ મંગળદાસ–બોરીવલિ હા. શાસ્ત્રીજી દયારામભાઈ. રૂા. ૧–૪–૦ ચિ. જગદીશચંદ્ર મગનલાલ જોશી–આંબોલવાડી.

———[ * ]———

ગત કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ ને સાધનક્રમ આગળ છાપેલા કાર્યક્રમ પ્રમાણે સુંદર ને વ્યવસ્થિત રીતે ઊજવાયો હતો. આ મહોત્સવમાં જામનગરવાળા શ્રી. શાંતિપ્રસાદ મહારાજ તથા નાસિકવાળા પૂજ્ય સ્વામી શ્રી. અખંડાનંદજી મહારાજ ને પં. ગિરીશ શર્મા આવ્યા હતા. અને પોતાનાં વિદ્વત્તાપૂર્ણ વેદાંત વિષયક વ્યાખ્યાનો દ્વારા આગંતુક જિજ્ઞાસુ ગુરુબંધુઓને ઘણોજ આનંદ આપ્યો હતો. ઠાંસનિવાસી શ્રી. ગાંડાલાલભાઈ મહેતાએ પણ પૂજ્યપાદશ્રીના જીવનચરિત્રપર હરિકથા બહુ રસપૂર્વક કરી હતી. તે ત્રણે દિવસનો સાધનક્રમ આનંદપૂર્વક પૂર્ણ થયો હતો.

———[ * ]———



## " श्रीमन्नाथसत्संगमंडळ " मुंबई

ઉપરોક્ત મંડળ તરફથી વનિતાવિશ્રામના સભાખંડમાં 'કાર્તિકી પૂર્ણિમા મહોત્સવ' ભાવપૂર્વક ઉજવાયો હતો

ઉત્સવસ્થળ સુંદર, આલીશાન ને પ્રસિદ્ધ હોવાથી ગુરુબંધુઓ, ગુરુભગિનીઓ ઉપરાંત અન્ય ભાવિક બંધુબ્હેનોની હાજરી પણ સારા પ્રમાણમાં થઇ હતી.

પવિત્ર વેદોના મન્ત્રોચ્ચારથી મંગલ કાર્યની શરૂઆત થઇ હતી સુમધુર કર્ણપ્રિય વેદઘોષના શ્રવણથી વાતાવરણ સતેજ ને ભક્તિભર્યું બન્યું હતું

પછીથી કૃપાર્ણવ પરમપૂજ્ય સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનું ષોડશોપચારથી વિધિપૂર્વક મહાપૂજન થયું હતું જગતમાં ખરી શાંતિ સ્થપાય, અને સમસ્ત જનતાનું કલ્યાણ થાય, તેવી કૃપા વર્ષાવવા પરમ કરૂણાળુ સદ્‌ગુરુદેવને અતિદિનભાવે પ્રાર્થના કરી આરતી ઉતારી હતી, અને કીર્તનો ગાયા હતાં

ત્યારપછી શ્રીયુત ભાઇ કરણસિંહજી લાલસિંહજીએ પૂર્ણિમાના પૂજનનું રહસ્ય ને સદ્‌ગુરુભક્તિઉપર મનનીય પ્રવચન કર્યું હતું શ્રીયુત ભાઈ નારણદાસ જમનાદાસે (જામજોધપુરવાળા) પણ સદ્‌ગુરુભક્તિભાવયુક્ત સુંદર ભાષણ કર્યું હતું પછી પ્રસાદી લઇ આનંદમય વાતાવરણવચ્ચે સભા વિસર્જન થઇ હતી.

---

## परचुरणभेट

### ( આશ્વિનમાસ )

૧૭-૮-૦ શ્રી હર્ષદરાય મહારાણીદાસ-
માગરોળ ઓગસ્ટના જપાદિના
૧-૦-૦ શ્રી. લાલજી ઝીણાભાઇ
૦-૪-૦ ,, વિઠ્ઠલજી વાલજી
૨-૦-૦ ,, બેચરલાલ ભવાન-વર્ધા
શ્રીનાથજયંતીની ભેટ —
૧-૦-૦ શ્રી લાલજી ઓધવજી
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૦-૮-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ ,, કાનજી પુરુષોતમ દવે
૦-૯-૦ શુક્લ વિશ્વનાથ કાળિદાસ
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઇ
૧-૦-૦ ,, દિલસુખરાય કાનજી
૧-૦-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહજી
૧-૦-૦ ,, મગનલાલ વનમાળી
૦-૨-૦ ,, હર્ષદરાય મગનલાલ
૧-૦-૦ શ્રી. માસ્તર રામજીભાઇ
૧-૦-૦ ,, લાલજી ઝીણાભાઇ
૧-૦-૦ ,, વિઠ્ઠલજી વાલજી
૧-૦-૦ ચિ શશિકુમાર
૧-૦-૦ શ્રી રણજિતસિંહ ખેંગારસિંહ
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૦-૮-૦ બ્ર બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૨-૧૨-૦ ,, પ્રેમજી રાઘવ
૦-૪-૦ ,, પ્રેમજી કરસન
૨-૦-૦ ,, શામજી રૂડા
૧-૦-૦ ,, ઇશ્વરલાલ પોપટલાલ-જૂનાગઢ
૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર
૦-૮-૦ ,, દેવશંકર મોરારજી
૦-૮-૦ ,, ચુનીલાલ દેવશંકર
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહજી ઠાકોર

૧-૦-૦ શ્રી. કરશનદાસ હરજી
૧-૦-૦ ,, દયારામ મૂળજી શાસ્ત્રી
૦-૨-૦ વિ. પોપટલાલ પ્રેમજી
૦-૨-૦ વિ. જગજીવન મોનજી
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ,,
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી
૦-૪-૦ શ્રીમતી. જકલબેન ગૌરીશંકર
૦-૧૦-૦ ,, સુબજીબા
૦-૮-૦ ,, પાર્વતીબેન
૦-૮-૦ ,, નાનીબેન
૦-૮-૦ ,, સંતોકબેન
૦-૮-૩ ,, કસ્તુરબેન
૦-૮-૦ શ્રી. હરગોવિંદ નરભેરામ
૦-૨-૦ ,, ધીરજલાલ દયાશંકર
૦-૮-૦ શ્રીમતી. દૂધીબેન વ્રજલાલ
૦-૨-૦ ,, શ્રી. વિનોદ ભાઇશંકર
૦-૨-૦ શ્રીમતી હંસા વ્રજલાલ
૧-૦-૦ શ્રી. કરશનદાસ હરજીનું કુટુંબ
૧-૦-૦ ,, નરભેશંકરભાઇ સ્ટેશન માસ્તર
૧-૦-૦ ,, બટુક નરભેશંકર
૧-૦-૦ ,, ગિરધરલાલ ગાંધી
૦-૪-૦ ,, મગનલાલ રામજી શાસ્ત્રી
૦-૨-૦ ,, દલપતરામ પૂજારી
૦-૧૩-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૫-૪-૦ ,, ખોલાભાઈ જેઠાભાઈ-ધ્રાફા
૧-૦-૦ શ્રી. લાલજી ઝીણાભાઇ
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઇ
૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમદાસ
૧-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય
૧-૦-૧ ,, ચંદ્રકાંત દુર્ગાશંકર ભટ્ટ
૧-૦-૦ સૌ. ઉજમબેન હરજીવન
૧-૦-૦ બેન મુક્તાબેન ભટ્ટ

૧-૦-૦ શ્રી. સુંદરજી કાલિદાસ
૦-૨-૦ ,, ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય લીંબડીમાં મહાપૂજન ભેટના હા. શ્રી. દુર્ગાશંકરભાઇ
૦-૪-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠિયા

સાણંદમાં જયંતીની ભેટઃ—

૧-૦-૦ ,, હરિશંકર જેશંકર ભટ્ટ
૧-૦-૦ ,, મણિલાલ ભોગીલાલ ભટ્ટ
૧-૦-૦ ,, લીલાધર ભોગીલાલ
૧-૦-૦ ,, ભાગવતપ્રસાદ
૧-૦-૦ ,, કાંતિલાલ લીલાધર
૦-૮-૦ બાઇ ઇચ્છા મનસુખરામ
૦-૧૨-૦ પરચુરણ હા. પૂજારીજી
૧૭-૮-૦ શ્રી વામનદ્વાદશીના દિવસે મુમુક્ષુ મંડળ-આનંદાશ્રમ-મુંબઈમાં પૂજન થતાં ભેટના હા. શેઠ દામોદરદાસભાઈ.
૩૬-૦-૦ ઉપરના સ્થળે શ્રીનાથજયંતીના દિવસે મહાપૂજન થતાં ગુરુબંધુઓ તરફથી ભેટના હા. શેઠ દામોદરદાસભાઇ.
૧-૦-૦ શ્રી. મોહનલાલ મોરારજીનાં ધર્મપત્ની
૩૦-૦-૦ ,, આનંદાશ્રમ મુમુક્ષુ મંડળ-મુંબઈ શ્રીનાથજયંતીના દિવસે પરચુરણ ભેટ હા. શેઠ દામોદરદાસભાઇ.
૧-૦-૦ ,, હીરાલાલ હરગોવિંદ પંડ્યા-ભાવનગર
૧-૧૪-૦ ,, વલ્લભસિંહ માનસિંહ નિલદાન
૦-૨-૦ સૌ. કસ્તુરબેન
૯-૪-૦ શ્રી. આનંદાશ્રમમાં શરદ્પૂર્ણિમાના દિવસે પૂજન ભેટના



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્


વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ માર્ગશીર્ષ [ અંક ૭ મો


## શ્રીમન્નાથભગવત્પ્રાર્થના


[ લેખકઃ—સ્વ. શ્રી. જગજીવન કાલિદાસ પાઠક, માજી તાલુકસ્કૂલ માસ્તર—પોરબંદર ]


( રાગઃ—સદા સંસારમાં સુખદુઃખ સરિખાં માની લઈએ )

દ્યુતિ પ્રસરાવતી અજવાળતી શી જ્યોતિ મૂર્તિ!
કયા પુણ્યપ્રભાવે ન્યાળું નેણે દિવ્ય મૂર્તિ!...દ્યુતિ૦ ૧

સાખી

જગત્ નિબિડ તિમિરે ભર્યું, તે ઉજ્જ્વાલન કાજ
તેજ:પુંજ ત્રિભુવનતણો, થયો મૂર્તિમંત આજ.
અર્યું તમ નામ સર્વે કામ ખીલી રશ્મિ મૂર્તિ!...દ્યુતિ૦ ૨

સાખી

જરામરણભય જગતનાં, દુઃખનો કરવા ધ્વંસ
અહા! પુનઃ શું પ્રકટિયા, બુદ્ધપ્રભુ અવતંસ.
દયાભરી દષ્ટિ ધારી, શી વિરાજી પ્રેમમૂર્તિ!...દ્યુતિ૦ ૩

સાખી

કલિમલદલને કાપવા, ધર્મે સ્થાપવા કાજ;
પુણ્યપુંજ ઋષિગણતણો, થયો મૂર્તિમય આજ.
સુધામય શબ્દથી સુખ વર્ષતી શી ધર્મમૂર્તિ !...ધ્રુતિ૦ ૪

સાખી

જે સ્થિતિ જળમાં લવણની, તે સ્થિતિ કરવા કાજ;
ભયદ દ્વૈતને ભેદવા, જગજીવન જગરાજ.
પ્રકટ થઈ નાથ ! ઝાલ્યો હાથ હે પર બ્રહ્મમૂર્તિ !...ધ્રુતિ૦ ૫

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રતિકૂલ પ્રસંગોની પ્રાપ્તિથી ને પ્રિયજનોના વિયોગથી મનુષ્યને ખેદનો અનુભવ થવો સાહજિક છે, પણ તે હિતકર ગણાતો નથી, કિંતુ અહિતકર ગણાય છે. એવે પ્રસંગે પ્રારબ્ધકર્મના બલનો તથા શરીરના ક્ષણભંગુરપણાનો વિચાર કરી મનુષ્યે પોતાના મનને શાંત રાખવું જોઈએ.

અહીં કોઈ કોઈનું નથી. જેને સગાં વહાલાંઓ કહેવામાં આવે છે તે પ્રારબ્ધકર્મથી એકત્ર થાય છે, ને પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે વિખૂટાં પડી જાય છે. એમ સમજી મનને શાંત રાખશો.

પ્રારબ્ધકર્મ ભોગવે છૂટકો છે એમ સમજી ધૈર્ય ને સાવધાનતા રાખી પ્રાપ્તવ્યવહાર મનને શાંત રાખીને નભાવશો.

ભૂતભવિષ્યની મનની ઊર્મિઓને શાંત રાખી વર્તમાનને સંભાળવા જાગૃતિ સેવશો.

પુનઃ સૂચવવાનું કે મનનો ખેદ ઇંદ્રિયોને તથા શરીરને હાનિ કરે છે, માટે તેને દૂર કરશો.

પરમપ્રકાશરૂપ, પરમશાંતસ્વરૂપ ને પરમાનંદરૂપ પરમાત્માનું પરમાદરથી સ્મરણધ્યાન કરતા રહી શરીરાદિના દ્રષ્ટા રહેવા પ્રયત્ન કરશો.

વિવેકરૂપ દિવાકરવડે હૃદયમંદિરમાં રહેલા અજ્ઞાનરૂપ તિમિરને નિવૃત્ત કરતા રહેશો.

પૂર્વજન્મમાં જેમનાં કર્મો ને જેમની ઉપાસના ઉત્તમ પ્રકારનાં હોય, તથા જેમણે તે જન્મમાં શ્રવણમનનાદિ કરેલ હોય, તેમને નાની વયમાં જ્ઞાનની સાતમી ભૂમિકાની પ્રાપ્તિ થઈ શકે. વામદેવ, શુકદેવ ને સનત્કુમારાદિ તેનાં ઉદાહરણ છે.

જેઓ બ્રહ્મવેત્તા કે જીવન્મુક્ત હોય તેમને જીવનના પાછલા ભાગમાં વા શરીરત્યાગકાલે જ્ઞાનની સાતમી ભૂમિકા પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધાપ્રીતિથી સાધનોનું સેવન કરી મનની સૂક્ષ્મતા, સ્થિરતા ને શાંતિ વધારતા રહેશો.

તમે "યોગકૌસ્તુભ"માંથી ધૈર્ય ને સાવધાનતા રાખી શક્તિચાલન-મુદ્રાનો વિભાગ વાંચશો તે વાંચવાથી તમને કુંડલિનીની જાગૃતિને લગતું ઘણું જાણવામાં આવશે

યમ, નિયમ ને આસનનો પરિપાક કરી પ્રથમ ભસ્ત્રિકાપ્રાણાયામનો અભ્યાસ સારી રીતે કરવો જોઇએ.

કુંડલિનીનું ચલાયમાન થવું એટલે તેનું ત્યાંથી અાઘેપાછે ખસવું એમ નહિ, કિંતુ કંદમાં રહેલો કફ દૂર થવાથી તે જાગ્રત્ થઇ સુષુમ્ણાના મુખને ત્યજી દે છે તે તેનું ચલાયમાનપણું કહેવાય છે પછી તે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે.

જાગ્રતમાં જ્યારે જ્યારે સ્મરણ થાય ત્યારે ત્યારે ભાવપૂર્વક બંને નાસાપુટથી બહારના શુદ્ધવાયુનું હૃદયભણી આકર્ષણ કરતા રહેશો આથી શુદ્ધ મનોબલ ને શરીરબલ વધવા લાગશે, ને બહારના પ્રતિકૂલ સંયોગો ક્રમથી અનુકૂળ થવા લાગશે.

કુટુંબીઓમાટે યોગ્ય પ્રયત્ન યથાશક્તિ કરવો, પણ તેને લગતા નિરર્થક વિચારોને મનમાં બહુ અવકાશ ન આપશો મનમાં હમેશાં શુભ પરિણામની આશા રાખવી, અશુભ પરિણામની ભાવના નજ થવા દેવી

મનનું સાત્વિક બલ વધારી જ્યારે જ્યારે મન નકામા દુ:ખદ વિચારોમાં જાય ત્યારે ત્યારે તમે તમારા મનને ઘણામાં ઘણા પ્રેમથી ધ્યેયમાં (પરમાત્મામાં) જોડવાનો પ્રયત્ન કરશો.

પરમકૃપાળુ ભક્તવત્સલ પ્રભુ ભક્તનું ભલુંજ કરશે, ને તેને દુઃખથી ઉગારશે એવા શુભભાવવડે તમારે તમારા મનને પ્રસન્ન રાખવું (ચાલુ)

——[*]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[અનુવાદકઃ–શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૮૨ થી)

अणोरणीयान् सुमनाः सर्वभूतेष्ववस्थितः ।
पितरं सर्वभूतानां पुष्करे निहितं विदुः ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ ३२ ॥

તમે સર્વે તમારા પોતપોતાના શરીરને તે તમે પોતે છો એમ જાણો છો તેથી તમારા સર્વને પોતપોતાની અપેક્ષાએ બીજાઓ નાના મોટા હોય છે.

હું મારા શરીરને હું પોતે છું એમ જાણતો નથી પણ હું બ્રહ્મનેજ હું પોતે છું એમ જાણું છું

અને બ્રહ્મ વિશ્વના નાનામાં નાના ભૂતમાં પણ તેના આત્મારૂપે રહેલા હોવાથી નાનામાં નાના ભૂતથી પણ નાના છે તથા સર્વ ભૂતો બ્રહ્મના બ્રહ્મ-

સ્વરૂપમાંજ સ્થિતિ કરી રહેલાં હોવાથી બ્રહ્મ મોટામાં મોટા ભૂતથી પણ મોટું છે.

તેથી વિશ્વમાં નાનામાં નાના ભૂતથી પણ હું નાનો છું તેમજ મોટામાં મોટા ભૂતથી પણ હું મોટો છું.

તમે સર્વે તમારા શરીરના સુખે દુઃખે સુખી દુઃખી થનારા હોવાથી તમે કોઇ સદા પ્રસન્નમનવાળા રહી શકો એમ નથી.

હું મારા શરીરના સુખે દુઃખે સુખી દુઃખી થનારો નહિ હોવાથી અને અપ્રસન્નતાનો કોઇ અવસર નથી,

અને બ્રહ્મ સુખસ્વરૂપ હોવાથી તથા હું મને પોતાને બ્રહ્મજ જાણી રહેનારો હોવાથી હું સદા પ્રસન્નમનવાળો છું.

તમે સર્વે તમારા પોતપોતાના શરીરમાંજ સ્થિતિ કરી રહેલા છો જ્યારે હું સર્વે ભૂતોનો આત્મા હોવાથી સર્વે ભૂતોને વિષે સ્થિતિ કરી રહેલો છું.

બ્રહ્મમાંથીજ સર્વે ભૂતો ઉપસ્થિત થાય છે અને હું મને પોતાને બ્રહ્મજ જાણું છું તેથી સર્વે ભૂતોને હું મારામાંથીજ ઉપસ્થિત થયેલાં જાણું છું તથા તેથી હું સર્વે ભૂતોનું હિત કરનારો સર્વે ભૂતોનો પિતા છું.

અને સર્વે ભૂતોના આત્મારૂપે હું સર્વે ભૂતોના હૃદયકમલમધ્યે વિરાજમાન છું.

પણ સર્વે ભૂતોના આત્મારૂપે હું જે રહેલો છું તે સર્વે ભૂતો અને તેમના આત્મારૂપે સહજ જાણી શકે એવા પ્રસિદ્ધરૂપમાં રહેલો નથી,

જાણે સંતાઇને રહેલો હોઉં એવી રીતે રહેલો છું,

તેથી એ વાતને જેમ છે તેમ જાણનારા સંસ્કારી મનુષ્યોજ અને પોતાના હૃદયકમલમધ્યે પોતાના આત્મારૂપે રહેલો અને પોતાનું પરમ હિત કરનારો પોતાના પિતારૂપે રહેલો જાણે છે.

પોતાના શરીરને પોતે છે એમ જાણી રહેનારા પ્રાકૃત મનુષ્યો મારા આ સનાતન ભગવત્સ્વરૂપને જાણી રહે એમ નથી.

પોતાના શરીરમાંથી પોતાપણું ઉઠાવી લઇને પોતાના આત્માને વિષે પોતાનો યોગ સાધી રહેનારા યોગીઓજ મારા આ ભગવત્સ્વરૂપને તે જેવું છે તેવું જાણી શકે છે.

અને તેથી પછી તેઓ પોતે પણ સુખસ્વરૂપ થયા થકા સર્વે ભૂતોનું હિત કરનારા સર્વે ભૂતોના આત્મા તથા પિતારૂપે સર્વે ભૂતોને વિષે વિરાજમાન થાય છે.

## इति श्रीसनत्सुजातीये पंचमोऽध्यायः ॥

એ પ્રમાણે શ્રીસનત્સુજાતીયનો પાંચમો અધ્યાય સમાપ્ત થયો.

श्रीशांकरभाष्यम् ।

अणोरिति ।

નાનામાં નાના પદાર્થથી પણ પરમેશ્વર નાના છે એમ अणो० ॥ એમ આ શ્લોકવડે કહે છે.

अणोः सूक्ष्मादणीयान् सूक्ष्मतरः।

પરમેશ્વર અણુથી એટલે સૂક્ષ્મથી પણ વધારે અણુ એટલે સૂક્ષ્મ છે.

सुमना शोभनं मनो रागद्वेषादिमात्सर्यशोकमोहादिधर्मवर्जितं केवलं चित्सदानंदाद्वितीयब्रह्मात्माकारं मनो यस्य स सुमना।

સુમના સારા મનવાળા એટલે શોભિતા મનવાળા એટલે—રાગદ્વેષ આદિના તથા માત્સર્ય શોક મોહ આદિના ધર્મથી રહિત કેવળ સત્સ્વરૂપ, ચિત્સ્વરૂપ, સુખસ્વરૂપ, અદ્વિતીય બ્રહ્મને આત્મા જાણતાં તે આકારે થઇ રહેલા મનવાળા

सर्वभूतेषु सर्वप्राणिषु हृदयकमलमध्येऽहमेवावस्थित सर्वभूतात्मतया।

સર્વે ભૂતોને વિષે એટલે સર્વે પ્રાણીઓને વિષે તેમના હૃદયકમલની મધ્યમાં હુંજ તેમના આત્મારૂપે રહેલો છું કારણ કે સર્વે ભૂતોનો એટલે સર્વે પ્રાણીઓનો આત્મા હુંજ છું

एवं तावत्स्वानुभवो दर्शित।

આ પ્રમાણે પ્રથમ પોતાનો અનુભવ કહી દેખાડ્યો

इदानीं न केवलमस्मदनुभव एवात्र प्रमाणमन्यप्येवमेवावगच्छन्तीत्याह पितरमित्यर्धेन।

હવે આ વાતમાં કેવળ પોતાનોજ અનુભવ પ્રમાણ છે એમ નથી પણ બીજાઓ પણ એમજ જાણે છે એમ पितरं० ॥ એમ અરધા શ્લોકથી કહે છે

येऽन्ये सनकसनंदनसनातनवामदेवादयो ब्रह्मविदस्तेऽपि पितरं सर्वभूतानां सर्वप्राणिनां पिता जनयिता परमेश्वरो यस्तं पुष्करे हृत्पुंडरीकमध्ये निहितं विदु परमात्मानमात्मत्वेनावगच्छन्तीत्यर्थ.।

સનક સનંદન સનાતન અને વામદેવ આદિ જે બીજાઓ પણ બ્રહ્મને જાણનારા છે તેઓ પણ સર્વે ભૂતોના એટલે સર્વે પ્રાણીઓને જન્મ આપનારા એટલે પિતા જે પરમેશ્વર તેને પિતારૂપે પ્રાણીઓના કમલમધ્યે એટલે હૃદયકમલમધ્યે સંતાઇ રહેલા જાણે છે એટલે પરમાત્માને જ સર્વે પ્રાણીઓના આત્મા હોઇ્રાતું જાણે છે એમ એનો અર્થ છે

तथा च श्रुतिस्तेषामनुभवं दर्शयति।

એવી રીતે શ્રુતિ પણ તેમનો અનુભવ કહી દેખાડે છે તે નીચે પ્રમાણે—

तद्वैतत् पश्यन् ऋषिर्वामदेव प्रतिपेदेऽहंमनुरभवं सूर्यश्चेति इति बृहदारण्यके।

તે આ બ્રહ્મનેજ પોતાના આત્મારૂપે જોઇને વામદેવ ઋષિ કહે છે કે હુંજ મનુ થયો છું અને હુંજ સૂર્ય થયો છું એમ બૃહદારણ્યક શ્રુતિમાં કહ્યું છે

एतत्सामगायन्नास्त इति तैत्तिरीयके।

આ સામનું ગાયન કરતા વિરાજમાન થાય છે એમ તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે

सामगानेन स्वानुभवो दर्शित आत्मन. कृतार्थत्वद्योतनार्थं।

ત્યાં સામગાનવડે પોતાની કૃતાર્થતાનું સૂચન કરનારો પોતાનો અનુભવ ગાઈ દેખાડેલો છે.

तथा छांदोग्येऽपि तद्धास्य विजज्ञाविति।

તેમજ નિશ્ચય ઉદ્દાલક મુનિના કહેવાના તાત્પર્યને શ્વેતકેતુ સમજ્યો એટલે સત્‌ને પોતાના આત્મારૂપે જાણ્યું એમ છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે.

तलवकारे चाहमन्नमित्यादिना विदुषोऽनुभवो दर्शितः।

હુંજ ભોગ્યરૂપે થયો છું અને ભોક્તારૂપે પણ હુંજ થયો છું એમ તલવકાર શ્રુતિમાં પણ વિદ્વાનનો અનુભવ કહી દેખાડ્યો છે.

तत्रैते श्लोका भवन्ति।

તે પ્રસંગમાં નીચેના શ્લોકો છેઃ—

नित्यशुद्धबुद्धमुक्त(स्व)भावमीशमात्मनो
भावयन् षडिन्द्रियाणि संनियम्य निश्चलः।
अस्ति वस्तु चिद्घनं जगत्प्रसूतिकारणं
अनश्वरं च तद्भवं जगत्तमोनुदं च यत्।
तत्पदैकवाचकं सदामृतं निरंजनं
चित्तवृत्तिदृक्सुखं तदस्म्यहं तदस्म्यहं॥

જે નિત્યશુદ્ધ છે, જે નિત્યબુદ્ધ (સ્વયંજ્યોતિ) છે, જે નિત્ય અસ્તિત્વવાળું છે, જે સ્વતઃ અસ્તિત્વવાળું છે, જે જગતની ઉત્પત્તિ સ્થિતિ ને લય કરવાના તથા સ્થિતિ સમયે તેની યથાયોગ્ય વ્યવસ્થા કરવાના સામર્થ્યવાળું છે, જીવોના જે ખરા સ્વભાવભૂત છે તથા જે જીવોનો આત્મા છે તેની છ ઇંદ્રિયોને સારી પેઠે વશ વર્તાવીને ભાવના કરતો હું ચૈતન્યઘન જગતની ઉત્પતિના કારણભૂત નાશ ન પામે એવી તેમાંથી ઉત્પન્ન થનારા જગતમાંથી અજ્ઞાનરૂપ અંધારાને ટેલી મૂકનારી તે એવું એકજ પદ જેનું વાચક છે, જે સદા અમરણધર્મવાળી છે, જે માયાવડે અંજાઈ જાય એવી નથી, અને જે ચિત્તની વૃત્તિવડે જેના દર્શનનું સુખ અનુભવી શકાય છે એવી જે વસ્તુ છે તે હું છું તે હું છું એવો અનુભવ કરી રહ્યો છું. ૩૨

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीगोविंदभगवत्पूज्यपादशिष्यश्रीशंकरभगवतः कृतौ सनत्सुजातभाष्ये चतुर्थोऽध्यायः ॥ ४ ॥

એ પ્રમાણે શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીગોવિંદ ભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીશંકર ભગવાને કરેલા શ્રીસનત્સુજાતના ભાષ્યમાં ચોથો અધ્યાય પૂર્ણ થયો.

———[ * ]———

## શ્રીઆનંદાશ્રમનો વહીવટ

[ જનરલ ટ્રસ્ટી મંડળ-શ્રીઆનંદાશ્રમ નવાગામ, પો. બીલખા. ]

શ્રીઆનંદાશ્રમનો વહીવટ મુખ્ય બે વિભાગોમાં વહેંચાયેલો રહેશે

૧ ટ્રસ્ટીમંડળવિભાગ ૨ આશ્રમવિભાગ

આ બને વિભાગોનો સંપૂર્ણ વહીવટ તથા અધિકાર જનરલ ટ્રસ્ટીમંડળને આધીન રહેશે.

૧ ટ્રસ્ટીમંડળવિભાગની સર્વ સત્તા ટ્રસ્ટીઓને આધીન રહેશે, અને તેને લગતો પત્રવ્યવહાર તથા દરમિયાની-છેવટનો નિર્ણય થતાં સુધીનું કાર્ય જનરલ ટ્રસ્ટીમંડળના મંત્રી કરશે. દરેક જાતનો પત્રવ્યવહાર મંત્રીના નામથી થશે, અને અંગત નામથી કોઇ પત્રવ્યવહાર થશે નહિ

૨ આશ્રમવિભાગને લગતો સઘળો વહીવટ તથા વ્યવસ્થાનું કાર્ય જનરલ ટ્રસ્ટી-મંડળ પૈકીના જે ટ્રસ્ટી આનંદાશ્રમ( નવાગામ )માં નિવાસ કરતા હશે તેમના હસ્તક રહેશે. અને ( જનરલ ટ્રસ્ટીમંડળને અધીન રહીને તેમની સૂચનાનુસાર ) આશ્રમના દરેક ખાતા, નોકરો, તથા વ્યવસ્થા ઉપર તેમની દેખરેખ રહેશે.

૩ આનંદાશ્રમને લગતો દરેક જાતનો પત્રવ્યવહાર વ્યવસ્થાપકના નામથી થશે કોઇ પણ જાતનો પત્રવ્યવહાર અંગત નામથી થઇ શકશે નહિ આશ્રમની વ્યવસ્થાનું કાર્ય સ્થાનિક ટ્રસ્ટીની અનુમતિથી વ્યવસ્થાપક કરશે

૪ આનંદાશ્રમમા રહેતા સાધકો પૈકી જે ભાઇઓ આશ્રમની સેવા કરવા ઇચ્છતા હશે તેમને અનુકૂળતા પ્રમાણે કામ કરવાની સગવડ મળી શકશે

૫ [ ઉપર પ્રમાણેની વ્યવસ્થા કરવામાં આવતા સુપરવાઇઝર ( નિયામક )ની ખાસ સંજોગોમાં નિમણુક કરવામાં આવેલી તેની હવેથી જરૂરત રહેતી નથી ]

——[ * ]——

## ॥ દીક્ષિત બંધુઓને ખાસ વિનતિ ॥

### જનરલ ટ્રસ્ટીમંડળની મીટીંગનો ઠરાવ

"આનંદાશ્રમના દીક્ષિત બંધુઓના તથા બહેનોના નામોના બે રજીસ્ટરો છે. તે ઉપરથી કયા ગામના કયા કયા બંધુઓ તથા બહેનો હાલ કયા છે ? શું કરે છે ? વિગેરે હકીકત જાણવાનું તેમજ તે તે ગામના કેટલાં બંધુઓ તથા બહેનો હાલ હયાત છે તે જાણી શકાતું નથી. એટલે તે તે ગામમા હાલ જે દીક્ષિત બંધુઓ તથા બહેનો હયાત હોય તેની તેઓ હાલ કયાં છે ? શું કરે છે ? વિગેરે હકીકત સાથેની નવેસરથી નામાવલિ તૈયાર કરવાની જરૂરત જણાય છે આવી નામાવલિ આશ્રમમા રહેતા બે પત્રકો ઉપરથી તૈયાર કરાવવી અને સાથે સાથે "શ્રીઆનંદાશ્રમ" માસિકમાં ઉપરોક્ત બાબતની નોંધ છપાવી જરૂરી હકીકત મેળવવી "

ઉપરના ઠરાવ મુજબ આ નોંધ છાપવાની ગોઠવણ થઇ છે તેથી તે દરેક બંધુ બહેનોએ વાંચી નામ, જ્ઞાતિ, ઉંમર, ધંધો ને ગામ વગેરે તેમાં જણાવેલી હકીકતનાં પત્રકો ગામવાર તૈયાર કરી કરાવી નીચેના સ્થળે વેલાસર મોકલાવવા શ્રમ લેવો.

લિ વ્યવસ્થાપક-આનંદાશ્રમ,

નવાગામ, પોસ્ટ બીલખા. ( કાઠિયાવાડ. )

——[ * ]——

અમદાવાદ આનંદાશ્રમમાં કાર્તિકી પૂર્ણિમાની ભેટઃ—

૧-૪-૦ શ્રી. જેશંકર મયારામ ભટ્ટ
૧-૦-૦ ચિ નિરંજન જયેશારામ ભટ્ટ
૧-૪-૦ શ્રી. વાસુદેવ પુરુષોત્તમ
૧-૦-૦ ,, જેઠાલાલ પીતાંબર
૧-૦-૦ ,, રણછોડભાઈ ગાંડાલાલ
૧-૦-૦ ,, રવિશંકર મહાશંકર રાવળ
૧-૦-૦ ,, કરુણાશંકરભાઈ શુકલ
૧-૦-૦ ,, અંબાલાલ જેઠાલાલ
૧-૦-૦ ,, પ્રો દેસાઈ સાહેબ
૦-૪-૦ ,, વજેશંકર મયારામ ભટ્ટ
૦-૮-૦ ,, જટાશંકર જગજીવન
૦-૮-૦ ,, મયારામ ચકુભાઈ
૦-૮-૦ ,, ત્રિભુવન મૂળજી
૧-૦-૦ બેન અનિલા જયેશારામ ભટ્ટ
૦-૮-૦ ,, સૌ. દયાગૌરી ભટ્ટ
૦-૧-૩ પરચુરણ

---

૧૫-૬-૯ હા. શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ
૧-૬-૩ પરચુરણ મંદિરેથી હા પૂજારી
૭-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ પોરબંદરવાળા તરફથી સં ૨૦૦૨ના માગશરથી જેઠ ૨૦૦૨ પૂનમસુધી નિત્યદાન
૮-૧૨-૩ શ્રી અમદાવાદ આનંદાશ્રમમાં
 ૦-૨-૦ જયંતીપૂજનના
 ૦-૧૦-૩ ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
 ૮-૦-૦ સ્વ. ભાઈલાલ ભાઈ યાજ્ઞિક તરફથી ભા વ. ૧થી આસો સુદિ ૧૫ સુધીના
૧-૧૨-૬ ,, મોજુદ આનંદાશ્રમમાં આસોમાં આવેલ ભેટજયતીપૂજનની
 ૦-૮-૦ શ્રી હરદત્ત રેવાશંકર જોશી
૦-૪-૦ શ્રી. કૃષ્ણાશંકર નાગરદાસ
૦-૪-૦ ,, ઓઘડલાલ રણછોડ
૦-૧૨-૬ ,, પરચુરણ

---

૧-૧૨-૬

૧-૪-૦ બેન ગંગાબેન દોલતસિંહ હા. સુખજીભા શ્રી ગીતા જયંતીના દિવસે આનંદાશ્રમમાં પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં ભેટઃ—

૧-૦-૦ શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૬-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ પ્ર પ્રભાપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ ,, મગનલાલ રામજી
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૨-૦ ,, મનસુખલાલ ગિરજાશંકર
૦-૮-૦ બેન મણિબેન ત્રિવેદી
૦-૮-૦ ,, જડીબેન ત્રિવેદી
૦-૨-૦ ચિ ઇંદુલાલ, બટુક, રમા, તથા શાંતિલાલ.

---

૩-૧૦-૦
૧-૦-૦ શ્રી. પ્રભુદાસ કાનજી દવે-જૂનાગઢ
૦-૪-૦ ,, વિ. નાનાલાલ મૂળશંકર
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૧-૪-૦ ,, મનસુખલાલ દામોદર-લખનોરી કુંડલાવાળા તરફથી દૂધનિમિત્તે

શ્રી આનંદાશ્રમમાં દત્તજયંતીના પૂજન ભેટ —

૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ પૂ પ્ર. પ્રભાપ્રકાશજી
૦-૪-૦ શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ શાસ્ત્રી દયાળજી મૂળજી

૦-૨-૦ શ્રી. ત્રિભુવન ત્રિકમજી દવે
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ,, પૂજારી દલપતરામ
૦-૨-૦ ,, મગનલાલ રામજી જોશી
૦-૨-૦ ચિ. જગદીશચંદ્ર મગનલાલ
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૨-૦ ,, ચિ. છગનલાલ
૦-૮-૦ બેન મણિબેન—જોરાવરનગર
૦-૮-૦ ,, જડાવબેન ,,
૦-૧-૬ શ્રી. કરશનદાસ હરજીનાં બાળકો ચંદ્રગ્રહણના દિવસે પૂજન ભેટ:-
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ પ્ર. પ્રહલાદજી
૦-૪-૦ શ્રી. કરશનજી ઓઝા
૦-૪-૦ ,, દયારામ મૂળજી
૦-૨-૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી
૦-૨-૦ ,, પૂજારી દલપતરામભાઈ
૦-૨-૦ શ્રી. મગનલાલ રામજી જોશી
૦-૨-૦ ,, જગદીશચંદ્ર મ. જોશી
૦-૨-૦ ,, કરશનદાસ હરજી
૧-૦-૦ બેન મણિબેન—જોરાવરનગર
૧-૦-૦ ,, જડાવબેન ,,
૦-૬-૦ શ્રી. મા. ના. ચંદારાણા તરફથી લઘુરુદ્રના પૂજાપાના
૦-૪-૦ તેમના તરફથી ભેટના હા. શ્રી. કરશનજી પ્રા. ઓઝા
૦-૪-૦ બેન કસ્તુરબેન—બીલખા
૭૮-૬-૦ શ્રી. રાજસી જીવરાજ—મુંબઈ તરફથી ડીસેંબરના સાત્વિક માસિક દાનના

મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુ મંડળમાં શ્રીદત્તજયંતીના દિવસે મહાપૂજન ભેટ:—
૨-૪-૦ એક ભક્તજન
૧-૦-૦ શ્રી. હીરાલાલ હ. પંડ્યા
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ ,, જીવનરામ મકનજી ભટ્ટ
૧-૦-૦ શ્રી ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, ભૂપતરાય નરોત્તમદાસ
૧-૦-૦ ,, બી. એસ. દવે.
૦-૮-૦ ,, લીલાધર વનમાળીદાસ હા. શેઠ દામોદરદાસભાઈ

૮-૧૨-૦
૦-૫-૩ શ્રી. ભક્ત કલ્યાણજી વીરજી—બીલખા

અમદાવાદ આનંદાશ્રમમાં કાર્તિક માસમાં આવેલી ભેટના:—
૮-૦-૦ સ્વ. શ્રી ભાઈલાલભાઈ તરફથી એક માસના થાળના
૧-૧૧-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરાવાળાબંધુઓતરફથી
૦-૨-૦ ,, હરજી લક્ષ્મણભાઈ
૦-૨-૦ પરચુરણ

૯-૧૫-૦ હા. શાસ્ત્રી જયશંકર ભટ્ટ
૧-૦-૦ શ્રી. છબાભાઈ ધાધલ-બીલખા

મોજીદડ આનંદાશ્રમમાં કાર્તિક માસની આવેલી ભેટના:—
૦-૨-૦ પરચુરણ
૦-૮-૦ શ્રી. હરદત્ત રેવાશંકર જોશી
૦-૮-૦ ,, હરનારાયણ કલ્યાણજી
૦-૮-૦ ,, મણિશંકર ઈચ્છાશંકર
૦-૫-૩ પરચુરણ કા. શુ. ૧૫ ના
૦-૦-૩ ,,

૧-૧૫-૬
૧-૦-૦ શ્રી. નરેંદ્રકુમાર દયાળસિંહ
૦-૮-૦ ,, મહેંદ્રસિંહ રઘુનાથસિંહ
૦-૫-૦ ,, ચંદ્રકાંત જગાભાઈ
૦-૫-૦ ,, નાગેંદ્રરાય દિનકરરાય-જૂનાગઢ
૦-૪-૦ બેન અમૃતબેન—બીલખા
૧૪-૭-૬ શ્રી. લક્ષ્મીદાસ મોહનલાલની કંપની તરફથી સત્યનારાયણની કથા ૧ માસ કરેલી તેના કોઠારખર્ચના.

૧–૦–૦ તેમના તરફથી સત્યનારાયણ કથાની ભેટના.
૧–૦–૦ શ્રી. દેવશંકર ભાઈશંકર–કુંડલા
૧–૦–૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૨–૦–૦ ,, દયાળસિંહજી લા. ઠાકોર
૧–૪–૦ ,, દેવશંકર ભાઈશંકર–કુંડલા દૂધમાટે
૧–૪–૦ ,, દેવશંકરભાઈ તરફથી ભેટ
૦–૦–૩ પરચુરણ
૧–૦–૦ શ્રી. જેશંકર મયારામ ભટ્ટ–અમદાવાદ
૧–૧–૦ બેન સોનબાઈ બેન–ખીલખા
૦–૪–૦ ,, અમુલાબેન આદિ ,,

( પૌષ માસ )

૨૦–૦–૦ શ્રી હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ તરફથી જપ વગેરેના જાન્યુઆરીના,
૧–૪–૦ ,, મણિશંકર હરજીવન–બોડિયા
૧–૦–૦ ,, ભાનુશંકર જટાશંકર રાવળ
૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા તરફથી દત્તજયંતીની ભેટ.
૧–૦–૦ તેમના તરફથી ગ્રહણની ભેટ
૦–૮–૦ પરચુરણ ભેટ શ્રી મા. ના. ચદારાણા હા. શ્રી. ક. પ્રા. ઓઝા
૧–૦–૦ બેન મણિબેન–ખીલખા હા પૂજારી
૦–૪–૦ ,, કસ્તુરબેન ,,
૦–૮–૦ ,, સુમણબા ,,
૧–૪–૦ શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી મકર-સંક્રાંતિની ભેટ
૧–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦–૪–૦ પૂ. બ્ર. સહજપ્રકાશજી
૧–૦–૦ શ્રી. કરશનજી પ્રા. ઓઝા
૦–૨–૦ ,, મગનલાલ રામજી જોશી
૦–૨–૦ પૂજારી દલપતરામજી
૦–૪–૦ શાસ્ત્રી દયારામભાઈ
૦–૨–૦ શ્રી. ત્રિભુવનભાઈ
૦–૪–૦ વિદ્યાર્થી છગનલાલ
૦–૨–૦ શ્રી કરશનદાસ હરજી
૦–૦–૩ પરચુરણ
૧–૦–૦ બેન મણિબેન–જોરાવરનગર
૧–૦–૦ ,, મણિબેન–ખીલખા
૦–૨–૦ શ્રી કરશનદાસનું કુટુંબ
૦–૨–૦ ચિ લલિતરાય અંબાશંકર જોશી
૧–૦–૦ શ્રી. મોગરજી ઓધવજી–ખીલખા
૦–૨–૦ પરચુરણ
૧–૪–૦ ,, અમૃતલાલ નગીનદાસ–સુરત
૨–૦–૦ ,, કેશવલાલ જોરાલાલ મર્ઝાડિયા
૩–૫–૦ ,, બાલાભાઈ દયારામ–માંડળ
૧–૦–૦ ,, ગોવિંદરામ સેવકરામ ,,
૨–૦–૦ ,, માણેકલાલ ત્રિભુવનદાસ ,,
૧–૬–૦ ,, માણેકલાલ જગન્નાથ રાવળ ,,
૭૮–૧૪–૦ ,, શેઠ રાજસી જીવરાજ–મુંબઈ તરફથી માસિક સાત્વિક દાનના જાન્યુઆરી માસના.
૧–૪–૦ ,, મૂળશંકર નરભેરામ પંડિયા હા. શ્રી. અં. ના. જોશી
૦–૪–૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૦–૨–૦ ,, કરશનજી પ્રા ઓઝા
૧–૦–૦ ,, કેશવજી ઝીણાભાઈ
૧–૦–૦ ,, પુરુષોત્તમ રામજી–જૂનાગઢ
૧–૪–૦ ,, જદુરામભાઈ–લીંબુડા
૧–૦–૦ વિ જીવણલાલ અમૃતલાલ
૦–૧–૯ પરચુરણ હા. પૂજારી

મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુ મંડળમાં મકર-સંક્રાંતિની ભેટ—

૨–૪–૦ એક ભક્તજન
૦–૮–૦ શ્રી. અમથાલાલભાઈ
૦–૮–૦ ,, લીલાધરભાઈ
૨–૦–૦ ,, અરજણ કરમણ
૧–૦–૦ ,, કાળિદાસ ઉકાભાઈ–ધીના
૧–૦–૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહજી
૦–૮–૦ ચિ. શશિકુમાર દયાળસિંહજી
૧–૪–૦ બેન દયાબાઈ ભાગવત–જૂનાગઢ



૧-૪-૦ બેન દુર્ગાબહેન-જૂનાગઢ
૦-૨-૦ વિ. જગજીવન મોનજી
૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ મજીઠીયા
૦-૩-૯ સાગશર માસમાં-મોજીદડ આશ્રમમાં આવેલી ભેટના હા. શ્રી. હ. રે. જોશી
૮-૪-૦ શ્રી. અમદાવાદ આશ્રમમાં ભેટ હા. શાસ્ત્રી જયશંકર મ. ભટ્ટ.
૮-૦-૦ સ્વ. ભાઈલાલભાઈ તરફથી માસિક થાળના
૦-૪-૦ પરચુરણ

૮-૪-૦

૦-૪-૦ વિદ્યાર્થી જેસુખલાલ-ધ્રાફા
૨-૦-૦ શ્રી. દયાળસિંહજી લા. જૂનાગઢ
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા મકરસંક્રાંતિની ભેટ હા. ક. પ્રા. ઓઝા

૦-૫-૦ પરચુરણ
૦-૮-૦ શ્રી. દુર્લભ વલ્લભના તરફથી લઘુરુદ્રના
૦-૪-૦ ,, ગમનલાલ તરફથી લઘુરુદ્રની ભેટ
૦-૧૦-૦ એક ભકતજન લઘુરુદ્ર પૂજાપો તથા ભેટ
૫-૪-૦ શ્રી. પ્રેમજી રાઘવ-જૂનાગઢ
૧-૦-૦ ,, ગોવિંદજી પ્રભુજી-આલીદર
૦-૨-૦ બેન કસ્તુરબેન-ખીલખા
૦-૮-૦ ગોવિંદલાલ રેવાશંકર સત્ય-નારાયણની કથાના પૂજાપો તથા ભેટ હા. અં. ના. જોશી
૦-૬-૬ પરચુરણ હા. પૂજારી
૦-૬-૦ શ્રી. દલપતરામભાઈ વહીવટદાર ખીલખા
૦-૧-૩ બેન સુખજીબા-ખીલખા
૧-૦-૦ વિ. જગજીવન મોનજી
૧-૦-૦ વિ. પોપટલાલ પ્રેમજી
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૨-૦ ,, કસ્તુરબેન-ખીલખા
૦-૨-૦ ,, સુખજીબા ,,
૦-૮-૦ શ્રી. બાવા વિરમદાસ-જોરાવરનગર

——[ * ]——

## ग्राहक बंधुओने विनति

જે જે બંધુબહેનોનાં લવાજમો બાકી હોય તેમણે આ માસિક મળ્યા પછી તુરત પોતાનાં લવાજમ મોકલી આપવાં જોઇએ, કારણકે જેમનાં લવાજમો ચઢેલાં છે તેમને વી. પી. કરવાનાં છે એટલે વી. પી.થી ત્રણ આના વધારે ખર્ચ નકામું ભોગવવું ન પડે. લવાજમ મોકલતી વેળા પોતાને ગ્રાહક નંબર તથા પોતાનું શિરનામું બરાબર જણાવવું જોઇએ.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ પો.-ખીલખા.

——[ * ]——

## पूजनना खबर

મુંબઈમાં 'શ્રીમન્નાથસત્સંગમંડળ' તરફથી મહાશિવરાત્રિના પવિત્ર તહેવાર નિમિત્તે પરમપૂજ્ય શ્રીસદ્દગુરુદેવનું પૂજન તા. ૧લી માર્ચ ૧૯૪૯ માઘ વદિ ૧૩ને શુક્રવારે રાત્રિના ૯ વાગે વિશ્રામભુવનમાં થશે.

——[ * ]——



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ માઘ [ અંક ૯ મો

## શ્રીનાથસદ્ગુરુની શ્રીદક્ષિણામૂર્તિરૂપેસ્તુતિ

[ લેખક.—કાવ્યકાર દ. ગૌ નવલખા ]

[ શાર્દૂલવિક્રીડિત ]

યોગ-જ્ઞાન-સ્વધર્મકર્મક્રમમાં, રૂડી રીતે રાખતા,
દ્વૈતાદ્વૈતજ ક્લેશભાવ જનના, કાઢી બધા નાખતા,
મુદ્રામાત્રથી મોહરાગ હણી જે, શોધે બધી બુદ્ધિને,
વંદે છે "દલુ" "નાથ" દેવરૂપ તે, શ્રીદક્ષિણામૂર્તિને ૧

જેનાથી અમનસ્ક નિત્ય વિચરી, સંસારસિંધુ તરે,
જેથી તર્કવિતર્ક સર્વ તજીને, નિશંક થઇને ફરે;
જેથી મસ્તદશામહિં વિચરતો, દુઃખો બધાં જે હરે,
એવા શ્રીગુરુદેવને દલુ નમી, આઠે પહોરો સ્મરે ૨

જેની પૂર્ણ કૃપાવિના નહિ તુટે, સંસારનાં બંધનો,
જેનો નિર્મલ બોધ દંડરૂપ છે, અજ્ઞાની દ્વિનાંધનો;
જેથી તત્ત્વમસિ મહાવચનના, સાક્ષાત્કારો થતા,
તે શ્રીસદ્ગુરુ નાથ હાથ ગ્રહતાં, સંતાપ સર્વે જતા. ૩

ઊગે જ્ઞાનશશાંક શ્રેષ્ઠ ઉરમાં, અજ્ઞાન તેથી ટળે,
નાસે દુઃખોત્પાદક ચિત્તભ્રમ સૌ, બ્રહ્મે જઇ તે ભળે;
જેથી ચિત્તની વૃત્તિ શીતળ થતી, હેમંતવારિ સમી,
એવા શ્રીગુરુદેવને દલુ સ્મરે, આઠે પહોરો નમી. ૪

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મંત્રજપના પુરશ્ચરણ નિમિત્તે કરવામાં આવતા એક ટાણામાં ભાત ખાઇ શકાય.

ઇષ્ટમંત્રનું કે ગાયત્રીમંત્રનું પુરશ્ચરણ કરવું હોય ત્યારે પ્રથમ ક્ષૌર કરાવી, સ્નાનસંધ્યાદિ કરી, તે મંત્રના પુરશ્ચરણનો સંકલ્પ કરવો. પછી પુરશ્ચરણ પૂરું થતાંસુધી નિયમપૂર્વક નિત્ય થઇ શકે તેટલો જપ કરવો. પવિત્ર વિચાર ને પવિત્ર વર્તન રાખવાં, સાત્ત્વિક આહાર પરિમિત લેવો, તાંબૂલ ન ખાવું, વ્યસનોથી દૂર રહેવું, બ્રહ્મચર્ય પાળવું, ને ખાટલાપર ન સૂવું.

શુભ વિચાર સેવો છો તેમ પ્રીતિથી ને જાગૃતિથી સેવતા રહેશો.

સર્વ જીવો ને સર્વ જડ જગત્ બ્રહ્મમાં કલ્પિત હોવાથી વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે આવો વિચાર મનમાં સ્થિર કરતા રહેશો.

ઇષ્ટમંત્રનો જપ કરવા માંડતાં પહેલાં સંસારમાંથી પોતાનું મન પાછું વાળી, ઇષ્ટદેવના મહિમાના વિચારવડે ઇષ્ટદેવમાં પ્રેમ વધારી, ઇષ્ટદેવમાં મનને જોડવું. એવા પ્રયત્નથી મનની એકાગ્રતા વધવા માંડશે. જપ કરતાં લય કે વિક્ષેપ થાય તો તેને દૂર કર્યા કરવા.

અવિકારી પરિણામવાદ એટલે ઉપાદાનકારણ વિકાર પામ્યાવિના કાર્યરૂપ પરિણામને પામે છે એવો વાદ. જેમ સોનું વિકાર પામ્યા વિના ઘરેણાંરૂપ થાય છે.

તમારું સમયપત્રક યોગ્ય જણાય છે. પ્રીતિ ને સાવધાનતા રાખી તે પ્રમાણે વર્તી મનની શુદ્ધિમાં, સાવધાનતામાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરતા રહેશો.

તીવ્ર વૈરાગ્યવડે અને બ્રહ્માકારવૃત્તિ કરવાના ઉત્સાહવાળા પ્રયત્નવડે કષાય દોષ દૂર થવાથી પ્રકાશ, શાંતિ ને સુખનું ભાન થવા લાગશે.

સત્ત્વગુણનો સામાન્ય વધારો થઇ રજોગુણ તથા તમોગુણ કેટલેક અંશે દબાય ત્યારે જે સત્ત્વગુણના વધારાવાળો મનનો સ્વભાવ થાય તે દૈવસ્વભાવ, અને જ્યારે સત્ત્વગુણનો વધારે વધારો થઇ રજોગુણ તથા તમોગુણ અત્યંત બલહીન થઇ જાય ત્યારે મનનો જે શુદ્ધ સત્ત્વગુણવાળો સ્વભાવ થાય તે ઈશ્વરસ્વભાવ સમજવો. સત્ત્વગુણનો વધારો થવાથી ક્ષમા, દયા, સ્થૈર્ય, શાંતિ, દાંતિ વૈરાગ્ય ને પ્રસન્નતાદિ મનના શુભગુણો વધતા જાય છે.

શાસ્ત્રની આજ્ઞા માનવી તથા ઈશ્વરનું સ્મરણધ્યાન કરવું તે ઈશ્વરપ્રતિનું

કર્તવ્ય, સદ્‌ગુરુદેવની આજ્ઞાપ્રમાણે વર્તવું તથા તેમની સેવા કરવી તે સદ્‌ગુરુપ્રતિનું કર્તવ્ય, બંધુઓને યથાશક્તિ આશ્રય આપવો તે તેમના પ્રતિનું કર્તવ્ય, ને મનુષ્યોને પ્રસંગને અનુસરીને યથાશક્તિ આશ્રય આપવો ને તેમના ઉપર દયા તથા પ્રેમ રાખવાં તે તેમના પ્રતિનું કર્તવ્ય ગણાય છે.

રજોગુણના તથા તમોગુણના ધર્મો જે પોતાના અંતઃકરણમાં રહ્યા હોય તેને સારી રીતે ઓળખી તેમને બલહીન કરી દૂર કરવાનો પ્રયત્ન ધૈર્ય ને સાવધાનતા રાખીને કરવાથી, ભસ્ત્રિકા પ્રાણાયામ કરવાથી, ઈશ્વરની ને શ્રીસદ્‌ગુરુની ભક્તિથી, મનને સમભાવવડે પ્રસન્ન રાખવાથી, સાત્વિક પુરુષોના સંગથી, બ્રહ્મધારણાથી, સાત્વિક આહારથી ને સાત્વિક પ્રવૃત્તિથી મનના સત્ત્વગુણમાં વધારો કરી શકાય છે

ચિત્તને પ્રસન્ન રાખવાથી રજોગુણ તથા તમોગુણ ક્ષીણ થઈ ચિત્ત તપે છે-નિર્મળ થાય છે-તેથી તે ઉત્તમ પ્રકારનું તપ ગણાય છે.

ચિત્તની પ્રસન્નતા મનુષ્યોનાં સર્વ દુઃખોને દૂર કરવામાં સમર્થ મનાય છે

શોક-ખેદ-ચિંતા-વિષાદ-એ તમોગુણનો ધર્મ કહેવાય છે.

બ્રહ્મવિચાર, બ્રહ્મધ્યાન, ને સંસારના વિષયોની તૃષ્ણાના પરિત્યાગથી ચિત્તની સૂક્ષ્મતા વધે છે.

મંદપ્રારબ્ધથી અભ્યાસીને તેના પરમાર્થના અભ્યાસમાં વિઘ્નો આવે છે. તે વિઘ્નો દૂર કરવા તેણે શુભવિચાર, ને શુભ પ્રવૃત્તિ આદિ ઉપાયો કરવા જોઈએ, તથા ઈશ્વરની ને સદ્‌ગુરુની સેવા કરવી જોઈએ

(ચાલુ)

——[*]——

## हुं कोण छुं ?

[લેખક—શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા]

પોતાનું ખરુ કલ્યાણ ઇચ્છનાર પ્રત્યેક સમજુ મનુષ્યે વિચાર કરવો જોઈએ કે 'હું કોણ છુ?' હું નામરૂપથી જણાતા દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ કે અહંકારરૂપ છું? અથવા દેહ, ઇન્દ્રિય, મન આદિના સંઘાતરૂપ છુ? અથવા એ એક એકથી કે તેમના સંઘાતથી કોઈ ભિન્ન વસ્તુ છુ? વિચાર કરવાથી તેને જણાય છે કે હું નામ નથી. મને ઓળખનારા અમૃતલાલ કહે છે, પરંતુ જન્મ સમયે મને અમૃતલાલ કહેતા નહોતા, ઘરવાળાઓએ જન્મને બારમે દિવસે નામ પાડયું તેઓએ એ સમયે કાશીરામ નામ રાખ્યુ હોત તો આજે મને ઓળખનારા કાશીરામ એ નામે મારી સાથે વ્યવહાર કરત; અને હું પણ મને કાશીરામ સમજત હું પૂર્વ જન્મમાં અમૃતલાલ ન કહેવાતો, ગર્ભમાં અમૃતલાલ કહેવાતો ન હોતો, શરીર નાશ પામ્યા પછી અમૃતલાલ કહેવાઇશ નહિ. અમૃતલાલ એવુ નામ તો કેવળ ઘરવાળાઓએ નિર્દેશ કરેલો સાંકેતિક શબ્દ છે આ નામ એક એવું કલ્પિત છે કે જે ઇચ્છીએ ત્યારે ફેરવી શકાય મનુષ્યને પહેલા મૂળનામનું અભિમાન હોય છે, પાછળથી ફેરવેલા નામનું અભિમાન ઉપજે છે આ પ્રમાણે નામમાત્ર કલ્પિત છે.

વિવેકી પુરુષ આ રહસ્ય સમજે છે કે 'હું નામ નથી.' જ્યારે હું નામ નથી, ત્યારે; નામની નિંદાસ્તુતિથી હું સુખી દુઃખી શામાટે થાઉં? જે મનુષ્ય નામની

નિંદા-સ્તુતિમાં સમભાવે રહી શકતો નથી, તે મનુષ્ય નિંદા-સ્તુતિવડે સુખી-દુઃખી થાય છે. ખરી વાત તો એ છે કે નામ તો વ્યવહારપૂરતું છે, છતાં નામની નિંદાસ્તુતિ સાંભળી મનુષ્ય હર્ષ-શોક કરે છે. આ સમજ અધ્યાસરૂપ છે-ભ્રાંતિરૂપ છે. જો કે નામવડે નામી ઓળખાય છે, છતાં વાસ્તવિક રીતે નામનો નામીસાથે લેશ પણ સંબંધ નથી. આ સમજ પાકી થાય તો ભ્રમ દૂર થાય છે. શ્રીકૃષ્ણભગવાન્ ભક્તનાં તત્ત્વવેત્તા પુરુષનાં લક્ષણ બતાવતાં કહે છે કેઃ—

'तुल्यनिन्दास्तुतिः………' (ગીતા ૧૨–૧૯)
'तुल्यनिन्दात्मसंस्तुतिः………' (ગીતા ૧૪–૨૪)
(તે જ્ઞાની નિંદા અને સ્તુતિમાં સમ છે.)

ખરી વાત એ છે કે અમૃતલાલ દેહનું નામ છે, હું તો આત્મા છું એટલે અમૃતલાલ એવું નામ 'હું' નથી.

એ રીતે રૂપવાળો દેહ પણ હું નથી, કારણ દેહ જડ છે, અને હું ચેતન છું. દેહ ઉત્પત્તિ, વૃદ્ધિ, ક્ષય અને નાશવાળો છે. હું અજ, અમર અને અવિનાશી છું. બાળપણમાં દેહ નાનો હતો, જુવાનીમાં દેહ ફાલ્યો ફૂલ્યો હતો, અત્યારે વૃદ્ધાવસ્થામાં દેહને અપક્ષય દોષ લાગુ પડ્યો એટલે દેહ ઘટતો જાય છે, પણ હું બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થાઓને જાણવાવાળો, એ ત્રણે અવસ્થાથી જૂદો એનો એજ નિર્વિકાર છું. શરીરની અવસ્થા બદલાઇ છે, હું બદલાયો નથી. શરીરને ૭ વિકાર લાગુ પડે છે, હું-ચેતન તો નિર્વિકાર છું. આથી નક્કી થયું કે શરીર 'હું' નથી. કોઇ અભિમાન કરે કે 'શરીર હું છું' તો આ અભિમાન દેહાધ્યાસ કહેવાય, અને તે મિથ્યા છે. શરીર હું નથી એમ સમજનાર શરીરના માનાપમાન અને શરીરનાં સુખદુઃખમાં સર્વથા સમ રહે છે. હું શરીરથી સર્વથા પૃથક્ છું, એમ તત્ત્વવેત્તા સમજે છે એમ શ્રીભગવાન્ કહે છે.

'समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः'। (ગીતા ૧૨–૧૮)
'मानापमानयोस्तुल्यः' (ગીતા ૧૪–૨૫)
'समदुःखसुखः' (ગીતા ૧૪–૨૪)

વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે આ જડ શરીર હું નથી, આ શરીરનો હું જ્ઞાતા છું. મનુષ્ય ભ્રમથી શરીરમાં આત્માભિમાન કરી શરીરના માનાપમાન અને સુખ-દુઃખથી સુખીદુઃખી થાય છે. વારંવાર યાદ રાખવું કે શરીર હું નથી.

એ રીતે ઇન્દ્રિયો પણ હું નથી, હાથ-પગ કપાઇ જાય, આંખો ફૂટી જાય અને કાનો બહેરા થઇ જાય તોપણ હું જેવો ને તેવો પૂર્વવત્ રહું છું, મરતો નથી. જો હું ઇન્દ્રિય હોત તો એના વિનાશથી હું વિનાશ પામત. થોડો પણ વિચાર કરવાથી સાબિત થાય છે કે હું જડ ઇન્દ્રિય નથી. હું તો ઇન્દ્રિયોનો દ્રષ્ટા અને જ્ઞાતા છું.

એ રીતે હું મન પણ નથી. સુષુપ્તિ અવસ્થામાં મન નથી રહેતું, પણ હું તો રહું છું. એથી જાગ્યા પછી મને એ વાતની ખબર છે કે હું સુખે સૂતો હતો. હું મનનો જ્ઞાતા છું. સુષુપ્તિ અને મૂર્છિત અવસ્થામાં મનની અનુપસ્થિતિકાળમાં બીજાની દૃષ્ટિમાં મારી જીવિત અવસ્થા પ્રસિદ્ધ છે. મન વિકારી હોવાથી તરેહતરેહના સંકલ્પ-વિકલ્પ કર્યા કરે છે. મનના આ સંકલ્પ-વિકલ્પનો હું જ્ઞાતા છું. ખાવાપીવા વખતે,

સ્નાન કરતી વખતે કે બીજાની વાત સાંભળતી વખતે જો મન બીજી તરફ જાય તો એ એ કામોમાં ભૂલ થઈ જાય છે, જો હું સચેત થઈ જાઉં તો કહું છું કે મારું મન બીજી તરફ ચાલ્યું ગયું હતું, તેથી મારી ભૂલ થઈ ગઈ. મનવિના કેવળ શરીર અને ઇન્દ્રિયો સાવધાનીપૂર્વક કામ કરી શકે નહિ. મન ચચલ અને ચલિત છે, પણ હું ચેતન સ્થિર અને અચલ છું હું મન નથી.

એ રીતે હું બુદ્ધિ પણ નથી, કારણ બુદ્ધિ પણ ક્ષય અને વૃદ્ધિસ્વભાવવાળી છે. હું ચેતન ક્ષય-વૃદ્ધિથી સર્વથા રહિત છું બુદ્ધિમા મદતા, તીવ્રતા, પવિત્રતા, મલિનતા, સૂક્ષ્મતા આદિ વિકાર હોય છે, પણ હું ચેતન બુદ્ધિની એ સર્વ સ્થિતિઓનો જાણવા-વાળો છું હું કોઈ સમય કહું છું કે આ વખતે મારી બુદ્ધિ ઠીક નથી કે ઠીક છે બુદ્ધિના વિચારને અને નિર્ણયને હું જાણું છું બુદ્ધિ દશ્ય છે, હું એનો દ્રષ્ટા છું, આથી સહજે સમજાય છે કે બુદ્ધિથી કેવળ હું પૃથક્ છું હું બુદ્ધિ નથી

એ રીતે હું અહકાર નથી, મારા અહકારને હું ઓળખું છું મારો અહકાર દશ્ય છે, હું અહંકારનો દ્રષ્ટા છું

એ રીતે હું અજ્ઞાન નથી. અજ્ઞાન દશ્ય છે, હું અજ્ઞાનનો દ્રષ્ટા છું

વિચાર કરવાથી જણાયું કે હું નામ, રૂપ-દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, અહકાર, અજ્ઞાન પ્રભૃતિ નથી નામ, રૂપ-દેહ, વર્ણ, આશ્રમ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, અહકાર અને અજ્ઞાન અસત્, જડ ને દુઃખરૂપ છે એ બધાથી બધી રીતે હું અતીત, પૃથક્, ચેતન, સાક્ષી, જ્ઞાતા, સત, નિત્ય, અવિનાશી, અવિકારી, અક્રિય, સનાતન, અચલ અને સમસ્ત સુખ-દુઃખોથી રહિત કેવલ શુદ્ધ આનંદસ્વરૂપ આત્મા છું

જેમ લોટો, ઘડો, ગોળો, ઘર અને મેઘ એ પાચે ઉપાધિઓ પૃથક્ છતાં પણ તેમાં રહેલું આકાશ એકજ છે તેમ શબ્દાદિ પાચે વિષયો પૃથક્ છતાં પણ એ પાચે વિષયોનું ઇન્દ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિને જે જ્ઞાન થાય છે તે જ્ઞાન-જડવૃત્તિરહિત શુદ્ધજ્ઞાનસ્વભાવ-એકજ છે

હું આત્મા સદ્રૂપ, ચિદ્રૂપ અને પરમાનદરૂપ છું.

પરબ્રહ્મ પણ સચ્ચિદાનંદરૂપ છે, એમ ઉપનિષદ્ જણાવે છે.

આત્મા એજ પરબ્રહ્મ છે એમ તે બન્નેનું એકપણું ઉપનિષદ્‌માં જણાવ્યું છે.

આત્મા જ્ઞાનનો વિષય થતો નથી, પણ જ્ઞાનસ્વરૂપે વિદ્યમાન જ છે. જ્ઞાનના વિષયભૂત જડ પદાર્થ અને જડ પદાર્થને આકારે થયેલી અંતઃકરણની જડવૃત્તિ એ બેને દૂર કરતાં જડ પદાર્થને અને અંતઃકરણની જડવૃત્તિને પ્રકાશનારું જે ઉપાધિરહિત શુદ્ધ ચેતન છે તે બ્રહ્મ છે એ બ્રહ્મ હું છું એવો દૃઢ નિશ્ચય કરવો એનું નામ બ્રહ્મજ્ઞાન છે.

આ શુભ વિચારવડે નક્કી થયું કે આત્મા-પરબ્રહ્મ મારું સાચું સ્વરૂપ છે

ક્લેશ, કર્મ અને સઘળા પાપોથી મોકળા થઈ પરમ શાન્તિ અને પરમાનંદની પ્રાપ્તિને વાસ્તે મનુષ્ય-શરીરની પ્રાપ્તિ થઈ છે. મનુષ્યજન્મ સાર્થક કરવો એ મુખ્ય કર્તવ્ય છે. મોક્ષ મેળવવો એ પરમ પુરુષાર્થ છે મનુષ્યશરીરવડે સંસારસાગર તરી શકાય છે. ભવરોગ શ્રીસદ્ગુરુવૈદ્યવડે વેદાન્તવિચાર અને યોગ સાધનરૂપ ઔષધથી દૂર કરી શકાય છે.

મૂંગા માણસની પેઠે વૃત્તિથી રહિત એટલે શાન્ત થઈને રહેવું એ તત્ત્વજ્ઞાન છે. તત્ત્વજ્ઞાન મેળવવાની જિજ્ઞાસા થાય કે વિવેક, વૈરાગ્ય, વિચાર, સદાચાર અને દૈવી સંપત્તિ મેળવવાની અગત્ય છે.

કલિકાલમાં ઈશ્વરનું શરણ લીધા વિના અંતઃકરણને વૃત્તિરહિત રાખવું મુશ્કેલ છે. બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું દૃશ્ય મિથ્યા છે, કુત્સિત છે, સાતિશય દોષવાળું છે અને પરિતાપક છે, એમ સમજી દૃશ્ય નથી એવા જ્ઞાનવડે મનથી દૃશ્યનું નિરાકરણ કરી ઉત્કૃષ્ટ આનંદરૂપ મોક્ષસુખ શુદ્ધ, અચલ અને સૂક્ષ્મ અંતઃકરણમાં પ્રકટાવવું.

ઈશ્વરની શરણાગતિ સ્વીકારવાથી વિક્ષેપ દૂર થઈ શાન્તિ પ્રાપ્ત કરાય છે.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥** (ગીતા ૧૮-૬૨)

'હે ભારત! તમે મન, વાણી ને શરીરથી તે ઈશ્વરરૂપ શરણને પામો. તેમની કૃપાથી તમે અંતઃકરણની વૃત્તિરહિત અસંપ્રજ્ઞાત સમાધિરૂપ ઉત્તમ શાન્તિને તથા મોક્ષરૂપ નિત્યસ્થાનને પામશો.'

પરમેશ્વરની શરણાગતિથી તેઓશ્રીની કૃપાવડે અજ્ઞાન નાશ થશે. અજ્ઞાનનો નાશ થવાથી વિજ્ઞાનાનન્દઘન પરમાત્માને પ્રાપ્ત કરાશે-એ રૂપ થવાશે.

પ્રભુપ્રાપ્તિવાસ્તે અનન્યભાવથી શુભ પ્રયત્ન કરવો. પ્રભુસ્વરૂપ બની જવું એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે. (મહાત્માઓની પ્રસાદીમાંથી ઉદ્ધૃત)

———[*]———

## શિવરાત્રિ તથા પાટોત્સવપ્રસંગે શિવસ્વરૂપ શ્રીસદ્ગુરુની અર્ચના

[લેખિકા:—વેદાંતતીર્થ, કાવ્યતીર્થ, વેદાંતરત્ન, દર્શનભૂષણ, વ્યાકરણ વિશારદ, વિદ્યાપારિજાત, વ્યાખ્યાનસરસ્વતી, અભિનવભારતી કુમારી નિર્મલાદેવી]

મહાપુણ્યમયી શિવરાત્રિ પર્વણી! **सत्यं शिवं सुन्दरम्** એ નિર્મલતમ માર્ગના પથિકના અંતરમાં, ઇંદ્રિયોમાં, પ્રાણોમાં એકજ ગુંજન ઊઠતું હતું કે "**शिवमस्तु सर्वजगतः**" અને દશે દિશાઓમાં શિવતત્ત્વની નિર્મળ સત્તા, ચૈતન્ય રશ્મિ ઝળહળતી હતી. અહા! કેવી સુંદર શિવમહત્ત્વવિસ્તારિણી શિવરાત્રિ! એના સુવર્ણ પ્રભાતે શિવસ્વરૂપ, દિવ્યજ્યોતિષ્માન્ સંતની અર્ચનાનો મહાન લાભ મળ્યો આ એક અકિંચન "નિર્મળ" બાલિકાને! વાહ પ્રભો! દયાલો ઈશ્વર! તારે ચરણે મારું કૃતજ્ઞ મસ્તક નમે છે.

મારા પિતાતુલ્ય, પરમભગવદીય શેઠ દામોદરદાસ માધવજી કે જેઓ શ્રીનાથ ભગવાનના અનન્ય ભક્ત છે અને મારા પિતાશ્રી (જમનાદાસ એચ. સંઘવી જે. પી.)નાં ચિર મિત્ર છે, તે પુણ્યાત્માના અંતરે મારા પ્રત્યે પુત્રીવત્ કે તેથી અધિક આદર અને પ્રેમ છે. એથી કેટલીયે વાર શ્રીસદ્ગુરુનાં પૂજનમહોત્સવોમાં મને લાભ આપી ઋણી બનાવી છે.

માધવભુવનમાં હું ભક્તિશીલા સૌ. લક્ષ્મીબેનને અને મારા પિતાતુલ્ય ધીરજલાલ સાંકળિયા એડવોકેટને સાથે લઈ શિવરાત્રિએ પ્રા. ૧૦ાા વાગે અને પાટોત્સવ પ્રસંગે પ્રાતઃ ૯ાા વાગતાં પહોંચી, સર્વ ભક્તમંડળથી હોલ ભરાયેલો હતો. પૂજાના આસને હું બેઠી,

શ્રી. હીરાલાલ મહારાજે મંત્રોચ્ચારો શરૂ કર્યા. શ્રી નાથપ્રેમી રઘુનાથભાઈ પૂજાની વ્યવસ્થામાં બરાબર ખ્યાલ આપતા હતા.

પૂજા પ્રારંભ થતાં ક્ષણભરમાં અસંખ્ય તરંગો મારા મગજપરથી પસાર થઈ ગયા. વીજળીને વેગે !:—

" અહા ! આ કોઈ મહાવિભૂતિની પૂજા કરવા બેઠી છુ ! જે શ્રીનાથભગવાન્ (બ્રહ્મવિદ્વરિષ્ઠ મહાત્મા શ્રીનથુરામશર્માજી )ની વાણીમા દેવી સરસ્વતીનો વાસ હતો. જેમનાં મુખકમળપર અખંડ બ્રહ્મચર્યની તેજસ્વિતા હતી આત્માનુભૂતિની સુષમા હતી. સૌરાષ્ટ્રભૂમિ શોકભરે વદને, આતુર હૃદયે એક મહાત્માની પ્રતીક્ષા કરતી રોતી હતી ક્યાં છે બ્રહ્મતેજોધારી વિપ્રો ? ક્યાં છે સ્વધર્મપરિપાલક વૈશ્યો ! ક્યા છે નીતિમાન્ પવિત્ર ગૃહસ્થાશ્રમીઓ ? અને ક્યાં છે ધર્મના સ્તંભરૂપ, પવિત્ર આચાર્યો ? સુર સરસ્વતીની અર્ચના ક્યા અંતર્હિત થઈ ગઈ ? ક્યાં છે અધ્યાત્મવિદ્યાભ્યાસંગ ? અરેરે ! અરેરે...... સૌરાષ્ટ્રની પુણ્યભૂમિનું એ મૂક રુદન ઈશ્વરે સાંભળ્યુ અને પાઠવી એક દિવ્ય વિભૂતિ ! બિલખા—આનંદાશ્રમના નાથનિવાસ મંદિરમા જઈએ તો હજુ પણ અનુભવાય છે ત્યાં અક્ષય શાંતિના ઝરા......દર્શન થાય છે શ્રી ગિરનારની તળેટીનાં તે દિવ્ય વિભૂતિ ! આનંદિત કરી ગઈ ! આલોકિત કરી ગઈ મુમુક્ષુઓનાં, આર્તોનાં, ભક્તોનાં અંતરોને ! અને અંતર્હિત થઈ ગઈ શાશ્વત સમય માટે પોતાના શિવસ્વરૂપમા ! "

પૂજા સમયે મારૂં હૈંડુ આનંદથી નાચી ઊઠ્યુ પણ કંઈક રડતું પણ હતું જો આ પુણ્યમૂર્તિ, દિવ્યવિભૂતિનો પવિત્ર દેહ હોત તો મારો જીવનમાર્ગ, કેટલો આલોકિત બનતે ? પણ આનંદ એ રીતે હતો કે મારા પ. પૂ. માતાપિતા ( સૌ. ઇચ્છાલક્ષ્મી, શ્રી જમનાદાસ એચ સઘવી જે. પી ) શ્રી નાથભગવાનના કૃપાપાત્ર ભક્ત અને શિષ્ય હોવાથી કેટલીયે વાર અમારે ઘેર પધાર્યા હતા ત્યારે ત્યારે મુજ બાળકીને દર્શનના મહાલાભો મળ્યા હતા. હું તદ્દન નાની શી બાળકી તે વખતે તેઓશ્રીની સન્મુખ શ્લોકો બોલતી હતી. તેઓ ખુશખુશ થતા હતા અને મને બહુજ આશીર્વાદ આપતા હતા તે પુણ્યશીલ મહાત્માનો મારા પર વરદ હસ્ત હતો !

તેઓશ્રીની પુનિત પાદુકાપ્રક્ષાલન સમયે અનુભવતી હતી કે મારા યુગયુગના કર્મમળો પ્રક્ષાલિત થઈ રહ્યા છે ચંદનઅર્ચનસમયે અતર તેમની પુનિત સૌરભથી મ્હેકતું હતું નૈવેદ્યનો મહાથાળ અર્પણ કરતી વખતે જીવનનૈવેદ્ય પણ તેમને ચરણે ધર્યું. કારણ સર્વાત્મભાવના સાચા સમર્પણ સિવાય પરમતત્ત્વની ઉપલબ્ધિ થાય શુ ? मक्तगृहितमनसेऽमनसे च तुभ्यं दत्तं मया मम मनस्तदिदं गृहाण । ત્યારપછી પ્રેમનાં પુષ્પો અર્પ્યા ત્યારબાદ આરતી. આર્તજનોની આર્તિને દૂર કરનારા મહાત્માની આરતી આ " નિર્મળ " શિશુ ઊતારી રહેલ છે ! કેવી ભગવલ્લીલા !'

વદન હો ! વન્દન હો ! સદ્ગુરો ! હે  
તારણહાર ! આપના પુનિત પાદારવિંદે  
પ્રણતિ પ્રવણ પ્રસ્તાંજલિ !

दक्षिणामूर्तिदाक्षिण्यं लब्ध्वा दक्षिणमार्गत. ।  
कैलासे कान्तिमानास्ते नाथुरामो महायशाः ॥

——[ * ]——

## ઈશ્વરોપાસના

### (પૂજ્યપાદશ્રીનાથભગવાન્)

સર્વપ્રદં ભક્તસુખાવહં ચ, પુણ્યામ્બુધિં પ્રણતપ્રિયં ચ।
ત્રિલોકનાથં ઋણબંધનાશં ભજસ્વ નિત્યં પ્રણતાર્તિનાશમ્॥

સર્વમંગલમાંગલ્યે શિવે સર્વાર્થસાધિકે। શરણ્યે ત્ર્યંબકે ગૌરિ નારાયણિ નમોઽસ્તુ તે॥

ૐ હે ઈશ્વર! હે આનંદરૂપ! હે કલ્યાણરૂપ! હે કૃપાસાગર! હે સર્વશક્તિમાન! હે સર્વજ્ઞ! હે પરમાત્મદેવ! હું આપનો છું, હું આપને શરણે છું. મારાં કર્માનુસાર આપની પ્રેરણાથી દિવસ અને રાત કાયાથી, વાચાથી ને મનથી હું જે કર્મ કરું છું તે સર્વ હું આપને અર્પણ કરું છું. આપ મારી બુદ્ધિને શુદ્ધ કરો, આપના સ્વરૂપવિષે મારા મનને જોડવાની કૃપા કરો, અને જન્મમરણવાળા દુઃખરૂપ સંસારથી મને છૂટો કરો, તથા આપના પરમાનંદસ્વરૂપની મને પ્રાપ્તિ કરાવો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

### ઇતિ સ્વાર્થે ઈશ્વરોપાસના

નોંધ. ૧ આ ઈશ્વરોપાસના ને આગળ જણાવેલી પ્રાર્થનાઓ સવારે પથારીમાંથી ઊઠવાની પહેલાં, પછી સ્નાન કરીને, અને રાત્રે સૂવાની પહેલાં એમ ત્રણ વાર જરૂર કરવી જોઇએ. જો તેમ ન બને તો જેટલી વખત બને તેટલી વખત કરવી.

૨ આ ઈશ્વરોપાસના પોતે કરે, અને બીજાને તે કરવાનો ઉપદેશ કરે.

### અથ સ્વપરાર્થે ઈશ્વરોપાસના

જે મનુષ્યોને વધારે પ્રાર્થના કરવા ઇચ્છા હોય તેમણે ઉપર જણાવેલી પ્રાર્થનાની સાથે નીચે જણાવેલી પ્રાર્થના કરવી.

હે ઈશ્વર! હે પરમાનંદમૂર્તિ! હે મંગળમૂર્તિ! હે મનોહર મૂર્તિ! હે સર્વજ્ઞ! હે સર્વશક્તિમાન્! હે પરમાત્મદેવ! આપ પ્રાણિમાત્રને આનંદમાં રાખો, અને પ્રસન્ન થઇ આપના પરમાનંદસ્વરૂપની તેમને જલ્દી પ્રાપ્તિ થાય એવાં સત્કર્મો, પુણ્ય ને ભક્તિ તેમની પાસે આનંદથી કરાવો એવી મારી પ્રાર્થના છે.

શ્લોક

આનંદમૂર્તિં સુખકલ્પવૃક્ષં કુમારનાથં વિધૃતપ્રપંચમ્।
યજ્ઞાધિનાથં પરમપ્રકાશં નમામિ વિશ્વંભરમીશિતારમ્॥

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે। હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે॥**

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શુદ્ધ હૃદયથી આ પ્રાર્થના કરવાથી મનોવાંછિત ફલની પ્રાપ્તિ થઈ જીવને આ લોકમાં અને પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે.

### ઇતિ સ્વપરાર્થે ઈશ્વરોપાસના સમાપ્ત

ઉપર જણાવેલી પ્રાર્થનાથી પણ વધુ પ્રાર્થના કરવાની જેમને ઇચ્છા હોય તેમણે નીચે જણાવેલી પ્રાર્થના કરવીઃ—

પરમાત્માના ધ્યાનસહિત તેમને પ્રણામ.

**શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં, વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગં।**
**લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યં, વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથં॥**

પરમાત્માને પ્રણામ

નમો બ્રહ્મણ્યદેવાય ગોબ્રાહ્મણહિતાય ચ ।
જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિંદાય નમો નમઃ ॥
કર્પૂરગૌરં કરુણાવતારં, સંસારસારં ભુજગેન્દ્રહારં ।
સદા વસન્તં હૃદયારવિન્દે ભવં ભવાનીસહિતં નમામિ ॥

સ્તુતિ

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

જેમને શંકરની સ્તુતિ કરવી હોય તેમણે નીચે પ્રમાણે સ્તુતિ કરવી—

શાંતં પદ્માસનસ્થં શશિધરમુકુટં પંચવક્ત્રં, ત્રિનેત્રં,
શૂલં વજ્રં ચ ખડ્ગં પરશુમભયદં દક્ષિણાંગે વહન્તં ।
નાગં પાશં ચ ઘંટાં વરડમરુયુતં સાંકુશં વામભાગે,
નાનાલંકારયુક્તં સ્ફટિકમણિનિભં પાર્વતીશં નમામિ ॥
બ્રહ્મેન્દ્રવિષ્ણ્વાદિસુરાર્ચિતાય, દેવાધિદેવાય દિગંબરાય ।
અનંતકલ્યાણગુણાર્ણવાય, શિવાસમેતાય નમઃ શિવાય ॥
વેદાંતવેદ્યાય મહોદયાય, કૈલાસવાસાય શિવાધવાય ।
શિવસ્વરૂપાય સદાશિવાય, શિવાસમેતાય નમ શિવાય ॥
પાર્વત્યા સહિતં ગિરીન્દ્રશિખરે મુક્તામયે સુન્દરે,
પીઠે સંસ્થિતમિન્દુશેખરમહર્નાથાદિભિઃસેવિતં ।
પંચાસ્યં ફણિરાજકંકણધરં ગંગાધરં શૂલિનં,
ત્ર્યક્ષં પાપહરં નમામિ સતતં પદ્માસનસ્થં શિવં ॥
વન્દે દેવમુમાપતિં સુરગુરું વન્દે જગત્કારણં,
વન્દે પન્નગભૂષણં મૃગધરં વન્દે પશૂનાં પતિમ્ ।
વન્દે સૂર્યશશાંકવહ્નિનયનં વન્દે મુકુન્દપ્રિયં,
વન્દે ભક્તજનાશ્રયં ચ વરદં વન્દે શિવં શંકરમ્ ॥
નમ શિવાય સાંબાય હરયે પરમાત્મને ।
પ્રણતક્લેશનાશાય યોગિનાં પતયે નમ ॥ ૨ ॥

તોટક ૭૮

શુભ ધ્યાન ધરૂં શુભ વાણી વદું, પરમારથનાં બહુ કાર્ય કરૂં ।
ધીમંત બનું શ્રીમંત બનું, ગુણવંત બનું બલવંત બનું ॥ ૧ ॥
શુચિ પ્રેમ દયા વળી શૌર્ય ધરૂં,
વીરતા ધીરતા ધરી હું વિચરૂં ।
સહુ શક્તિ પ્રભો મુજમાં પ્રગટો,
પ્રગટી પ્રભુધ્યાનમહીંજ વહો ॥૨॥

——[ * ]——

## गुणज्ञता

[ श्रीशारदापीठाधीश्वर श्रीमज्जगद्गुरु श्रीशंकराचार्यस्वामी श्री १००८ श्रीअभिनवसच्चिदानंदतीर्थजी महाराज तरफथी संप्राप्त ]

नंबर ४९५ · सवारी मुकाम वीलखा ता. १६-३-४६

मोमुदीति नश्चेतोऽतितरामेव श्रीविल्वपुरीस्थाऽऽनंदाश्रमसंदर्शनेन । अद्य खल्वैक्षिष्महि वयमिममाश्रममेतद् व्यवस्थापकमंडलीसमादरसमाहूताः ।

प्रमोदभरतुंदिलं नो मानसंयतेतद् व्यवस्थापक ब्रह्मचारिब्रह्मप्रकाश, करशनजी प्राणजीवन ओझा, दयालसिंह लालसिंह ठाकोराः श्रद्धाभक्तिभरसंभृतां सत्कृतिमतन्वन्स्तथाऽऽश्रमप्रकाशिताग्विविधान्धार्मिकान्ग्रंथानर्पयाम्बभूवुश्शारदापीठग्रन्थभांडारार्थम् ।

विविधधार्मिकाध्यात्मिकग्रंथरचनप्रकाशन--विद्यामंदिरास्थापन--मासिकपत्रप्रकटनादि सफलकर्मसंदोहेन गुर्जरसौराष्ट्रजनतोपकृति भूमानंदमास्वयदिदमानंदाश्रमस्थानं नूनमेवान्वर्थमिति दृढं प्रतीमो वयम् ॥

श्रीरमोमारमणचरणनलिनयुगलीपरिसरे वयमिदमाशास्महे हृदा मुदा च यदयमाधमसंस्थापकोद्देशं सफलं विदधानो लोककल्याणकृच्चिरं जीयादिति सर्वमवदातम् । श्रीः ।

श्रीमज्जगद्गुरु शंकराचार्य श्रीद्वारका श्रीशारदापीठ

ભાવાર્થઃ—આજે આ પવિત્ર આનંદાશ્રમમાં અમારૂં આગમન થતાં અમારૂં અંતઃકરણ બહુ પ્રસન્ન થાય છે. આ આનંદાશ્રમના વ્યવસ્થાપક મંડળમાંના શ્રીબ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી, શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા અને શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે શ્રદ્ધાભક્તિયુક્ત અમારો સત્કાર કરી આનંદાશ્રમના સર્વ ધાર્મિક ગ્રંથો પણ શ્રીશારદાપીઠ ગ્રંથભંડારમાટે અર્પણ કર્યા તે જોઈ અમોને ઘણી પ્રસન્નતા ઉપજે છે.

અનેક આધ્યાત્મિક ધાર્મિક ગ્રંથો, પુસ્તકાલય, પ્રકાશનવ્યવસ્થા, સંસ્કૃત વિદ્યાલય ને ધાર્મિક પ્રચારાર્થે પ્રકટ થતું "આનંદાશ્રમ" માસિક વગેરે સનાતનધર્મપ્રચારનાં ઉત્તમસાધનોદ્વારા આ આનંદાશ્રમ સંસ્થા ગુજરાત કાઠિયાવાડની પ્રજાનું કલ્યાણ કરી રહી છે એમ અમારૂં નિશ્ચિત મંતવ્ય છે.

શ્રીરમાપતિ તથા શ્રી ઉમાપતિનાં ચરણકમલોમાં અમારી હાર્દિક પ્રાર્થના છે કે આ સંસ્થા-મહાત્માજીના ઉદ્દેશોને સફલ કરવા ઉપરાંત લોકકલ્યાણ કરતી છતી ચિરકાલપર્યંત શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કરે.

## गुणज्ञता

[ श्रीशारदापीठाधीश्वर श्रीमज्जगद्गुरु श्रीशंकराचार्यस्वामी श्री १००८ श्रीअभिनवसच्चिदानंदतीर्थजी महाराज तरफथी संप्राप्त ]

NO. ४९६ · ता. १६-३-१९४६ · वीलखा

वयमामूलचूडं समवालोकिष्महि श्रीकरणसिंह लालसिंह ठाकोरेण तथा श्रीदयालसिंह लालसिंह ठाकोरेण सद्ग्रथितं "Mahatma shreeman Nathuram Sharma" and "Anandashram" इतीदं ग्रन्थद्वयं प्रमोदेन,

ग्रन्थाविमौ सरलया हृदयङ्गमया चाऽऽङ्ग्लवाण्या निबद्धौ ॥

ग्रन्थयोरनयोस्सनातनधर्ममर्म, वैदिकीसंस्कृतिः, आध्यात्मिकं तत्त्वं, श्रीनथुरामशर्मचरितं तथाऽऽनंदाश्रमकार्याणि समुल्लिखितानि वरीवर्तन्ते ।

ग्रन्थनिबन्धाराविमौ सार्वदिकसार्वत्रिकैहिकामुष्मिकपारमार्थिकश्रेय: प्राप्नुयातां श्रीद्वारकाधीशस्य भगवत: कृपयाऽमितयेति शिवम्।

श्रीमज्जगद्गुरु शंकराचार्य स्वामीश्री अभिनवसच्चिदानंदतीर्थजी महाराज
श्रीद्वारका शारदापीठ

શબ્દાર્થ—અમોએ શ્રી કરણસિંહ લાલસિંહ ઠાકોર તથા શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોરે "મહાત્મા શ્રીમન્નથુરામશર્મા" તથા "આનંદાશ્રમ" એ બન્ને પુસ્તકો ઘણાજ પ્રેમથી સુંદર રીતે રચેલાં છે તેનું અમોએ આજે સારીરીતે અવલોકન કર્યું છે.

આ બન્ને ગ્રંથો મનોહર ગુજરાતીભાષામાં રચાયેલાં છે એટલું જ નહિ પરંતુ, તેમાં સનાતનધર્મનું રહસ્ય, વૈદિક સંસ્કૃતિ, આધ્યાત્મિક સિદ્ધાંત સાથે પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્મા-આચાર્યજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર તથા આનંદાશ્રમની ચાલુ ધર્મકાર્ય વ્યવસ્થાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

છેવટે શ્રીદ્વારકાધીશ ભગવાનની અનુપમ કૃપાદ્વારા પારમાર્થિક શ્રેયને પ્રાપ્ત કરવા આ બન્ને લેખકો ભાગ્યશાળી થાઓ એવા અમારા મંગલ શુભાશીર્વાદ છે.

શ્રીમજ્જગદ્ગુરુ શંકરાચાર્ય સ્વામીશ્રી
શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજી મહારાજ દ્વારકા શારદાપીઠ

——[ * ]——

## ॥ सनातनधर्मप्रवृत्ति ॥

પૂજ્યપાદ શ્રીશારદાપીઠાધીશ્વર જગદ્ગુરુ શંકરાચાર્યજી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજી સ્વામી મહારાજ જેઓ દ્વારકાપીઠાધીશ્વર છે તેઓ બીલખામાં શ્રીરાવનેશ્વર ધર્માલયમાં પધારતાં પોલીસપાર્ટી, બેંડ અને અધિકારીવર્ગ તથા બીલખાના નાગરિકોએ તેમનું સુંદર સ્વાગત કર્યું હતું તેઓશ્રી "સનાતનધર્મ" એ વિષયપર પ્રવચન કરે છે તેઓશ્રીના પાંચદિવસપર્યંતના પ્રવચનમાં કર્મ, જ્ઞાન અને ભક્તિસાથે વેદાંતોપદેશ ચાલતો, ને તેઓશ્રી સ્વમુખે પૂજ્યપાદ કૃપાનાથ અને આનંદાશ્રમનો વારંવાર ઉલ્લેખ કરતા હતા નામદાર દિવાનસાહેબ શ્રી મણિલાલ ઉદાણી સાથે તેઓશ્રી શ્રીઆનંદાશ્રમમાં પધાર્યા હતા ને વિધિપૂર્વક તેઓશ્રીનું પૂજન કરવામાં આવ્યુ હતું પૂજન થઈ રહ્યા બાદ તેઓશ્રીએ સનાતનધર્મનું રહસ્ય અને પૂજ્યપાદ કૃપાનાથનું પ્રાકટ્ય ને ઉદ્દેશ એ વિષયપર સુંદર પ્રવચન કર્યું હતું તથા આનંદાશ્રમદ્વારા ગુજરાત કાઠિયાવાડ અને જગતભરનું મંગળ થાઓ એવા શુભાશીર્વાદ આપ્યા હતા ત્યારબાદ શ્રી દયાળસિંહજીભાઈએ પણ આવા મહાવિદ્વાન્ ને સૌમ્યમૂર્તિ શ્રીશંકરાચાર્યજીમહારાજના પ્રયાસદ્વારા સનાતનધર્મની રક્ષા અવશ્ય થશે, અને પૂજ્યપાદશ્રીનો ઉદ્દેશ ફલીભૂત થશે, ને તે માટે આપણે સૌ ભાગ્યશાળી છીએ એમ પ્રાસંગીક વિવેચન કરી આભાર પ્રદર્શિત કર્યો હતો.

પ્રવચન થઈ રહ્યા પછી તેઓશ્રીએ શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓને દક્ષિણા આપી હતી ભજનધૂન થયા બાદ સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં.

॥ ॐ ॥

## શ્રી મુંબઈ રામબાગમાં 'શ્રીમન્નાથ સત્સંગ મંડળ' તરફથી ઉજવાયેલો

# શ્રીમન્નાથપ્રભુનો પાટોત્સવ

[ સંપાદક:–શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા ]

પરમપૂજ્યચરણ કૃપાસિંધુ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનનો ૧૨મો પાટોત્સવ શ્રીમન્નાથ સત્સંગમંડળે ધામધૂમથી શ્રદ્ધા ને ભક્તિભાવપૂર્વક ભવ્ય રીતે ઉજવ્યો હતો. મુંબઈમાં આવી રીતે પાટોત્સવ ઉજવવાનો પુનિત પ્રસંગ આ પહેલોજ હતો. કૃપાર્ણવ નાથની અમોઘ કૃપાથી એ પ્રસંગ ધારવા કરતાં પણ વિશેષ સફળતાપૂર્વક ઉજવાયો હતો. ખરેખર! નાથની દયાથી શ્રી. ના. સં. મંડળના સભ્યોના હૃદયની ભાવના ફળી હતી.

મનુષ્ય ફોકટ અહંભાવ રાખે છે. અગર જો દૃઢ શ્રદ્ધા ને ભક્તિભાવે કોઇપણ મનુષ્યો શુભકાર્ય આરંભે, તો અવશ્ય તે કાર્યને પ્રભુ પોતાનું ગણી સાંગોપાંગ અપૂર્વ શોભાસ્પદ બનાવી પરિપૂર્ણ કરે છે. આ વાતનો સ્પષ્ટ સાક્ષાત્કાર થયો, એ વિદિત કરતાં આનંદ થાય છે.

જે સ્થળનું નામોચ્ચારણ કરતાં પુરુષોત્તમ પ્રભુ રામચંદ્રજીનું સ્મરણ થાય, એ સુપ્રસિદ્ધ રામબાગમાં ઉપરોક્ત ઉત્સવ ઉજવવાનું અગાઉથી નિશ્ચિત થયું હતું. જાણવામાં આવ્યું હતું કે, "રામબાગના શેઠીઆઓ ધર્મકાર્યોપ્રતિ સહાનુભૂતિ ધરાવનારા છે," અને તે સત્ય હતું. પાટોત્સવ માટે તેઓ પ્રતિ રામબાગની માગણી તેઓએ બહુ પ્રસન્નતાથી સ્વીકારી હતી.

પરમ પૂજ્ય નાથપ્રભુનાં જેઓએ દર્શન કર્યાં છે, તેમજ તેઓશ્રીની અમૃતમય વાણી ને કલ્યાણકર ઉપદેશનો લાભ મેળવ્યો છે તેઓને તો નાથપ્રભુના અવતારી દિવ્ય જીવનનો પરિચય હોય છે, પણ જેઓને તે લાભ મળેલ નથી, તેઓ આ મહાપરોપકારી સંતને જાણે, અને તેઓશ્રી પ્રણીત વેદાંત, ભક્તિ, યોગ આદિના અદ્ભુત ગ્રંથો મેળવી વાંચે, એ ધર્મપ્રચારની દૃષ્ટિએ જનતા બહોળા પ્રમાણમાં ઉત્સવમાં લાભ લઇ શકે, એ સારૂ આમંત્રણ પત્રિકાઓ છપાવી મોટા પ્રમાણમાં ધર્મસ્થળોમાં તથા જિજ્ઞાસુઓમાં આપી હતી, અને તેથી શુભ હેતુ પાર પડ્યો જણાતો હતો.

સભાહોલ બહુ આકર્ષક ને સુંદર બન્યો હતો. કાચનાં અનેક ઝુમરો લટકતાં હતાં, તેમાં ઘણા વિદ્યુત દીપકો ઝગમગી રહ્યા હતા. કાચના મોટા તકતાઓમાં દીપકોનાં પ્રતિબિંબો પડતાં બેવડા દીપકો દૃષ્ટિગોચર થતા હતા. આ રીતે સભાહોલ શણગારાયેલો હતો.

ઉપરોક્ત હોલમાં પરમસુંદર ને આનંદસ્વરૂપ પરમકૃપાળુ પૂ. સદ્ગુરુદેવનાં મોટાં દિવ્ય છબીજી એક ઉચ્ચ સ્થાનપર રાખવામાં આવેલા સુંદર સિંહાસનઉપર પધરાવ્યાં હતાં. સિંહાસનઉપર રેશમી ઝીંક જરી ભરેલો સુંદર ગાલીચો બિછાવ્યો હતો. ચારે ખૂણે કેળના સ્થંભ હતા અને આજુબાજુ રંગબેરંગી સુગંધી પુષ્પોની જાળી આચ્છાદિત કરેલ હતી. સિંહાસનની ઉપર સાચા જરીના લપાનું સુશોભિત છત્ર ધરવામાં આવેલ હતું. સદ્ગુરુભક્તોએ યથાશક્ય સદ્ભાવે પોતપોતાની સેવા અર્પી હતી. પરમકૃપાળુ નાથનાં છબીજી પણ નવાંજ બનાવ્યાં હતાં, અને તે પણ બહુ થોડા સમય પહેલાંના દિવ્ય દેહનાં સ્વરૂપનાં કર્યાં છે. દર્શન કરતાં નયનોમાં હર્ષાશ્રુ આવી જતાં હતાં, અને હૃદયમાં ભક્તિ-ભાવની અનેક ઊર્મીઓ ઊઠતી હતી.

સમારંભની શરૂઆત વેદપાઠી ભૂદેવોના વેદઘોષથી થઇ હતી. પછીથી કૃપાનાથનાં ભવાબ્ધિતારક પૂ. પાદુકાજીનું ષોડશોપચારથી મહાપૂજન કર્યું હતું, અને પછી પૂ. છબીજીનું

પૂજન કર્યું હતું શ્રી. નારણદાસભાઈ (જામજોધપુરવાળા)એ પ્રભુપ્રાર્થના વાંચી હતી, અને શ્રી રતનજીભાઈએ પૂ શ્રીમન્નાથભગવાનનો આદેશ વાંચી સંભળાવ્યો હતો.

પાચ વાગ્યા પછી શ્રી મગનલાલભાઈનું હરિકીર્તન શરૂ થયું હતું તેઓ શ્રીમન્નાથ પ્રભુપ્રતિ અનન્ય પૂજ્યભાવ ધરાવે છે કૃપાનાથનો મહિમા તેણે બહુ સુંદર ને ભાવભર્યા શબ્દોમાં વ્યક્ત કર્યો હતો, અને કીર્તનમાં ભક્ત વિદુરનો પ્રસગ લઈ શ્રોતાજનોને ભક્તિરસમાં તરબોળ કરી દીધા હતા દુર્યોધન રાજા હતો, લક્ષ્મીવાન્ હતો, પણ પ્રભુ કૃષ્ણ તેને ત્યાં તે અન્યાયી હતો, તેથી જમવા ન ગયા, પણ ગરીબ ભક્ત વિદુરને ત્યાં જમવા ગયા, ને બહુ પ્રેમપૂર્વક ભાજી આરોગી. પ્રભુની આ ભક્તવત્સલતાનું ધ્યાન શ્રવણ કરતા નેત્રો ભીના થયાં હતા તેઓએ બોલતાં જણાવ્યુ હતું કે, દિવસમાં ૧૦ વખત દેવદર્શન જવું ને ટીલાં ટપકાં કરવાં ને ભક્તનો ડોળ કરવો, પણ અન્યાયપૂર્વક બળ વાપરી કોઈનો હક્ક પડાવી લેવાની પ્રવૃત્તિ કરવી આવી બગભગત જેવી પ્રવૃત્તિથી પ્રભુ પ્રસન્ન થતા નથી. આ વખતે તેમણે "ધસત ધમત કેયા કરત હૈ" એ દ્દષ્ટાંત આપ્યુ હતું અને ભક્તોના હૃદયોમા રાગદ્વેષ નિર્મૂળ થયા હોય છે અને માખણથી પણ મૃદુ હૃદયો તેનાં હોય છે તેમ કહ્યું હતું

પછીથી પૂ સ્વામીજી, શ્રી કરણસિંહજીભાઈ, શ્રી નારણદાસભાઈ આદિએ તે વચનો કહેલ હતાં સ્વામીજીએ કૃપાનાથની ભારે સ્તુતિ કરતા જણાવ્યુ હતુ કે, શ્રીમન્નાથ પ્રભુ બ્રહ્મનિષ્ઠ ને મહાયોગી હતા સનાતનધર્મી પ્રજાઉપરજ તેના ઉપકારો થયા છે તેમ નથી, પણ અમો સન્યાસીઉપર પણ તેઓનો મહદ્ઉપકાર થયો છે. અદ્વૈતમતનું તેઓએ જે સમર્થન ને વિવરણ મોટા મોટા ગ્રંથોમાં ને નાની નાની પુસ્તિકાઓમાં પણ કરેલુ છે, એ જોઈને અમો પણ ચકિત થઈ જઈએ છીએ તેઓશ્રીના દરેક શિષ્યોનું કર્તવ્ય છે કે, તેઓશ્રીના સિદ્ધાંતને સમજે કેવળ પાદ્યપૂજાના દેખાવમાત્રથી ગુરુદેવ પ્રસન્ન નહિજ થાય, પણ ગુરુદેવે જે જે આજ્ઞાઓ કાનુનો બતાવ્યાં છે, તેનું પાલન થશે તોજ ગુરુદેવ તમારા ઉપર પ્રસન્ન થશે અને ગુરુદેવ પ્રસન્ન થયા, એટલે સર્વ કાંઈ મળી ગયુ એમ સમજે

ત્યારપછી ઉત્તરભારતીસઘ (કલ્યાણકાર્યાલયવાળા)ની ધૂન થઈ હતી અને ૧૦॥ વાગે પૂર્ણ થઈ હતી અને તુરત શ્રી નવનીતભાઈના ભજનો શરૂ થયાં હતાં. સદ્ગુરુદેવના પાટોત્સવના પ્રસગને અનુલક્ષી શ્રી નવનીતભાઈએ બહુધા સદ્ગુરુ મહિમાના ભજનો ગાઈને જનમેદનીને ગુરુભક્તિના પ્રેમસાગરમાં લીન કરી દીધી હતી રાત્રિના બાર વાગ્યા હતા, પણ હોલ ચિક્કાર સત્સગી જનોથી ભરેલો હતો. સદ્ગુરુદેવના મહદ્ઉપકારોનું વર્ણન કરતાં તેઓ બોલ્યા હતા કે, "પ્યારા! કદી માથાના વાળ ગણાય," અરે! "કદી આકાશના તારા ગણાય," પણ પ્યારા સદ્ગુરુદેવના ઉપકારો કદી ગણાય તેમ નથી" સદ્ગુરુદેવકી જય!

ઉત્સવમા દર્શનાદિનો લાભ લઈ વિદાય થતા સર્વ જિજ્ઞાસુઓને પ્રભુનો ધરેલો પ્રસાદ આપેલ હતો ઉપરાંત નાથસહિતા ને સધ્યાદિ નિત્યકર્મની ચોપડીઓ પણ આપવાની વ્યવસ્થા થઈ હતી.

છેવટે ૧૨॥ વાગ્યે પ્રભુની પ્રેમપૂર્વક આરતી શ્રી મનહરસિંહ રૂપસિંહે ઉતારી હતી, અને સૌ ભક્તો શ્રીમન્નાથપ્રભુને અનેકાનેક સા દ પ્રણામો કરી સદ્ગુરુભક્તિની શુભ ભાવનાઓ લઈ ઘરભણી વિદાય થયા હતા

જયશ્રી નાથ મહેશ!

———[ * ]———

# भक्त ईसरदानजी

[ સંપાદકઃ—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( નવાગામ-બીલખા )

ઈસરદાનજીનાં કાવ્ય સાંભળી બધી સભા તથા સ્વયં જામસાહેબ પણ અત્યંત પ્રસન્ન થયા. માત્ર જામસાહેબની કચેરીમાં ધર્મશાસ્ત્રની સલાહ આપનાર રાજના શાસ્ત્રી શ્રી. પીતાંબર ભટ્ટ નામના જે મહાન્ વિદ્વાન્ અને જ્ઞાની પુરુષ હતા તેઓએ જરા માથું ડોલાવી પોતાની મનોમન અપ્રસન્નતા પ્રકટ કરી. આ દશ્ય બીજા કોઇએ જોયું નહિ પરંતુ ઈસરદાનજીની દષ્ટિ પંડિત તરફજ હતી તેથી તે દશ્ય ઈસરદાનજીના જોવામાં આવ્યું, અને ઈસરદાનજીને શંકા થઈ કે આ બ્રાહ્મણે મારા કાવ્યઉપર પ્રસન્નતા પ્રકટ કરી નહિ. આ વિદ્વાન્ બહુજ ઈર્ષ્યાવાન્ જણાય છે, તેથી તેનો આજેજ નાશ કરી નાખું, તેથી કોઈ બીજા કવિઓની ભવિષ્યમાં ઈર્ષ્યા ન કરે; તેવી કુબુદ્ધિ ઈસરદાનજીને પ્રકટ થઇ. તેથી બીજા દિવસની રાત્રિએ ઈસરદાનજી પીતાંબરજી ભટ્ટનું ઘર પૂછી તેઓને ઘેર ગયા અને તુલસીક્યારાની ઓથે છુપાઇ રહ્યા. ઈસરદાનજી લાગ આવે તો પીતાંબર ભટ્ટને મારી નાંખવાના ધ્યાનમાં ઊભા હતા, તેજ સમયે ભટ્ટની સ્ત્રીએ ભટ્ટજીને પૂછ્યું કેઃ—"આજ આપને દરબારમાંથી આવતાં હમેશ કરતાં વધારે વખત કેમ લાગ્યો?" ભટ્ટજીએ જવાબ આપ્યો કેઃ—"આજ દરબારમાં મારવાડ દેશના રહેવાસી બે કવિ આવ્યા છે. તેઓએ કચેરીમાં જામસાહેબ શ્રી રાવલ જામને પોતાનાં કાવ્યો સંભળાવ્યાં. જોકે બંનેની કવિતા પ્રશંસનીય હતી, પરંતુ તેમાંય ઈસરદાનજી નામના કવિની કાવ્યરચના અને યુક્તિ અતિ આકર્ષક હતી. તેનો જન્મ ઉચ્ચજાતિ ચારણ જ્ઞાતિમાં છે, અને તે પ્રમાણે વિદ્વાન્ પણ છે. પરંતુ તે મનુષ્યની કવિતા બનાવવામાં અને મનુષ્યના ગુણાનુવાદ ગાવામાં જેટલો શ્રમ ઉઠાવે છે તેટલો જ શ્રમ જો તે ભક્તિપરાયણ બની શ્રીઈશ્વરનાં કાવ્ય બનાવવામાં ઉઠાવે તો તેનો અવશ્ય મોક્ષ થઇ જાય, તેમાં જરા પણ સંશય નથી." ભટ્ટજીનાં ઉપરોક્ત વચન સાંભળી ઈસરદાનજીના મનમાં જે પૂર્વજન્મના સંસ્કારને લઇ અજ્ઞાનાંધકાર ઉત્પન્ન થયો હતો તે દૂર થઇ જ્ઞાનોદય થયો, અને તેજ સમયે ઈસરદાનજી ભટ્ટજીની સન્મુખ જઇ તલવાર જમીનઉપર નીચે મૂકી ભટ્ટજીના ચરણમાં પડી ગયા, અને વિનયપૂર્વક બોલ્યાઃ—"મહાત્મન્! મારા અપરાધ ક્ષમા કરો! હું ઘાતકી છું. આજે આપે મને એક ઘોર પાપકર્મ કરતાં બચાવ્યો છે. તે હું પાપીજીવ આપને શરણે આવ્યો છું. હું ક્યારેય પણ આપના ઋણમાંથી મુક્ત થઇ શકીશ નહિ" એટલું બોલતાં ઈસરદાનજીનાં નેત્રમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. ભટ્ટજીએ તુરત ઊભા થઇ ઈસરદાનજીનો હાથ પકડી ઊભા કર્યા, અને પરમ પ્રેમથી તેમને ભેટ્યા. અને બોલ્યા કે, "કવિરાજ! તમે તો દેવીપુત્ર છો; અને વિદ્વાન્ છો." એ પ્રમાણે કહી મનને શાંતિ આપી પોતાની પાસે બેસાર્યા.

ઈસરદાનજીએ અથથી ઇતિ સુધી પોતાને ક્યા કારણથી ભટ્ટજીને મારી નાંખવાની કુબુદ્ધિ ઉત્પન્ન થઇ એ બધું વૃત્તાંત કહી સંભળાવ્યું, અને ક્ષમા માગી; ત્યારે કૃપાવાન્ ભટ્ટજીએ પ્રેમદષ્ટિ કરી કહ્યું કે, "કવિરાજ! આમાં તમારો દોષ નથી. માયાની પ્રબલતા બહુજ ભારે છે, અને ક્રોધ બધાથી ખરાબ વસ્તુ છે. માણસના અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન થયો

એટલે પછી તેને સારાસારનું ભાન રહેતું નથી, અને ક્રોધને વશ થઇ મહાન્ અનર્થ આરંભ કરી બેસે છે; ક્રોધને વશ કરવો, ક્રોધના પ્રસંગે ગમ ખાઇ જવી એ જ્ઞાની પુરુષનું મુખ્ય કર્તવ્ય છે." ઇત્યાદિ બોધવચનોથી ભટ્ટજીએ ઇસરદાનજીને જ્ઞાનોપદેશ આપ્યો.

જામરાવલજી ઇસરદાનજીની કાવ્યચાતુરી તથા વિદ્વત્તા જોઇ પ્રસન્ન થયા, અને તેમને પોતાની પાસેજ રાખવા લાગ્યા, અને ત્યારપછી તો દિનપ્રતિદિન કૃપા વધવા લાગી.

ઇસરદાનજી પીતાંબર ભટ્ટજીના શિષ્ય બની તેઓની પાસે શ્રીમદ્ભાગવતાદિક ભક્તિશાસ્ત્રો ભણવા લાગ્યા; અને પ્રભુભક્તિમાં લીન થઇ હરિગુણ ગાવા લાગ્યા. આશાજીએ તથા ઇસરદાનજીએ જ્યારે શ્રી જામરાવલજી પાસે પોતાના વતન મારવાડમાં જવા રજા માગી ત્યારે જામરાવલજીએ આશાજી બારોટને ૧ લાખ રૂપિયા પુરસ્કાર આપી વિદાય આપી, તેથી આશાજી મારવાડ તરફ ગયા અને ઇસરદાનજીને તો જામરાવલે પોતાની પાસે રાખી લીધા. (ચાલુ)

——[*]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### (માઘમાસ)

**શ્રીસદ્ગુરુપૂજન**—મહાશિવરાત્રિના દિવસે આગતુક ગુરુબંધુઓએ તથા સૌ આનંદાશ્રમવાસીઓએ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ ષોડશોપચાર મહાપૂજન કર્યું હતું, પશ્ચાત્ ભજનધૂન થયાં હતાં.

**પાટોત્સવનિમિત્તે મહાપૂજન**—શ્રીઆનંદાશ્રમ-નવાગામમાં શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરનો ફાગણ સુદિ ૫ એ દિવસે પાટોત્સવ હોવાથી તે નિમિત્તે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન યથાવિધિ થયુ હતુ. તેનો લાભ લેવા માટે બહારગામથી પણ બંધુઓ ને બહેનો આવ્યા હતાં. મહાપૂજનનું કાર્ય થઈ રહ્યા પછી શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે પાટોત્સવના આધ્યાત્મિક રહસ્ય તથા સત્, ચિત્, આનંદ, સ્વાતંત્ર્ય અને ઇશિતા એ બ્રહ્મનાં પંચ-લક્ષણો સબંધી પોતાની ભાવવાહી શૈલીમાં પ્રવચન કર્યું હતું, અને આ અંકમાં પ્રથમ પ્રસિદ્ધ થયેલું કાવ્ય ગદ્ગદ કંઠે ગાયું હતું ને તેપર થોડું વિવેચન પણ કર્યું હતું ત્યારબાદ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાએ પણ સમયોચિત પ્રવચન કરેલું હતું, પછી ગુરુમહત્ત્વદર્શક "ગુરુભજનથકી" એ પદ સૌએ સાથે ભાવોત્પાદક રાગે ગાયું હતું, ને સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં.

આ માસમાં પૂ સ્વામી શ્રી અદ્વૈતાનંદજી તથા સ્વામી શ્રી. માધવતીર્થજી, બોરાસાવાળા પં. વેદાંતીસ્વામી, તથા શૃંગેરીમઠના પૂ દંડીસ્વામીજી આનંદાશ્રમમા દર્શન સત્સંગાર્થે પધાર્યાં હતા.

શૃંગેરીમઠવાળા પૂ દંડીસ્વામીજીએ "ઉપનિષદો" એ વિષયપર પ્રવચન કર્યું હતું, ને પૂ. વેદાંતી સ્વામીજીએ "આચાર્યશ્રીની મહત્તા" એ વિષયપર પ્રવચન કર્યું હતું, તેમજ પૂ. માધવતીર્થજી સ્વામીજીએ પણ પ્રવચનદ્વારા સત્સગલાભ આપ્યો હતો.

**મુખ્ય ભેટ**—રૂા. ૨૭-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક**:—શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાંચી, એક ભક્તજન-મુંબઈ, શ્રી કુરજી પ્રાગજી ભટ્ટ-માગરોળ (લઘુરુદ્ર તથા ભોજન), વિદ્યાર્થી રામશંકર, શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા (લઘુરુદ્ર), શ્રી. કરસનદાસ હરજી.

**ભોજનો:**—રૂ. ૨૫–૦–૦ શ્રી. સ્વ. મગનલાલ ડાહ્યાભાઇના આત્મકલ્યાણાર્થે મહા સુદિ ૧૦ના ભોજનના. રૂ. ૩૯–૧૫–૬ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા.

**થાળ:**—રૂ. ૨–૮–૦ શ્રીમતી બહેન મણિબાઈ–જોરાવરનગર. (બે થાળ.) રૂ. ૧–૪–૦ શ્રી. મનસુખલાલ દામોદર લખનોરી–કુંડલા તરફથી તેમના સદ્‌ગત પિતાશ્રી દામોદર મૂળજીભાઇના આત્મકલ્યાણાર્થે. રૂ. ૫–૪–૦ શ્રી. જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા–કુમસ. રૂ. ૧–૪–૦ શ્રી. કરશનદાસ હરજી. ૧–૦–૦ શ્રી. નાનાલાલ મોનજી–અમરાપુર. રૂ. ૨–૮–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ. (૨ થાળ.) રૂ. ૧–૪–૦ શ્રી. રાઘવભાઈ લીંબુડાવાળા તરફથી તેમના સ્વ. પુત્ર પ્રેમજીના આત્મકલ્યાણાર્થે. રૂ. ૧–૪–૦ શ્રી. દેવુબાઈ દામજી–બાંટવા હા. શ્રી. ક. હ.–વડુકુલ. રૂ. ૫–૪–૦ શ્રી. શુકલ વિશ્વનાથ કાલિદાસ–કુંડલા. રૂ. ૫–૦–૦શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી (૪ થાળના.) રૂ. ૧–૪–૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ–કુંતિયાણા. રૂ. ૧–૪–૦ શ્રી. લાલસિંહ ગંગાસિંહ–કલકત્તા. રૂ. ૧–૪–૦ એક ભક્તજન–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી તેમનાં પૂ. માતુશ્રીની સંવત્સરી નિમિત્તે થાળ.

**અખંડદીપક:**—રૂ. ૧–૪–૦ શ્રી. જયંતીલાલ લાલજીભાઈ–કુમસ. રૂ. ૧–૪–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ. રૂ. ૨–૮–૦ શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી.

———[ * ]———

## परचुरणभेट

### [ માઘમાસ ]

૦–૧–૦ પરચુરણ

૫–૦–૦ શ્રી. સ્વ. કાશીરામ દેવશંકર લાઠીવાળાના આત્મકલ્યાણાર્થે ભેટ. હા. શ્રી. ક. પ્રા. ઓઝા.

૦–૪–૦ ચિ. જગદીશચંદ્ર મગનલાલ જોશી

૦–૨–૦ બેન કસ્તુરબાઈ–ખીલખા

૦–૨–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી

૫–૦–૦ ,, નગીનદાસ લાલજી ટોપીવાલા લુઆશિયા–રોડેશિયા (આફ્રિકા)

૧–૪–૦ ,, અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ

૨–૦–૦ ,, મોહનલાલ મૂળજી

૦–૪–૦ ચિ. અનંતપ્રસાદ અંબાશંકર જોશી

૦–૪–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલનાં ધર્મપત્ની સંતોકબહેન–ખીલખા

૦–૨–૦ ,, કરશનદાસ હરજી વડુકુલ.

૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા મહોદયપર્વની ભેટ

૧–૦–૦ ,, કેશવલાલ મા. ચંદારાણા તરફથી દત્તજયંતીની ભેટના

૧–૦–૦ શ્રી. કેશવલાલ મા. ચંદારાણા તરફથી ગ્રહણનિમિત્તે ભેટ

૧–૫–૦ ,, ,, ,, મકરસંક્રાંતિની ભેટ

૨૦–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ માંગરોળવાળા તરફથી ફેબ્રુઆરી માસના જપ વગેરેના

૧–૧–૦ બેન મણિબેન–જોરાવરનગર

૧–૦–૦ જૂનાગઢના એક વણિકબંધુ

૪–૪–૦ બેન હીરકુબા દાનાભાઈ પટગીર, બેન મણિબા દાનાભાઈ, બેન કમબાઈ દાનાભાઈ, બેન દેવુબાઈ દાનાભાઈ, શ્રી. મેરામભાઈ દાનાભાઈ, શ્રી. દેવકુભાઈ દાનાભાઈ, શ્રી. નાગભાઈ દાનાભાઇ એમણે ગુરુદેવની દીક્ષા ગ્રહણ કરતાં ભેટના, તે ઉપરાંત તેમના તરફથી સૌ આશ્રમવાસીઓને ભોજન આપવામાં આવ્યું હતું.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न विभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્


વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ ફાલ્ગુન [ અંક ૧૦ મો


## શ્રીગુરુચરણે


[ લેખક.—શ્રી ચતુરભાઈ આશાભાઈ પટેલ—અમદાવાદ ]


જય જય જય જય જય નાથ, જય જય નાથ હરિ;
જપ જિહ્વે જય જય નાથ, જય જય નાથ હરિ એ રાગ.

—×—

શ્રીગુરુવરચરણે આજ, ચિતડું ચોંટે છે;
તનડું ત્યજી દેતું તાપ, પ્રભુપદ લોટે છે. શ્રીગુરુવર૦ એ ટેક.

પ્રાતઃકાલે પ્રભુશ્રી પધાર્યા, સ્વસમહી તો આજ રે,
દર્શન દેવા પાવન કરવા, નાથ પ્રભુ ગિરતાજ. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧

કામ ક્રોધ મદ મોહ લોભને, દૂર કરો હે નાથ! રે,
દંભ ભયાદિક ને ચિંતાઓ, કાઢો દઈને સાથ. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૨

પ્રમાદ આળસ દીર્ઘસૂત્રતા, દુર્ગુણ બહુ સતાવે રે;
તે સર્વેને દૂર કરીને, ગુરુકૃપા ગુણ લાવે. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૩

શમ દમ શ્રદ્ધા સમાધાનને, આપો દીનાનાથ રે!
ઉપરતિ ને તિતિક્ષા દેજો, માગું જોડી હાથ ચિતડું૦ શ્રીગુરુવર૦ ૪

આપચરણમાં પ્રીતિ રહેજો, નાથપ્રભુ! નિશદિન રે,
બીજું કાંઈ ન જોઈએ મારે, આપતણે આધીન. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૫
યમનિયમાસન પ્રાણાયામે, પ્રત્યાહાર પમાય રે;
સધ ધારણા ધ્યાન સમાધિ, ગુરુપદ લાગી જાય. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૬
સગાં સંબંધી સરવે સ્વાર્થી, આ જગની મોજાર રે;
દીઠું મેં પ્રભુ! ધોળે દહાડે, સંશય નથી લગાર. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૭
ધન દોલત ને માલ ખજાનો, પુત્ર અને પરિવાર રે;
સ્ત્રી પણ જીવડા! સાથ ન આવે, નિશ્ચય એ ઉર ધાર. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૮
સાચું ખોટું જાણ્યું પ્રભુજી! અનુભવ લીધો જ્યારે રે;
આપકૃપાથી સમજ્યો સેવક, ગોથાં ખાધાં ત્યારે. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૯
હરિ! હવે તો હદ થઈ છે, વધુ કસોટી ન કરજો રે;
નિજનો જાણી ચરણે લેજો, અરજી ઉરમાં ધરજો. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧૦
અસાર આ સંસારવિષે પ્રભુ, ચેન પડે નહિ જરીયે રે;
આપ ઉગારો તોજ ઉગરીએ, ને ભવસિંધુ તરીએ. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧૧
જીવનભર ભૂલાશે નહિ પ્રભુ! આપતણા ઉપકાર રે;
દીનદયાળુ! અધમોદ્ધારક! જય જય વિશ્વાધાર! ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧૨
ઘણા જનમની રગડ હમારી, નાથ! તમારી સાથે રે;
તેથી સદ્ગુરુ! આપ મળ્યા છો, માટે લ્યો સંગાથે. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧૩
સ્વપ્નમહીં દર્શન શામાટે? દીધાં મારા નાથ! રે;
પ્રગટ થઈને પ્રભુજી! પકડો, દાસ ચતુરનો હાથ. ચિતડું૦ શ્રીગુરુવર૦ ૧૪

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનની શુદ્ધિમાં, કર્તવ્યનિષ્ઠામાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં પ્રયત્નપૂર્વક વધારો કરતા રહેશો.

શુભભાવના, શુભપ્રવૃત્તિ ને શુભવાચનવડે મનની શુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં વધારો કર્યા કરવાથી જીવાત્માનું શ્રેયસ્ સધાય છે.

જે મનુષ્ય સુખનાં સાધનોને સેવે છે, ને દુઃખોત્પાદક કારણોથી દૂર રહે છે તે મનુષ્ય સુખી થાય છે, દુઃખી થતો નથી.

અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવાથીજ અંતઃકરણ શાંત, સુખી ને બ્રહ્માનુભવવાળું થાય છે, માટે પોતાનું શ્રેયસ્ ઇચ્છનારે પોતાના ચિત્તને શુદ્ધ કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

મનોવૃત્તિનું પરમાત્મામાં સ્થિરીકરણ કરવાથી શરીરની સાથે અભેદ પામી તે વ્યાકુલતાને વશ નહિ થાય.

પરમાત્માની ઇચ્છાને બલવતી સમજી તેઓશ્રી જેમ રાખે તેમ રહી વિવેકીએ સંતોષ માનવો જોઇએ

વર્તમાનકાલમાં સર્વ ઉદીચ્ય બ્રાહ્મણોએ શુભેચ્છા ને શુભ પ્રવૃત્તિ રાખી પોતાના બ્રાહ્મણ નામને સાર્થક કરવા ઘણી શ્રદ્ધા, ઘણો ઉમંગ, ઘણું ધૈર્ય ને ઘણી સાવધાનતા રાખી ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ

સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને જાણવાથીજ બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણ એવા પવિત્ર શુભનામને સાર્થક કરવા સમર્થ થઇ શકે છે, માટે પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણે પરમ પવિત્ર સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મને જાણવાનો પ્રયત્ન વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોવડે કરવો જોઇએ વિવેકાદિ ચાર સાધનોવડે મનુષ્યના અંતઃકરણના દોષો દૂર થઇ તેની પવિત્રતા થાય છે, અને અંતઃકરણ પવિત્ર થવાથી તે મનુષ્ય વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવા સમર્થ થાય છે.

શ્રવણ પછી મનન ને મનન પછી નિદિધ્યાસનની યોગ્યતા આવે છે. નિદિધ્યાસનનો પરિપાક થયે બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનવડે તે મનુષ્ય કૃતાર્થ થાય છે.

સત્પુરુષોના સમાગમ વિના ને સત્શાસ્ત્રોના શ્રવણ અધ્યયન વિના મનુષ્ય વિવેકાદિની પ્રાપ્તિ કરવા સમર્થ થતો નથી, માટે પ્રત્યેક મનુષ્યે તેમાં વિશેષે પ્રત્યેક બ્રાહ્મણે પોતપોતાની અનુકૂલતા પ્રમાણે સત્પુરુષોનો સમાગમ ને સત્શાસ્ત્રનું શ્રવણઅધ્યયન કરવાં.

બ્રહ્મવિદ્યાની અને શાસ્ત્રજ્ઞાનરૂપી અપરાવિદ્યાની પ્રાપ્તિ વિના બ્રાહ્મણનું બ્રાહ્મણપણું શોભતું નથી માટે એક પણ ઉદીચ્ય બ્રાહ્મણે નિરક્ષર નહિ રહેતાં ન્યૂનાધિક અંશે પ્રથમ અપરાવિદ્યાની ને પછી પરાવિદ્યાની પ્રાપ્તિ કરવી જોઇએ.

અપરાવિદ્યાની પ્રાપ્તિથી મનુષ્ય શુભાશુભ સમજવા ને અશુભના પરિત્યાગપૂર્વક શુભનું ગ્રહણ કરવા સમર્થ થાય છે પછી પરાવિદ્યાવડે બ્રહ્મને જાણી શકે છે.

શાસ્ત્રોક્ત કર્મ કર્યા વિના અંતઃકરણની શુદ્ધિ થઇ શકે નહિ, માટે પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણે સંધ્યાદિ નિત્યકર્મ સમજપૂર્વક આદરથી કરવાં જોઇએ શાસ્ત્રે કહેલાં તે શુભકર્મો કરવાથી અંતઃકરણની શુદ્ધિ થતાં તે પરમાત્માની નવધા ભક્તિમાંની કોઇ એક ભક્તિ કરવા સમર્થ થાય છે, ને તે ભક્તિવડે તે પોતાના મનની અનાદિકાલની ચંચલતાને દૂર કરવા સમર્થ થાય છે, અને પછી વિવેકાદિની પ્રાપ્તિવડે શ્રવણાદિ કરવાનો અધિકારી થઇ બ્રહ્મસાક્ષાત્કારવડે પોતાના બ્રાહ્મણજન્મને સફલ કરી શકે છે

(ચાલુ)

——[*]——

## मदालसा

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત વર્ષ ૧૩ના અંક ૨ના પૃષ્ટ ૧૬૬થી )

उच्छिष्टो नालपेत्किंचित्स्वाध्यायं च विवर्जयेत् ।
गां ब्राह्मणं तथा चाग्निं स्वमूर्धानं च न स्पृशेत् ॥

જમ્યા પછી હાથ તથા મોં ધોયાવિના કાંઈ બોલવું નહિ, સ્વાધ્યાય કરવો નહિ અને ગાય બ્રાહ્મણ અગ્નિ તથા પોતાના મસ્તકને અડવું નહિ.

न च पश्येद्रविं नेंदुं न नक्षत्राणि कामतः ।
भिन्नासनं तथा शय्यां भाजनं च विवर्जयेत् ॥

તેમજ સૂર્ય ચંદ્ર અને નક્ષત્રોને સ્વચ્છંદપણે જોવાં નહિ. ભાંગેલું આસન ભાંગેલી શય્યા અને ભાંગેલું ઠામ વાપરવું નહિ.

गुरूणामासनं देयमभ्युत्थानादिसत्कृतं ।
अनुकूलं तथालापमभिवादनपूर्वकं ॥

પોતાના ગુરુજનો ( વડીલ વર્ગનાં જનો )ને પોતાની પાસે આવતાં દેખીને પોતાના આસનેથી સત્વર ઊઠી સામા જઈ પધારો પધારો આદિ આવકારનાં વચનોવડે તેમનો સત્કાર કરીને પ્રથમ તેમને આસન દેવું તેઓ બેસે પછી તેમનું અભિવાદન કરવું ( પોતાના કુલ ગોત્ર આદિના ઉચ્ચારપૂર્વક પોતાનું નામ જણાવી માનપૂર્વક નમન કરવું ) અને પછી તેમને પ્રીતિ ઉપજે એવી ઢબે તેમની સાથે વાત કરવી.

तथानुगमनं कुर्यात् प्रतिकूलं न संलपेत् ।
नैकवस्त्रश्च भुंजीत न कुर्याद् देवतार्चनं ॥

એવીજ રીતે પોતાનાં ગુરુજનો પાછાં પધારે ત્યારે પોતાની મર્યાદાસુધી તેમને વળાવવા તેમની પાછળ જવું અને જેટલો સમય એમનો પોતાને સમાગમ રહે તેટલા સમયમાં તેમની સાથેની વાતમાં તેઓ નારાજ થાય એવું કાંઈ બોલવું નહિ. એકજ વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ. તેમજ એકજ વસ્ત્ર પહેરીને દેવનું અર્ચન કરવું નહિ. બીજું એક વસ્ત્ર ઓઢવું. અથવા છેવટ ખભાઉપર રાખવું.

न गर्हयेद्द्विजान्नाग्नौ मेहं कुर्वीत बुद्धिमान् ।
न स्नायीत नरो नग्नो न शयीत कदाचन ॥

બ્રાહ્મણોની નિંદા ન કરવી. બુદ્ધિને સાવધ રાખીને અગ્નિમાં મૂત્રત્યાગ કરવો નહિ. પુરુષે નગ્ન રીતે નહાવું નહિ. તેમજ પુરુષે નગ્ન રીતે કદી સૂવું નહિ.

न पाणीभ्यामुभाभ्यां च कंडूयेत शिरस्तथा ।
न चाभीक्ष्णं शिरःस्नानकार्यं निष्कारणं नरैः ॥

તેમજ બંને હાથવડે માથું ખંજવાળવું નહિ અને કારણવિના પુરુષોએ વારેવારે માથે નહાવું નહિ.

शिरःस्नातश्च तैलेन नांगं किंचिदपि स्पृशेत् ।
अनध्यायेषु सर्वेषु स्वाध्यायं च विवर्जयेत् ॥

માથે નાહીને અંગને તેલનો જરા પણ સ્પર્શ થવા દેવો નહિ અને અનધ્યાયના કહેલા સર્વે દિવસોએ સ્વાધ્યાયનો ત્યાગ રાખવો.

ब्राह्मणानलगोसूर्याग्निमेहेत कदाचन।
उदङ्मुखो दिवा रात्रावुत्सर्गं दक्षिणामुखः॥

બ્રાહ્મણ અગ્નિ ગાય અને સૂર્યની મર્યાદામાં મૂત્રત્યાગ કરવો નહિ. દિવસે ઉત્તરભણી મુખ રાખી મળત્યાગ કરવો, રાતે દક્ષિણભણી મુખ રાખી મળત્યાગ કરવો.

आबाधासु यथाकामं कुर्यान्मूत्रपुरीषयोः।
दुष्कृतं न गुरोर्ब्रूयात् क्रुद्धं चैनं प्रसादयेत्॥

દમાણના પ્રસગોમાં મળમૂત્રનો ત્યાગ ફાવે તેમ કરી લેવો. પોતાના ગુરુજને કોઈ ન કરવા જેવુ કરેલુ હોય તે કોઈની સમીપ કહેવુ નહિ અને પોતાના ગુરુજનને રીસ ચડી હોય તો તેમને પાછા પ્રસન્ન કરવા.

परिवादं न शृणुयादन्येषामपि कुर्वतां।
पन्था देयो ब्राह्मणानां राज्ञो दुःखातुरस्य च॥

બીજાઓની બીજાઓ કોઈ નિંદા કરતા હોય તે પણ સાભળવી નહિ અને બ્રાહ્મણ રાજા તથા દુ:ખવડે પીડાયેલાને માર્ગ દેવો (ચાલુ)

——[ * ]——

## भक्त ईसरदानजी

[ સંપાદક:—શ્રી અબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]
( નવાગામ-બીલખા )

જામશ્રી રાવલ જામે ઈસરદાનજીને જાગીરદારીમાં ૨૪ ગામ તથા વસ્ત્રાભૂષણ, હાથી, ઘોડા વગેરે પુરસ્કારમા બહુજ માનની સાથે આપેલ હતાં, અને રાજ્યના રાજકવિરાજ પદવી આપી બહુજ માનમરતબાથી જામનગરમાં રાખ્યા હતા

એક વખત ઈસરદાનજી અશ્વઉપર સ્વારી કરી બહાર ફરવા ગયા હતા આમતેમ ફરતાં ફરતાં નદીકિનારે આવ્યા, ત્યાં એક સોળ વર્ષની કન્યા પાણી ભરવા માટે આવી હતી. તેણે ઈસરદાનજીને જોઈને કહ્યું કે—" બારોટજી ! આપ મને ઓળખો છો ?" ઈસરદાનજી કઈક બોલવા જતા હતા ત્યા ફરીથી કન્યાએ કહ્યું કે—" જે કંઈ બોલો તે વિચાર કરીને બોલજો ! કારણ કે વીંછીના ડખથી મૃત્યુ પામેલ હું આપની ગયા જન્મની પત્ની છુ. અહીં હુંમેલ શાખાના ભેચાભાઈ ગઢવીને ઘેર મારો જન્મ થયો છે મારું નામ રાજબાઈ છે, અને મારો સબંધ હજી સુધી થયો નથી. આપ હવે મારા પિતાને ઘેર આવી મારી માગણી કરો, મને ઘણા દિવસોથી આપનો વિયોગ થયો છે. હવે જલદી આ દાસીનો સ્વીકાર કરો "

રાજબાઈના ઉપરોક્ત વચન સાંભળી ઈસરદાનજીને પોતાની ગત પ્રિયપત્નીનું સ્મરણ થઈ આવ્યું આંખોમાં અશ્રુ આવી ગયાં, અને લજ્જા પણ ઉત્પન્ન થઈ ઈસરદાનજીની આ પ્રમાણેની સ્થિતિ જોઈ રાજબાઇ ફરી બોલ્યાં કે—" પ્રભો ! આપ જરા પણ શોક ન ધરશો, મારા મૃત્યુમાં આપનો કોઇ દોષ ન હતો, ભાવિ બલવાન્ છે, જે થવાનું હતું તે થઇ ગયુ હવે આપ મારા સ્વીકાર માટે શોધતા કરો, કે જેથી હું જલ્દી આપની સેવામા હાજર થઈ શકું "

ઘડીવાર વિચાર કરી ઈસરદાનજી બોલ્યા કે—" આજ રાત્રિએ તમારે 'મારા નિવાસસ્થાન' ઉપર આવવું. ત્યા આપણે વિચાર કરી નિશ્ચય કરીશું." [ જામનગરમાં

શ્રી. ગિરધારીજીના મંદિરની ઉત્તર દિશામાં હાલ ચારણવાડીના નામથી પ્રસિદ્ધ મહોલ્લો છે ત્યાં પ્રથમનાજ ભાગમાં ઈસરબારોટના નામનું પ્રસિદ્ધ સ્થાન છે ત્યાં ઈસરદાનજી રહેતા હતા.

મધ્યરાત્રિના સમયે રાજબાઈ ઈસરદાનજીની આજ્ઞાનુસાર તેઓના સ્થળે આવી પહોંચ્યાં. ઈસરદાનજી અને રાજબાઈ પરસ્પર વાર્તાલાપ કરી રહ્યાં હતાં, તે સમયેજ જામશ્રી રાવલજી નગરચર્યા જાણવા માટે નીકળ્યા હતા. તે ઈસરદાનજીના મકાન પાસે આવી પહોંચ્યા. મકાન પાસે ઊભા રહેવાની સાથે ઈસરદાનજી અને રાજબાઈ બંને વાતચીત કરતાં હતાં તે સાંભળી જામસાહેબને શંકા થઈ કે અહિં ઈસરદાનજી એકલાજ રહે છે, અને તેને સ્ત્રી નથી; અને પોતે વિદ્વાન્ અને જ્ઞાની પુરુષ છે એટલે અનીતિના માર્ગે તેમનું ચાલવું અસંભવિત છે, પરંતુ આજે રાત્રિના સમયે એકાંતવાસમાં કોઈ સ્ત્રીની સાથે વાતચીત કરે છે, તેનું શું કારણ હશે; તેનો નિશ્ચય તો કરવો જોઈએ. એવો વિચાર કરી જામરાવલજી મકાનની નજદીક આવી સાંભળવા લાગ્યા તો સ્પષ્ટ થઈ ગયું કે અવશ્ય તેઓ કોઈ સ્ત્રીની સાથેજ વાત કરે છે.

ત્યારપછી જામરાવલજીએ ઈસરદાનજીને જોરથી અવાજ કરી બોલાવ્યા. ઈસરદાનજી તુરતજ મકાનની બહાર આવી જામસાહેબને મકાનમાં પધારવા વિનતિ કરી. જામસાહેબ મકાનમાં જઈ જુએ છે તો મકાનની અંદર કોઈ પણ સ્ત્રી દેખાઈ નહિ, અને તે મકાનમાં એવી જગ્યા ન હતી કે કોઈપણ માણસ ત્યાં છુપાઈ શકે. માત્ર પલંગ જે બિછાવ્યો હતો તેના ઉપર પાથરેલ શાલ કંઈક ઊંચી જણાઈ. ત્યાં જઈ જામસાહેબે શાલ ઉપાડી જોયું તો પુષ્પોનો નાનો સરખો ઢગલો પડેલો જોવામાં આવ્યો. જામશ્રી રાવલજી હસીને બોલ્યા:—"આટલાં બધાં પુષ્પોનો ઢગલો બિસ્તરપર શા માટે રાખ્યો છે?" ઈસરદાનજીએ કહ્યું:—"આ દુનિયા પ્રભુનો બગીચો છે. તેમાં અનંત પુષ્પો છે, તેમાંનાં થોડાં પુષ્પો અહિં પડેલાં છે. આ સાંભળી શ્રીજામસાહેબે આશ્ચર્યપૂર્વક શાંતિથી પૂછ્યું કે:—"ઈસરદાનજી! આપ કોઈ સ્ત્રીની સાથે વાત કરી રહ્યા હતા, તે મેં બરાબર સાંભળ્યું છે, પરંતુ અહિં કોઈ પણ જોવામાં આવતું નથી, તેનું શું કારણ છે તે સત્ય વાત કરો." ઈસરદાનજીએ કહ્યું:—"આપ જરા પીઠ ફેરવી જુઓ જે હશે તે નજરમાં આવશે."

શ્રીજામસાહેબ પીઠ ફેરવી જુએ છે તો એક મહાન્ તેજસ્વી દેવી જેવી કાંતિવાળી સ્વરૂપવતી ચારણકન્યા તેમના જોવામાં આવી. તે કન્યાની તેજોમય મૂર્તિને જોઈ જામસાહેબે તે કન્યાને દંડવત્ પ્રણામ કર્યા. ત્યારપછી જામસાહેબને ઈસરદાનજીએ પોતાની ગત પત્ની સંબંધી ઘટનાની વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. તે સાંભળી જામસાહેબે પૂછ્યું કે "હવે આપ બંનેની શું ઇચ્છા છે?" ઈસરદાનજીએ કહ્યું કે:—"આપ અમારા પિતા છો. આપને જે યોગ્ય જણાય તે પ્રમાણે અમો વર્તીએ."

બીજા દિવસે પ્રાતઃકાલમાં જામરાવલજીએ પેથા ગઢવીને દરબારમાં બોલાવ્યા અને રાજબાઈનો સંબંધ ઈસરદાનજી સાથે કરવા જણાવ્યું. પેથા ગઢવીએ બહુજ હર્ષથી જામસાહેબની આજ્ઞાનો સ્વીકાર કરી લીધો. જામસાહેબે આ પ્રમાણે સંબંધ કરાવી રાજબાઈને પોતાના તરફથી ચુંદડી ઓઢાડી, ગામમાં ગોળ વહેંચાવ્યો; અને શુભ મુહૂર્ત જોવડાવી ઈસરદાનજીની સાથે રાજબાઈના વિવાહ કરાવી દીધા. (ચાલુ)

——[*]——

# સ્ત્રીઓમાટે શ્રીસૂર્યોપાસના

(પૂજ્યપાદશ્રીમન્નાથભગવાન્)

સ્ત્રીઓએ સ્નાનવિધિથી નિવૃત્ત થઈ, પૂજનનાં સાહિત્યો લઈ, પવિત્ર ને એકાંત સ્થળે દર્ભનું કિંવા ઊનનું આસન પાથરી, તે ઉપર નિશ્ચિંતપણે સ્વસ્તિકાદિ આસનથી બેસી, કેશવાય નમ. એ મંત્ર બોલી પહેલું, નારાયણાય નમઃ એ મંત્ર બોલી બીજું, અને માધવાય નમઃ એ મંત્ર બોલી ત્રીજું એમ ત્રણ આચમન જમણી હથેળીવડે કરી ગોવિંદાય નમ એ મંત્ર ભણી તે હથેળી ધોઇને વિષ્ણવે નમ. એ મંત્ર બોલી પોતાની બે આંખોએ અનામિકાવડે પાણીનો સ્પર્શ કરવો પછી સૌભાગ્યવતી સ્ત્રીઓએ પોતાના સૌભાગ્યની વૃદ્ધિમાટે શ્રીલક્ષ્મી, શ્રીપાર્વતી, શ્રીસાવિત્રી, શ્રીસીતા અને શ્રીદ્રૌપદી એ પાંચ મહાસતીઓને ભાવપૂર્વક નમસ્કાર કરી, નીચેનો મંત્ર ભણી પોતાના કપાળે કંકુનો ચાંલ્લો કરવો—

રમામપર્ણાં સાવિત્રી વૈદેહીં દ્રૌપદીં ચ મે:
સૌભાગ્યાય નમસ્કૃત્ય કુંકુમં ધારયામ્યહમ્ [1]

વિધવા સ્ત્રીઓએ ૐ શિવાય નમ એ મંત્ર બોલી કોરી વિભૂતિનો કે જળનો ચાંલ્લો કરવો. પછી ડાબા હાથમાં પાણી લઈ, તે ઉપર જમણો હાથ ઢાંકી, નમો ભગવતે શ્રીસૂર્યાય[2] એ મંત્ર ભણી જઈ જમણા હાથની આંગળાંવડે તે પાણી પોતાના શરીરપર નીચેનો મંત્ર બોલીને છાંટવું—

યન્મંડલં જ્ઞાનઘનં ત્વગમ્યં ત્રૈલોક્યપૂજ્યં ત્રિગુણાત્મરૂપં
સમસ્તતેજોમયદિવ્યરૂપં, પુનાતુ માં તત્સવિતુર્વરેણ્યં.[3]

પછી નીચેનો મંત્ર ભણી પૃથ્વીને નમસ્કાર કરી, પોતાના આસનપર થોડું પાણી છાંટવું—

પૃથ્વિ ત્વયા ધૃતા લોકા, દેવિ ત્વં વિષ્ણુના ધૃતાઃ
ત્વં ચ ધારય માં દેવિ, પવિત્રં કુરુ ચાસનમ્[4]

પછી નીચે બતાવેલી રીતે ત્રણ પ્રાણાયામ કરવા—

આંખ અને મોં બંધ કરી, ડાબા નસકોરાથી થોરો પવન બહાર કાઢી, જમણા હાથની છેલ્લી બે આંગળીઓથી ડાબું નસકોરુ દબાવી રાખી, નમો ભગવતે શ્રીસૂર્યાય એ મંત્ર એક વાર મનમાં બોલી જમણા નસકોરાથી પવન અંદર ખેંચવો, પછી અંગુઠાથી જમણું નસકોરુ પણ દબાવી દઇ ઉપરનો મંત્ર ચાર વાર કે યથાશક્તિ ભણી રહેતાસુધી અંદર રોકવો, અને એજ મંત્ર બે વાર ઉચ્ચારતાં રોકેલો પવન ધીરે ધીરે ડાબા નસકોરાથી બહાર કાઢવો; પાછો એજ મંત્ર એક વાર ભણી ડાબા નસકોરાથી પવન અંદર ખેંચવો, ચાર વાર કે શક્તિપ્રમાણે ભણી રહેતાસુધી અંદર રોકવો, ને બે વાર બોલતાં ધીરે ધીરે

---

૧ શ્રીલક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રીજી, સીતાજી ને દ્રૌપદીજીને મારા સૌભાગ્યમાટે નમસ્કાર કરીને હું કંકુને ધારણ કરુ છુ ૨ ભગવાન્ શ્રીસૂર્યને નમસ્કાર ૩ જે સૂર્યમંડલ ઘાટા જ્ઞાનરૂપ, અજ્ઞાનીઓને ન સમજાય એવું, ત્રણ લોકોને પૂજવાયોગ્ય, ત્રણ ગુણના રૂપવાળું, સમગ્ર તેજોમય ને દિવ્યરૂપવાળુ છે, તે સૂર્યમંડલનું પવિત્ર તેજ મને પવિત્ર કરો. ૪ હે પૃથ્વિ ! તમે લોકોને ધારણ કર્યા છે. હે દેવિ ! તમને વિષ્ણુએ ધારણ કરેલાં છે. હે દેવિ ! તમે મને ધારણ કરો, અને મારું આસન પવિત્ર કરો.

જમણા નસકોરાથી બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો કહેવાય. એવા ત્રણ પ્રાણાયામ કરવા. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે અમુકમાસે, અમુકપક્ષે, અમુકતિથૌ, અમુકવાસરે, મમોપાત્તદુરિતક્ષયદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં શ્રીસૂર્યોપાસનમહં કરિષ્યે.**[૫]

પછી બે હાથ જોડી નીચેનો મંત્ર બોલી શ્રીસૂર્યનારાયણનું ધ્યાન કરવું:—

**ધ્યેયઃ સદા સવિતૃમંડલમધ્યવર્તી, નારાયણઃ સરસિજાસનસન્નિવિષ્ટઃ**
**કેયૂરવાન્ મકરકુંડલવાન્ કિરીટી, હારી હિરણ્મયવપુર્ધૃતશંખચક્રઃ**[૬]

પછી અર્ઘ્યાઆમાં જલ ભરી તેમાં ચંદન, અક્ષત અને પુષ્પ નાંખી ઊભા થઈ નીચેનો મંત્ર ત્રણ વાર ભણી શ્રીસૂર્યનારાયણને ત્રણ અર્ઘ્ય આપવા:—

**નમોસ્તુ સૂર્યાય સહસ્રભાનવે, નમોસ્તુ વૈશ્વાનર જાતવેદસે;**
**ત્વમેવ ચાર્ઘ્યં પ્રતિગૃહ્ણ દેવ, દેવાધિદેવાય નમો નમસ્તે.**[૭]

પછી અવકાશ હોય તો **શ્રીસૂર્યનારાયણનું ચંદનાદિવડે પૂજન કરવું.** પૂજન કરી રહ્યાપછી અવકાશપ્રમાણે **નમો ભગવતે શ્રીસૂર્યાય** એ મંત્રનો હજાર, એક સો આઠ કે છેવટે દશ વાર પણ જપ કરવો; અને તે પછી નીચેનો મંત્ર બોલી શ્રીસૂર્યનારાયણને નમસ્કાર કરવા:—

**નમઃ સવિત્રે જગદેકચક્ષુષે, જગત્પ્રસૂતિસ્થિતિનાશહેતવે;**
**ત્રયીમયાય ત્રિગુણાત્મધારિણે, વિરંચિનારાયણશંકરાત્મને.**[૮]

પછી નીચે પ્રમાણે બોલી જમણી હથેળીમાં લીધેલું જળ મૂકી તે સૂર્યોપાસન શ્રીપરમેશ્વરને અર્પણ કરવું:—

**અનેન શ્રીસૂર્યોપાસનકર્મણા શ્રીભગવાન્ પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ.**[૯]

ત્યારપછી પોતાના પતિ, પોતાના સદ્ગુરુ, દેવ, બ્રાહ્મણ અને પોતાનાં સાસુસસરા તથા ઘરમાં જે કોઈ વૃદ્ધ હોય તેમને બે હાથ જોડી તે ભૂમિઉપર મૂકી તે ઉપર માથું રહે તેમ નમી પગે લાગવું. એ પ્રમાણે નિત્ય અભિવાદન કરવાથી આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બાળકની વૃદ્ધિ થાય છે. ઇતિ શિવમ્.

——[ * ]——

૫ અહીંઆજ ઘણું મંગલપણું આપનારા અમુક માસમાં, અમુક પખવાડીઆમાં, અમુક તિથિએ, અમુક વારે મારાથી થયેલાં પાપના નાશદ્વારા શ્રીપરમેશ્વરની પ્રીતિ મેળવવામાટે હું શ્રીસૂર્યનારાયણની ઉપાસના કરું છું. ૬ સૂર્યમંડળમાં રહેલા, પદ્માસનપર બેઠેલા, બાજુબંધવાળા, મગરના આકારનાં કુંડલવાળા, મુગટવાળા, હારવાળા, સોનાના જેવા શરીરવાળા, ને શંખ તથા ચક્રને ધારણ કરનારા નારાયણ સર્વદા ધ્યાન કરવાયોગ્ય છે. ૭ હજાર કિરણોવાળા સૂર્યને નમસ્કાર હો. સર્વના પ્રાણરૂપને ને સર્વજ્ઞને નમસ્કાર હો. હે દેવ ! આપજ અર્ઘ્ય ગ્રહણ કરો. હે દેવ ! આપને વારંવાર નમસ્કાર. ૮ જગતના મુખ્યનેત્રરૂપ, જગતની ઉત્પત્તિ સ્થિતિ ને નાશના કારણરૂપ, ત્રણ વેદમય, ત્રણ ગુણના સ્વરૂપને ધારણ કરનારા, અને બ્રહ્મા વિષ્ણુ ને શંકરરૂપ સૂર્યને નમસ્કાર. ૯ આ સૂર્યોપાસનકર્મવડે શ્રીભગવાન્ પરમેશ્વર પ્રસન્ન થાઓ. મને બીજું ફલ જોઈતું નથી.

# બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત

[ સંપાદક: બ્રહ્મચારી દલપતરામ શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનના પૂજારી ]

( અનુસંધાન વર્ષ ૧૪માંના અંક આઠમાના પૃષ્ઠ ૧૧૮થી ચાલુ ]

જનાર્દન સ્વામીના ચરિત્રના અત્યંત મહત્ત્વના પ્રસંગની–અર્થાત્ શ્રીદત્તભગવાનના અનુગ્રહનો પુરાવો જનાર્દન સ્વામીના પોતાનાજ શિષ્ય પાસેથી મળ્યો છે એ બહુ આનંદની વાત છે. જ્યારે જનાર્દન સ્વામીને સદ્ગુરુ-પ્રાપ્તિની એવી ધૂન લાગી ગઈ કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાઓમાં આ સિવાય તેમને બીજું કંઈ સૂઝતુંજ નહોતું, ત્યારે ભાવભક્તિના ભોક્તા ભગવાન્ દત્તાત્રય સાક્ષાત્ પ્રગટ થયા અને તેમના મસ્તકપર તેમણે પોતાનો હાથ મૂક્યો ભગવાનના હાથનો સ્પર્શ થતાંજ સ્વરૂપસાક્ષાત્કાર થઈ ગયો– 'કર્મ કરવા છતાં પણ અકર્તા ' અર્થાત્ અકર્તાત્મબોધ થયો, અને આજ દેહમાં વિદેહતા પ્રગટ થઈ. ગૃહસ્થાશ્રમ છોડ્યાવિના, કર્મમર્યાદાને ઓળંગ્યા વિના, પોતાનાં કાર્યો કરતાં છતા આત્માનુસંધાનને ન છોડવાની કુશળતા તેમને પ્રાપ્ત થઈ તેમની માથેજ મનનું મનપણું છૂટી જવાથી તે મૂર્ચ્છિત થઇ ગયા, ત્યારે શ્રીદત્તભગવાને તેમને ચેતનમાં આણ્યા અને સાત્ત્વિકતાનું આ ક્ષીણ-ઉભરણ શમાવી દઈને પરમાનંદના આત્મજ્ઞાનમાં સ્વાભાવિકપણે રહેતા શીખવ્યું પછી શ્રીદત્તભગવાનની પૂજા કરીને જનાર્દન સ્વામી તેમનાં ચરણોમાં પડ્યા આજ અવસ્થામાં ભગવાન્ પોતાની યોગમાયાના બળથી અંતર્ધાન થઈ ગયા જનાર્દન સ્વામીને આ પ્રમાણે ભગવાનના જે પ્રથમ દર્શન થયા તેનું આ વર્ણન તેમના મુખ્ય શિષ્યે કર્યું છે. ' ગૃહસ્થાશ્રમને છોડ્યા સિવાય, કર્મરેખાને ઓળંગ્યા સિવાય ' નિજબોધથી ( આત્મજ્ઞાનપૂર્વક ) રહેવાનો ઉપદેશ શ્રીદત્તભગવાને જનાર્દન સ્વામીને આપ્યો અને એજ ઉપદેશ તેમની પાસેથી એકનાથ મહારાજને મળ્યો. જનાર્દન સ્વામી અથવા એકનાથ મહારાજને ગૃહસ્થાશ્રમમાં અસંગ થઈને–અર્થાત્ અકર્તાપણાના ભાવપૂર્વક રહેવાનો જે ઉપદેશ શ્રીદત્તભગવાને કર્યો તે ધ્યાનમાં રાખીને એમના જેવું આપણું જીવન બનાવીએ તો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં ભગવત્પ્રાપ્તિ થાય એમાં કંઈજ શંકા નથી અસ્તુ

જનાર્દન સ્વામી જેવા પુર્ણપુરુષે દેવગઢથી વીશજ માઈલ દૂર પૈઠણમાં રહેનારા આપણા બાળ-ભાગવતને પોતાની અચિંત્ય શક્તિથી પોતાની તરફ ખેંચી લીધો અને તેના ઉપર કૃપા કરીને તેને જગતનો ઉદ્ધાર કરવા સમર્થ કર્યો એ ઘણાજ આનંદની વાત બની.

જ્યારે જનાર્દન પંતનાં એકનાથને સૌથી પહેલવહેલા દર્શન થયાં ત્યારે બન્નેને ઘણોજ આનંદ થયો ધ્રુવ સમાન વિરક્ત થયેલા એકનાથની એવામનમૂર્તિને જોઇ જનાર્દન સ્વામી અત્યંત પ્રસન્ન થયા અને તેમણે તેમને ઘણાજ પ્રેમથી પોતાની પાસે રાખ્યા ગુરુના સદાચાર, બ્રહ્મનિષ્ઠા અને પ્રેમી હૃદયને જોતાંજ એકનાથની ચિત્તવૃત્તિ તેમનાં ચરણોમા લાગી ગઇ. એકનાથે સતત ૭ વર્ષ સુધી અત્યંત ભાવભક્તિપૂર્વક જનાર્દન સ્વામીની અપૂર્વ સેવા કરી અને તેઓ તેના અનુગ્રહના સંપૂર્ણ પાત્ર બન્યા એકનાથની ગુરુસેવાનો ક્રમ આ પ્રમાણે હતો-ગુરુ સૂઇને ઊઠે તે પહેલા શિષ્ય જાગી ઊઠતા. રાત્રે ગુરુના પગ દબાવતા, ગુરુના સૂતા પછી તેમનાં ચરણો તરફની દિશામાં પોતે સૂઇ રહેતા રાત–દહાડો, ઘેર–બહાર સર્વત્ર ગુરુની સેવામાં તત્પર રહીને ઘણા ઉત્સાહથી, જે કામ સામેઆવી પડે, તે આજ્ઞાની વાટ નહિ જોતા તેઓ કરતા હતા ભોજન પછી અત્યંત પ્રેમથી પાન બનાવતા અને ગુરુના હાથમા આપતા તથા ગુરુ વિશ્રામ લેતા સૂઇ જાય ત્યારે પંખો નાખતા, અથવા અન્ય પ્રકારે સેવા કરતા ગુરુના આરામના સમયેજ પોતે થોડોક આરામ લેતા ગુરુને સ્નાન કરવાને વખતે તેમના સ્નાનમાટે વાસણમાં પાણી તૈયાર રાખતા, ધોતીઉં તેમના હાથમાં આપતા, પૂજાની બધી સામગ્રી તૈયાર રાખતા અને પૂજા સમયે હમેશાં પાસે રહીને જ્યારે જે જે વસ્તુની આવશ્યકતા

હોય, તે આગળ આવીને આપતા. ગુરુ સમાધિમાં બેસતા, ત્યારે તેઓ બારણે ઉભા રહીને બહારની બધી ઉપાધિઓ–ડખલગીરીઓથી તેમને મુક્ત રાખતા. ગુરુના ઘરમાં કેટલાક આશ્રિતો, આંટાફેરા ખાનારાઓ તેમજ નોકર–ચાકરો હતા, પરંતુ તેમની રાહ નહિ જોતાં પોતેજ અત્યંત પ્રેમ અને ઉત્સાહથી, તનમનપૂર્વક ગુરુની સેવા કરતા. ઇશ્વરને એજ પ્રાર્થના કરતા કે ગુરુસેવા કરવાનું મને એવું બળ આપો કે સઘળાં નોકર-ચાકરોનું કામ હું એકલોજ કરી શકું. તેઓ પોતાની ભૂખતરસનો ખ્યાલ નહિ રાખતાં ગુરુની ભૂખતરસનોજ ખ્યાલ રાખતા. પોતાને માટે આરામનો કે સૂવાનો જરાપણ વિચાર નહિ રાખતાં એજ વાતની કાળજી રાખતા કે ગુરુની નિદ્રામાં સહેજ પણ અડચણ આવે નહિ. પોતાનું ભોજન નિયમિત રાખીને એવો પ્રયત્ન કરતા કે ગુરુને પૂરતું ભોજન મળ્યા કરે. થોડુંક પણ વધારે ભોજન કરવાથી આળસ આવશે અને તેથી ગુરુસેવામાં અડચણ નડશે, એમ વિચારી તેઓ યુક્તાહારવિહારી રહેતા. ગુરુનો સંતોષ એજ તેમનો સંતોષ હતો, ગુરુના શબ્દોજ તેમનું શાસ્ત્ર હતું, ગુરુની મૂર્તિ એજ એમના પરમેશ્વર, ગુરુનું ઘર એજ એમનું સ્વર્ગ, ગુરુનાં સગાંસંબંધી એજ તેમનાં સગાંસંબંધી, એટલુંજ નહિ, પરંતુ '**गुरुः साक्षात्परब्रह्म** એજ એમની ભાવના હતી, અને એજ પરમ શુદ્ધ ભાવનાથી તેઓ ગુરુની અખંડ સેવા કરતા હતા. આ છ વર્ષોમાં એકનાથને પઠણનું સ્મરણ પણ ના થયું, એટલુંજ નહિ પરંતુ, તેમને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. માત્ર ગુરુસેવાનેજ તેમણે પરમ ધર્મ માન્યો, અને ત્રણે અવસ્થામાં ગુરુ સિવાય તેમણે કોઇ વસ્તુનું ચિંતન પણ ના કર્યું. ગુરુસેવા કરતાં કરતાં એકનાથના બધા મનોવિકાર શાંત થઇ ગયા, ભૂખતરસ વગેરે પ્રાણધર્મ છૂટી ગયા, રાગ–લોભ વગેરે શરીર છોડીને ચાલ્યા ગયા, ઇન્દ્રિયો વાસનારહિત થઇ ગઇ, શરીર તેજોમય થઇ ગયું. આંતરિક સમાધાનનું તેજ રોમરોમમાંથી પ્રગટ થવા લાગ્યું. ગુરુસેવાથી એકનાથ દેહાભિમાનરહિત થઇ ગયા. આ પ્રમાણે ગુરુસેવામાં તેમની ચિત્તશુદ્ધિ થઇ અને તેઓ ગુરુપ્રસાદ પામ્યા. આવી શિષ્યબુદ્ધિપૂર્વક રહેતાં રહેતાં તેમણે સાક્ષાત ગુરુમુખથી જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ અને શ્રીમદ્ ભાગવત વગેરે ગ્રંથો સાંભળ્યા પરિણામે તેમને આત્મજ્ઞાન લાધ્યું–સ્વસ્વરૂપની પ્રતીતિ થઈ. માત્ર સંસારના વિષયોમાં પડેલા લોકોને આ વિષયપૂર્ણ સંસાર સિવાય બીજું કંઇ સૂઝતું નથી, તેજ પ્રમાણે તેમના શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કારને માટે ગુરુના સિવાય બીજો કોઈ વિષયજ રહ્યો નહિ. જેઓ અધકચરા પારમાર્થિક છે, તેમની અત્યંત દુર્દશા થાય છે. તેઓ શ્રવણ કરે છે પરમાર્થનું, અને મનન કરે છે વિષયોનું. નિદિધ્યાસન પ્રપંચનું કરે છે, અને તેમને સાક્ષાત્કાર થાય છે માત્ર દુઃખ દુઃખ અને દુઃખનો એકનાથ શુશ્રૂષાથી પોતાને ધન્ય સમજતા. જે ભક્ત નથી તેને સેવામાં અત્યંત કષ્ટ લાગે, પરંતુ એકનાથ સરખા ગુરુભક્તને તેજ સેવા પરમ અમૃતદાયી હોવાથી તેનેજ તેમણે પોતાનું મહદ્‌ભાગ્ય માન્યું. તેમણે પોતેજ પોતાના લખેલા ભાગવતમાં ગુરુ અને ગુરુભજનનો મહિમા ગાયો છે. (ચાલુ)

---

## ॥ सनातनधर्मप्रवृत्ति ॥

**શ્રીઆનંદાશ્રમતરફથી ચાલતા સનાતનધર્મશિક્ષણના વર્ગોની નિરીક્ષા કરવામાટે શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ગયેલા છે. તેઓ કુતિયાણા, માણાવદર, વંથલી, બાંટવા, ધોરાજી, પોરબંદર આદિ સ્થળોએ જઈ સનાતનધર્મસંબંધી પ્રવચનો કરી સારો લાભ આપે છે. તેજ પ્રમાણે તેઓએ વંથલીમાં સનાતનધર્મશિક્ષણવર્ગનું નિરીક્ષણ કરી સંતોષ પ્રદર્શિત કર્યો છે. અમદાવાદમાં થયેલા વિશ્વશાંતિયજ્ઞમાં શ્રી.**

કાનજીભાઈ દવેએ તેમજ તેમના મિત્રમંડળે ત્રણમાસ સંતત્ ગીતાપાઠો કરી તે યજ્ઞમાં સારો ફાળો અર્પણ કરેલો તેથી ગીતાયજ્ઞના સ્રષ્ટા પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજશ્રી તરફથી ચાંદીનાં ચંદ્રકો પ્રસાદીરૂપે આવેલાં તે શ્રી કરસનજીભાઇના હસ્તે સૌને અર્પણ કરવામાં આવ્યાં હતાં ગીતાજીના અભ્યાસની આવશ્યકતાપર તેમણે પ્રવચન કરી ગીતાપાઠકોને ધન્યવાદ આપ્યો હતો શ્રી કરસનજીભાઇ દવેએ પણ ગીતાજીમાંથી સુંદર વ્યાખ્યાન કરી, પૂજ્ય વિદ્યાનંદજી સ્વામી મહારાજશ્રી તરફથી આવેલો ગીતાભ્યાસ સતતપણે ચાલુ રાખવાનો અને ઉત્સાહપૂર્વક તે વધારતા રહેવાનો આશીર્વાદાત્મક' ' સંદેશો " વાંચી સંભળાવ્યો હતો. પશ્ચાત સભા વિસર્જન થઈ હતી.

——[*]——

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી તેમજ શ્રીમન્નાથ સત્સંગમંડળતરફથી પૂજ્યપાદ ગુરુદેવનું વિધિપૂર્વક મહાપૂજન થયું હતું

---

## वेदांतज्ञानगोष्ठी

[ સંપાદક —શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા ]

શિષ્ય—બ્રહ્મ કેવું છે?

સદ્‌ગુરુ—અક્રિયાશક્તિવડે આ બ્રહ્મ સર્વના કારણરૂપ થઈ અક્રિય હોવા છતાં સક્રિય ભાસે છે, પણ વાસ્તવિકરીતે અવિકારી હોવાથી તે કોઈ પણ પદાર્થનું કારણ હોઈ શકે નહિ વળી આ તત્ત્વ અપરિણામી હોવાથી સદા પવિત્ર જ છે અહીં જે કંઈ ભાસે છે તે સર્વને સત્તા સ્ફૂર્તિ આપનાર તથા પદાર્થરૂપે પૃથક્ જણાવનાર પણ તેજ છે, ને અસ્તિરૂપે તે સર્વમાં રહેલ છે

રાજાની સત્તા જેમ અધિકારીઓમાં તેના હોદ્દા પ્રમાણે ઓછા વધતા પ્રમાણમાં સંક્રમિત હોય છે તેમ અંતઃકરણની ઉપાધિભેદે આ તત્ત્વ પણ સર્વમાં સંક્રમિત છતાં ઓછા વધતા પ્રમાણમાં પ્રત્યક્ષ થાય છે આ બ્રહ્મસ્વરૂપ કદી ઉત્પન્ન થયુ નથી, તેમજ કોઇને ઉત્પન્ન કરતું નથી તે સદા અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપે સદા વિદ્યમાન છે

શિષ્ય—બ્રહ્મ જગતના કારણ કે કાર્યરૂપ કેમ ન ગણાય?

સદ્‌ગુરુ—બ્રહ્મ નિષ્ક્રિય છે. असंगोऽयं पुरुष " આ પુરુષ અસંગ છે. એ શ્રુત્યનુસાર તેનું અસંગપણું કોઈના કારણરૂપ કે કાર્યરૂપ ન થઈ શકે જ્યારે તે માયાવિશિષ્ટ થાય ત્યારે કારણરૂપ ગણાય

શિષ્ય—બ્રહ્મને માયાનું કારણ માની શકાય કે નહિ?

સદ્‌ગુરુ—માયા તેને આશ્રે રહે છે છતાં તે બ્રહ્મ માયાનું કારણ નથી, વળી તેનું સ્વરૂપ અદ્વિતીય હોવાથી મનુષ્યની વ્યુત્પન્ન બુદ્ધિમાં પણ પરોક્ષ રીતેજ તેનું જ્ઞાન થઈ શકે છે, અને તેથીજ આ સ્વરૂપનું વર્ણન વિસ્તારરૂપે કહેવાય છે—અનંતરૂપે—ભૂમારૂપે—વ્યાપકરૂપે કહેવાય છે.

શિષ્ય—જીવનો સાક્ષી કોણ ને તે કેમ ઓળખી શકાય?

સદ્‌ગુરુ—સર્વબુદ્ધિવૃત્તિઓના સાક્ષી ચેતનરૂપે તે પ્રકાશી રહેલ છે. કામાદિ સર્વ વૃત્તિઓના સાક્ષી ચેતનરૂપે આ સર્વ જીવોના સારરૂપ છે, એટલે કે અંતઃકરણરૂપ ઉપાધિએ રોકેલું ચૈતન્ય તથા તેમાં પ્રતિબિંબિત થયેલા ચેતનના ધર્મો આ ત્રિપુટીરૂપ—જીવના સારરૂપ—કૂટસ્થરૂપે આ ચૈતન્ય ઓળખાય છે ને તે જીવનો સાક્ષી છે.

**શિષ્ય**—સઘળે બ્રહ્મ એકજ છે, છતાં અનેકરૂપે કેમ ભાસે છે?

**સદ્‌ગુરુ**—પ્રત્યક્ તત્ત્વરૂપે રહેલું આ બ્રહ્મ ત્રણે શરીરથી પર રહી દશ્યવસ્તુઓને નામરૂપે પ્રકાશી રહેલું છે. અતિવ્યાપ્તિદોષની નિવૃત્તિઅર્થેજ આ સર્વનું પરમ અધિષ્ઠાન બ્રહ્મ છે તેમ કહેવાય છે. તે બ્રહ્મ એકજ હોવા છતાં માયાથી તે અનેકરૂપે ભાસે છે, છતાં અંતર્દૃષ્ટિએ તે અદ્વિતીય હોય છે, છતાં ત્રિપુટીના સાક્ષી છે.

"बहिर्दृष्टि व्यपेतायां अंतर्दृष्ट्या यदीक्षते ।
निगूढं ब्रह्मचैतन्यं तद्ब्रह्मेत्यवधारयेत् ॥"

બુદ્ધિ નેત્ર અને સૂર્ય એ ત્રિપુટીનો સંયોગ જેમ સર્વ પદાર્થને પ્રકાશે છે તેમ આ ચૈતન્ય અંતઃકરણમાં રહી સર્વ વસ્તુઓનું જ પ્રકાશક છતાં અત્યંત નિર્મલ છે.

"तस्य भासा सर्वमिदं विभाति"

તેના ભાસવાથી આ સર્વ અન્ય ભાસે છે. આ વસ્તુ કેવલ આવરણભંગથી જ જ્ઞેય છે, અન્યથા નહિ. આવરણનો ભંગ થયે તેના ધર્મો બુદ્ધિમાં સંપૂર્ણપણે સ્ફુરવાથી તેનું જ્ઞાન થયું તેમ કહેવાય છે.

જડ પદાર્થોના જ્ઞાનમાં વૃત્તિ ચિદાભાસનો આશ્રય લઈ કાર્ય કરે છે, પણ આત્મજ્ઞાનમાં ચિદાભાસની સ્થિતિ છતાં તે અળપાય છે.

**શિષ્ય**—ચિદાભાસ એટલે શું?

**સદ્‌ગુરુ**—જેમ કોઈ મનુષ્ય દીપક લઈ રાત્રિએ અન્ય પદાર્થોને જોવા જતાં તે તે પદાર્થોનું જ્ઞાન તેને થાય છે, પણ તેજ દીપક લઇને મધ્યાહ્ન કાલનો સૂર્ય જોવા જતાં સૂર્યના પ્રકાશમાં દીપકનો પ્રકાશ તેનું અસ્તિત્વ હોવા છતાં લય પામે છે, તેમ આ ચિદાભાસ આત્મજ્ઞાન થતાં અળપાય છે. સ્થૂલ પદાર્થનું જ્ઞાન થતાં પૂર્વે પ્રથમનું આવરણભંગ વૃત્તિવડે થાય છે. જેમકે **अयं घटः** આ ઘડો છે. આ ઘડો એ જ્ઞાન ચિદાભાસને બીજીજ ક્ષણે **मया घटः ज्ञातः** મારાથી ઘડો જણાયો એ રૂપે થાય છે. આ થયેલા જ્ઞાનને પ્રકાશનાર અથવા તો આ જ્ઞાનનો સાક્ષી કૂટસ્થ ચૈતન્ય છે. જેમ ઘટમાં અદૃષ્ટ ભાસતા પ્રકાશનું જ્ઞાન કરવા ઘટરૂપ આવરણભંગ બસ છે. તે પ્રકાશને પ્રકાશવા અન્ય પ્રકાશ આવશ્યક નથી, તેમ આ આત્માને જાણવા કેવલ આવરણભંગજ આવશ્યક છે, અન્યકોઈ પ્રકાશક આનું છે જ નહિ.

આ ઉપરથી વાંચનારને સમજાશે કે:—અંતઃકરણમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ તે ચિદાભાસ. ચિદાભાસનો ઉપયોગ વ્યાવહારિક જ્ઞાનમાં છે. પારમાર્થિક જ્ઞાનમાં ચિદાભાસ કૂટસ્થમાં અળખાય છે એટલે મિથ્યાભિમાન મૂકી કૂટસ્થસ્વરૂપે રહેવા ઇચ્છે છે.

**શિષ્ય**—ધન્ય છે ગુરુજી! હજી બ્રહ્મતત્ત્વ વિષે કંઈ કહો.

**સદ્‌ગુરુ**—બ્રહ્મતત્ત્વ વખાણ્યેથી સમજાય તેવું નથી. જેમ શેરડીની મધુરતાનું વર્ણન કદાપિ દશ વર્ષપર્યંત કરવામાં આવે તોપણ તે મધુરતા અનુભવાતી નથી, પણ તે ચૂસ્યાથી અનુભવાય છે, તેમ આ તત્ત્વ અલૌકિક હોવાથી તેનું અપરોક્ષ જ્ઞાન થયેજ અનુભવી શકાય છે, તાત્પર્ય અનુભવરૂપ છે. જેમ સાકરનો ગાંગડો એકરસ મધુર છે એટલે કે ઉપરથી, નીચેથી, આજુબાજુથી અને અંદરથી સર્વત્ર સમાન મધુર છે તેમ આ બ્રહ્મતત્ત્વ સર્વના વિવર્તરૂપે મૂળભૂત છતાં અખંડ એકરસ નિર્મલ છે, અર્થાત્

માયા અને માયાના કાર્યોથી રહિત છે જ્ઞાનીઓ તેને સ્વવેદ્ય અવેદ્ય છતાં પરોક્ષપણે અનુભવે છે. આ તત્ત્વ પૃથિવ્યાદિ મૂર્ત સ્થૂલભૂતો તથા વાય્વાદિ અમૂર્ત સૂક્ષ્મભૂતોથી રહિત છે. શાંતરૂપ, ક્ષોભરહિત, અસાધારણ સ્થિત, વ્યાવહારિક તેમજ પ્રાતિભાસિક પદાર્થોથી ભિન્ન આજ વસ્તુ છે માયા, ભૂતો ને તેનાં કાર્યો બાધ થયે સતે જે કંઈ ચિન્માત્ર રહે છે તેજ આ વસ્તુ છે, તેજ બ્રહ્મ છે. માયાદિ કાર્યો તેના સંક્રમણથી ભલે ચેતન જેવાં ભાસે પણ વાસ્તવિક ચેતનરૂપ નથી આવી રીતે જે કાલે આ સઘળુ બાધ પામે છે, અર્થાત્ મિથ્યાત્વના સુદઢ..નિશ્ચયરૂપે સ્થિત છે. (ચાલુ)

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ ફાલ્ગુન માસ ]

**મુખ્યભેટ**—રૂા. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી. રૂા.૧૦-૦-૦ સ્વ બેન મહાશ્વેતા-હા શ્રી રામજી વિશ્રામ પૂજારા-કરાચી. રૂા.૬૦-૦-૦ શ્રી ધનજીશા અરદેશર મીસ્ત્રી-મુંબઈ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**—શ્રી ગોરધનદાસ હીરજી-ચરખા (રુદ્રાભિષેક) શ્રી. ભગવતલાલ મગળદાસ-બોરીવલિ (લઘુરુદ્ર) શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાવાળા (રુદ્રાભિષેક) શ્રીમતી કસ્તુરબેન ગોરધનદાસ (રુદ્રાભિષેક) શ્રી મગનલાલ દયાળજી રાડિયા-મોંબાસા (લઘુરુદ્ર) શ્રી મૂળજી પ્રાગજી-કરાંચી (રુદ્રાભિષેક)

**ભોજન**—રૂા ૨૮-૧૪-૯ શ્રી ઉમીશંકર દયારામ અવાણિયાવાળા તરફથી ભોજન હા શ્રી ચંપકલાલ મૂળશંકર-મેંદરડા. રૂા ૧૧-૧-૩ શ્રીમતી મગળાલક્ષ્મીબેન મણિલાલ કેશાણી-મુંબઈ રૂા. ૬૬-૪-૦ ડૉ શ્રી વામનરાય જટાશંકર પાટણવાળા તરફથી પાટોત્સવના ભોજનના રૂા ૨૩-૧-૦ સ્વ જયકૃષ્ણ ઈંદ્રજીના વિધવા કુંવરબાઈના ટ્રસ્ટીઓ-પોરબંદર. રૂા ૨૯-૯-૩ શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ-જામનગર રૂા ૨૪-૧-૯ શ્રી. ભગવાનજી મનુભાઈ ચદારાણા-ભાવનગર

**થાળ**—રૂા ૧-૪-૦ શ્રી ચંપકલાલ મૂળશંકર-મેંદરડા. રૂા ૧-૪-૦ શ્રી. વિઠ્ઠલદાસ લાધારામ હરખજી-જોશીપરા. રૂા ૧-૪-૦ શ્રી ગોરધનદાસ હીરજી-ચરખા રૂા. ૧-૪-૦ શ્રી ભગવતલાલ મગળદાસ-બોરીવલિ રૂા ૧-૪-૦ શ્રી રતનશી લલ્લુભાઈ-ઉમરાળા રૂા. ૧-૪-૦ શ્રી ભગવાનજી મનુભાઈના શુભલગ્ન પ્રસંગે હા. શ્રી કરશનજીભાઈ રૂા. ૧-૪-૦ બેન ગોદાવરી લાલસિંહજી-કુતિયાણા રૂા ૧-૪-૦ દેવશંકર સ્વામજી-ભીડિયા રૂા ૫-૦-૦ બેન કસ્તુરબાઈ ગોરધનદાસ-વીલેપારલા (ચાર) રૂા ૧-૪-૦ ગ સ્વ. લીલાવતીબેન-વીલેપારલા. રૂા ૨-૦-૦ સૌ. ભાગીરથી મગનલાલ ત્રિવેદી રૂા ૧-૪-૦ શ્રી હરખશંકર દયાશંકર રૂા ૩-૧૨-૦ રૂગનાથસિંહ નથુસિંહ-બેંગલોર રૂા ૧-૪-૦ શ્રી દુર્લભરામ ત્રિભુવન-વરતેજ. રૂા ૧-૪-૦ સ્વ બેન દેવકુંવર હા શાસ્ત્રી જયશંકર ભટ્ટ અમદાવાદ રૂા ૨-૮-૦ શ્રી દયાળસિંહજી લા ઠાકોર ૨ થાળ રૂા. ૫-૪-૦ શુકલ વિશ્વનાથ કાલિદાસ-કુંડલા રૂા ૧-૪-૦ શ્રી હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ રૂા ૧-૪-૦ શ્રી. નાનાલાલ ભાનુશંકર-મીતડી રૂા ૩-૧૨-૦ શ્રી મૂળજી પ્રાગજી-કરાંચી. ૩ થાળ. રૂા ૧-૪-૦ બેન ઉષાબેન પ્રતાપસિંહ-જૂનાગઢ રૂા ૧-૪-૦ ઠાકર દયાશંકર ભાણજી-કોઠાવદર રૂા. ૧-૪-૦ લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી રૂા ૧-૪-૦ ગૌરીશંકર નાગજી-ઈંગોરાળા રૂા. ૨-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચદારાણા (૨ થાળ) રૂા ૧-૪-૦ શ્રી. મા. ના. ચદારાણા તરફથી દુધનિમિત્તે રૂા. ૧-૪-૦ શ્રી વાસુદેવ મણિશંકર જાની.

અખંડદીપકઃ—રૂા. ૦-૪-૦ શ્રી. પ્રભુલાલ કાનજી દવે-વંથલી. રૂા. ૦-૪-૦ શ્રી. રતિલાલ મંગળજી-મોજીરા. રૂા. ૦-૪-૦ શ્રી. લવજી રણછોડ-ચાંપરાજ ચરખા. રૂા. ૦-૪-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા. રૂા. ૦-૪-૦ ગોદાવરીબેન-કુંતિયાણા. રૂા. ૦-૧૧-૩ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-દીપમાળા. રૂા. ૦-૨-૯ બેન મંગળાલક્ષ્મી મણિલાલ-વીલેપારલા. રૂા. ૧-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. રૂા. ૧-૦-૦ શ્રી. રૂગનાથસિંહ નથુસિંહ-બેંગલોર. રૂા. ૦-૮-૦ શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર-જૂનાગઢ.

## परचुरणभेट

[ ફાલ્ગુનમાસ ]

૦-૧-૦ પરચુરણ
૦-૪-૦ શ્રી. છગનલાલ નરભેરામ-ધ્રાફા
૦-૪-૦ ,, જેસુખલાલ-ધ્રાફા
૧-૪-૦ ,, કુરજી પ્રાગજી ભટ્ટ માંગરોળવાળા
૫-૦-૦ ,, હીરાલાલ મણિશંકર રાવલ
૦-૮-૦ ,, ભક્ત કલ્યાણજી વીરજી
૧-૪-૦ ,, પ્રભુલાલ કાનજી દવે-વંથલી
૧-૦-૦ ,, જટાશંકર મયારામ રાવલ
૧-૪-૦ ,, રતિલાલ મંગળજી-મોજીરા
શિવરાત્રિના પૂજનભેટના
૦-૧૦-૦ ,, ગોરધનદાસ હીરજી ચરખા
રુદ્રાભિષેકના ભેટના તથા પૂજાપાના
-૪-૦ ,, ભગવંતલાલ મંગલદાસ-બોરીવલિ
હા. શાસ્ત્રીજી દયારામભાઈ
૦-૧૦-૦ ,, ભગવંતલાલ મંગલદાસ-બોરીવલિ
લઘુરુદ્રની ભેટના તથા પૂજાપાના
૪૦-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ તરફથી જાન્યુઆરી તથા ફેબ્રુઆરી માસના જપ, થાળ, ભેટ ને નિત્યદાનના
૦-૬-૬ ,, વેલજી હીરજી-અમરેલી
૦-૪-૦ ,, નથુ માવજી-ચિતલ
૭૮-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબઈ તરફથી માસિક સાત્ત્વિકદાનના ફેબ્રુઆરી માસના
૦-૬-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા

રુદ્રાભિષેકના પૂજાપો તથા ભેટના
૧-૪-૦ ,, શામજી મોરારજી-કેશોદ
શ્રીઆનંદાશ્રમ-નવાગામમાં પાટોત્સવનિમિત્તે પૂજનભેટઃ—
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૮-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ બેન સુખજીબા
૦-૪-૦ પ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૮-૦ શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી
૧-૦-૦ ,, જટાશંકર જગજીવન રાવલ
૧-૦-૦ ,, સબળસિંહ જાલમસિંહ
૦-૮-૦ ,, ધુરંધર રામજી જોશી
૨-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, બેંગારસિંહ રૂગનાથસિંહ
૧-૦-૦ ,, કાનજી કરશનજી
૧-૦-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૦-૮-૦ ,, શિવકુમાર સબળસિંહ
૧-૦-૦ ,, છગનલાલ નરભેરામ-ધ્રાફા
૦-૨-૦ ,, મનસુખલાલ લક્ષ્મીશંકર
૦-૨-૦ ,, રામશંકર ગૌરીશંકર
૦-૨-૦ ,, શશિકાંત ઝવેરીલાલ
૧-૦-૦ ,, કરશનદાસ હરજી
૦-૨-૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી
૦-૮-૦ ભક્ત કલ્યાણજીભાઈ
૧-૦-૦ બેન નર્મદા સબળસિંહ
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૬-૦ બેન મણિબેન તથા કુસુમબેન

૧-૦-૦ શ્રી. રમણિકલાલ ત્રિ., દવે
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી
૧-૦-૦ ,, શશિકુમાર દયાળસિંહ
૧-૦-૦ બેન ગોદાવરીબેન લાલસિંહ
૧-૦-૦ શ્રી. બાલુસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ બેન રાધાબેન સબળસિંહ
૧-૦-૦ શ્રી જયેંદ્રસિંહ બાલુસિંહ
૧-૦-૦ બેન મૃદુલા બાલુસિંહ
૧-૦-૦ શ્રી. કનુભા બાલુસિંહ
૦-૨-૦ પરચુરણ

૨૪-૧૫-૦
૦-૪-૦ શ્રી મનસુખલાલ કરુણાશંકર
૦-૨-૦ ,, શાંતિલાલ રઘુરામ-કપડવંજ
૦-૧-૦ ,, નારણદાસભાઈ સુખડિયા
૦-૬-૩ બેન નાનીબેન-ભીલખા

મુંબઈમાં મહાશિવરાત્રિના પૂજનભેટના હા.
શેઠ શ્રી દામોદરદાસ માધવજીભાઈ
૨-૪-૦ એક ભક્તજન
૧-૪-૦ શ્રી મૂળજી અરજણ
૧-૦-૦ ,, ભાણજી પરમાણંદ
૧-૦-૦ ,, ગોકુળદાસ લક્ષ્મીશંકર
૦-૪-૦ ,, અમથાલાલ જગજીવન
૧-૦-૦ બેન નિર્મલાદેવી
૧-૦-૦ સૌ. લક્ષ્મીબેન
૧-૦-૦ દવે માણેકલાલભાઈ
૦-૮-૦ શ્રી. લીતાધર વલ્લભદાસ
૭-૦-૦ ,, જમેશદજી પે ગોળવાળા
૧-૦-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ
૦-૪-૦ પરચુરણ
૧-૪-૦ ,, હરિદાસ હીરજી
૧૦-૦-૦ ,, મીનોચેહરભાઈ-મુંબઈ

૨૮-૧૨-૦

મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં પાટોત્સવની ભેટના હા શેઠ શ્રી દામોદરદાસભાઈ
૨-૪-૦ એકભક્ત
૧-૦-૦ બેન નિર્મળાબેન
૧-૦-૦ શ્રી. માણેકલાલ દામોદર

૧-૦-૦ બેન લીલાવતીબેન
૧-૦-૦ શ્રી. રૂગનાથ પુરુષોત્તમ
૧-૦-૦ ,, દેવીદાસ ગિરધરદાસ
૧-૦-૦ ,, ધીરજલાલ સાંકરિયા
૦-૪-૦ ,, અમથાલાલ
૦-૪-૦ ,, લીલાધર વલ્લભદાસ
૧-૪-૦ ચિ. લક્ષ્મીશંકર પુરુષોત્તમ

૧૦-૦-૦ હા શેઠ દા. મા.
૦-૪-૦ શ્રી કરશનદાસ હરજી
૦-૨-૦ કસ્તુરબેન-ભીલખા
૦-૦-૩ પરચુરણ
૨-૦-૦ શ્રી માણેકલાલ નાનજી-ચલાલાણા હા. ક મા 'ઓઝા
૦-૪-૦ કસ્તુરબેન તરફથી રુદ્રાભિષેકના
૧-૦-૦ શ્રી બાલાભાઈ દયારામ-માંડલ
૧-૦-૦ શાસ્ત્રી અનંતરાયભાઈ ,,
૦-૮-૦ રાવળ ગુણવંત છોટાલાલ
૦-૮-૦ શ્રી. ત્રિભુવન મોતીભાઈ
૦-૪-૦ ,, રૂગનાથભગત
૦-૪-૦ શેઠ શિવલાલભાઈ
૦-૮-૦ ,, મૂળશંકર ગણેશ
૧-૦-૦ ,, બાલાભાઈ દયારામ-માંડલ
૦-૨-૦ પરચુરણ
૦-૩-૦ ડૉ. લક્ષ્મીશંકરભાઈ-અમદાવાદ
૦-૫-૩ શ્રી. જયતીલાલ ત્રિવેદી
૦-૫-૩ બેન શાંતાબેન-જૂનાગઢ
૧-૦-૦ ડૉ. વામનરાવ જટાશંકર-પાટણ
૧-૦-૦ અ. સૌ બેન મધુકાંતાબેન ,,
૧-૦-૦ ચિ. પનાબેન ,,
૧-૦-૦ ચિ. પ્રબોધચંદ્ર ,,
૧-૦-૦ ચિ યાજ્ઞવલ્ક્ય ,,
૦-૪-૦ શ્રી દયાળસિંહજી ઠાકોર
૧-૦-૦ શ્રી. રમણિકલાલ ત્રિ. દવે-રાજકોટ
૧-૪-૦ ,, મણિશંકર કરશનજી ઓઝા
૧-૦-૦ બેન ભાગીરથીબેન મગનલાલ
૧-૪-૦ શ્રી. મનસુખલાલ દામોદર-ઢસા

૨-૦-૦ શ્રી. રૂગનાથસિંહ નથુસિંહ નિત્યદાનના
૩-૪-૦ ,, રૂગનાથસિંહ નથુસિંહ ભેટના
૧-૪-૦ ,, ગોપાલદાસ પોપટ-જૂનાગઢ
૧-૪-૦ ,, કાનજી ડાહ્યાભાઈ
૧-૪-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૯-૦ પરચુરણ
૦-૪-૦ બેન અંબાબેન-બગસરા
૮-૦-૦ સ્વ. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી એક માસના થાળના-અમદાવાદ
૦-૪-૦ શ્રી. જેઠાલાલ પીતાંબર-અમદાવાદ
૦-૪-૦ એક બહેન ,,
૦-૩-૦ શાસ્ત્રી જયશંકર મયારામ ,,
૦-૧૦-૦ મોજીદડ આશ્રમમાં ભેટ
૧-૯-૦ લીંબુડા આશ્રમમાં આવેલ ભેટ
૧-૪-૦ બેન પ્રભાવતી દયારામ
૫-૪-૦ શ્રી. સ્વ. પોપટલાલ વાલજી રંગરેજનાં પુત્રી બેન જયાગૌરીનાં લગ્નપ્રસંગની ભેટના
૦-૨-૯ સ્વ. શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ
૭૮-૧૪-૦ શેઠ રાજસી જીવરાજ તરફથી માર્ચ માસના સાત્ત્વિકદાનના
૦-૪-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ-પોરબંદર
૦-૪-૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦-૩-૬ પરચુરણ
૦-૧-૦ બેન મણિબેન-બીલખા
૧-૦-૦ શ્રી. દેવશંકર શામજી-બીઠોરા
૦-૫-૦ મંદિરેથી ભેટ હા. વિ. મનસુખલાલ
૧-૦-૦ મંદિરેથી ભેટ હા. પૂજારી દલપતરામભાઈ
૩-૮-૦ બેન ત્રિવેણીબાઈ પ્રભુજી-ભુજ
૧-૮-૦ ,, માણેકબાઈ કાળા-ભુજ
૧-૦-૦ શ્રી. વલ્લભદાસ જેઠાભાઈ-બોટાદ
૧-૦-૦ ,, જગદીશચંદ્ર ભટ્ટાચાર્ય-કલકત્તા
૦-૧-૦ ,, ચિ. લલિતરાય અં. જોશી
૬-૦-૦ ,, મંગળદાસ માધવલાલ વ્યાસ સાદરાવાળા તરફથી સં. ૨૦૦૨ના માઘ સુ. ૧થી ૨૦૦૩ના પોષ વદિ ૩૦ સુધીના નિત્યદાનના
૪-૦-૦ તેમના તરફથી પરચુરણ ભેટ
૧-૯-૦ શ્રી. દેવચંદ હંસરાજ-મરેજ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મેજીઠિયા
૩-૦-૦ ,, શાંતિલાલ નરોત્તમદાસ-મુંબઈ
૦-૨-૦ ,, કરશનદાસ હરજી
૦-૪-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે
૧-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ
૧-૪-૦ ,, કુરજી પ્રાગજી ભટ્ટ-માંગરોળ
૫-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૩-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ,,
૧-૦-૦ સૌ. જયાગૌરી ભગવાનજી ,,
૦-૧૦-૦ શ્રી. મગનલાલ દયાળજી રોડિયા તરફથી લઘુરુદ્રના પૂજાપાના તથા ભેટના હા. શ્રી. કેશવલાલ મા. ચંદારાણા
૦-૪-૬ પરચુરણ મંદિરેથી ભેટ
૦-૮-૦ શ્રી. સોની વલ્લભજી જીવા-ચોરવાડ
૦-૪-૦ ,, દેવશંકર ગંગારામ-ઝીંઝર
૦-૧૪-૦ શ્રી. મૂળજી પ્રાગજી તરફથી રુદ્રાભિષેકના પૂજાપો ને ભેટ
૫-૦-૦ ,, હરિદાસ હીરજી-મુંબઈ
૦-૮-૦ ,, શશિકુમાર દયાળસિંહ
૧-૦-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૦-૮-૦ ,, નિર્મળસિંહ રૂગનાથસિંહ
૦-૮-૦ ,, દોલતસિંહ રૂપસિંહ
૦-૮-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૦-૮-૦ ,, અરવિંદસિંહ પ્રતાપસિંહ
૦-૮-૦ ,, પ્રહ્લાદસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ખેરાજ આણંદજી હા. હરિભાઈ-જૂનાગઢ
૦-૨-૩ ,, ધીરજલાલ મોહનલાલ-કાનપુર
૦-૪-૦ પરચુરણ મંદિરેથી
૧-૦-૦ શ્રી. હરિલાલ મણિલાલ-જૂનાગઢ
૧-૦-૦ બેન જડીબેન-જોરાવરનગર

——[*]——



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ ચૈત્ર [ અંક ૧૧ મો


## શ્રી રામજયંતીમહોત્સવ પ્રસંગે

### શ્રીસદ્ગુરુસ્તુતિ


[ લેખક—ચર્ણરજ શ્રી કૃષ્ણદાસ શ્યામજી વર્મા ]


( કર મન ભજનનો વ્યાપાર–એ રાગ )

અહો મારા હૃદયના આરામજી,
ચાહે રામ કહું, ચાહે શ્યામ કહું, ચાહે કહું શ્રીમન્નથુરામ,
અહો મારા૦ ટેક૦

પ્રતિ દેહ રૂપી અયોધ્યામાં આપનો મુકામજી,
જેણે અંતર ઓળખ્યા તેને ભટકવાનું શું કામ—
અહો મારા૦ ૧

ઓળખવું હોય આપને, તેણે કરવું તપ નિષ્કામજી,
સંસાર વૈભવ ત્યાગવા, એવો આપનો પેગામ—
અહો મારા૦ ૨

કાયિક વાચિક માનસિક, એમ તપનાં કહ્યાં ત્રણ નામજી,
સ્વરૂપ ઓળખી સાધવાં, એ તો પકડી મનની લગામ—
અહો મારા૦ ૩

આપ પ્રતાપે મેં શોધ્યાં મારાં મન ઇંદ્રિય ગ્રામજી,
આજે પૂજન કરીને અર્પું, લ્યો પ્રભુ એનું દાન—
અહો મારા૦ ૪

આનંદના તો ઓઘ વળે પ્રભુ, શું કરૂં ગુણગાનજી,
વિરમે પ્રેમ સહિત વાણી, બોલી જય જય રામ—
અહો મારા૦ ૫

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પોતાની આજીવિકા નિર્દોષમાર્ગે ચલાવવાથી અંતઃકરણ મલિન થાય છે, માટે પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણે પોતપોતાનો પ્રાપ્તવ્યવહાર ઉદ્યોગી, પ્રામાણિક ને આવડવાળા રહી ચલાવવો જોઇએ. અપરાવિદ્યાની ને શુભગુણોની પ્રાપ્તિ કરી બની શકે તેટલા ઊજળા ધંધાવડે તેણે પોતાનું ને પોતાના પોષ્યવર્ગનું પોષણ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

એવી રીતે પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને ધ્યેયરૂપે રાખી તેની પ્રાપ્તિમાટે શાસ્ત્રજ્ઞાન, વિવેકાદિ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો, અંતઃકરણની શુદ્ધિના હેતુરૂપ સંધ્યાદિ નિત્યકર્મ અને વિનય, પરમતસહિષ્ણુતા, સદાચારસેવન, પરિણામદર્શિતા, સંપ તથા પોતાના પ્રાપ્તવ્યવહારની શુદ્ધિ એ શુભગુણો પ્રાપ્ત કરવા જોઈએ.

અંતઃકરણની સાચી પવિત્રતાવિના ને અંતઃકરણની સાચી એકાગ્રતા વિના મનુષ્યોને શાશ્વત શાંતિ ને શાશ્વત સુખ મળી શકતું નથી, માટે શાશ્વત શાંતિ ને શાશ્વત સુખ ઇચ્છનાર પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણે પોતાના ચિત્તને પવિત્ર ને એકાગ્ર કરવા ઘણા ભાવથી સતત પ્રયત્ન કરવો જોઈએ.

ઉદીચ્ય બ્રાહ્મણના જે જે વિભાગમાં જે જે દુરાચાર પ્રતીત થતા હોય તે તે દુરાચાર દૂર કરવા તે તે વિભાગોના સજ્જનોએ જે જે યોગ્ય ઉપાય થઈ શકે તે તે યોગ્ય ઉપાય ધૈર્ય, ઔદાર્ય ને પ્રીતિ રાખીને કરવા જોઈએ.

અંતઃકરણમાં જ્યારે સત્ત્વગુણ બળવાન્ હોય ત્યારે સાધનમાં વિશેષ ઉત્સાહ પ્રકટેલો રહે છે, ને જ્યારે અંતઃકરણમાં રજોગુણનું તથા તમોગુણનું બળ વધ્યું હોય છે ત્યારે સાધનમાં ઉત્સાહ ન્યૂન જણાય છે. તે મનને વિવેકવૈરાગ્યવડે સાત્ત્વિક રાખવાથી ઉત્સાહની મંદતા ન્યૂન થવા લાગે છે.

લાંબા શ્વાસ લઇને તથા નાભિને બરડાની કરોડ ભણી થોડી ખેંચી રાખીને જપ કરવા બેસવું. તે વેળા જો મન ચંચલ થાય તો ઊંડા શ્વાસ લઇ નાભિને સહજ વધારે ખેંચવી ને મંત્રજપમાં મનને વધારે પ્રીતિવાળું કરવું.

મનુષ્યનું અંતઃકરણ અનાદિકાળથી સાંસારિક વાસનાઓવાળું હોવાથી તે વાસનાઓને નિવૃત્ત કરી તેને સ્થિર કરવા વિરાગપૂર્વક પરમાત્મધ્યાનનો દીર્ઘકાળ સતત આદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણમાં રહેલા દોષોને ઓળખી તેમાં દોષદર્શન કરી તેને તેનાથી

વિપરીત શુભગુણોના સેવનવડે ક્રમપૂર્વક બલહીન કરી દૂર કરવા જોઇએ. કંટાળ્યા વિના ઉમંગ રાખી પ્રયત્ન કરતા રહેશે

ભૂલ થઈ જાય તેનું જપાદિરૂપ પ્રાયશ્ચિત્ત કરવું

શુભ પ્રયત્ન કરનારના ઉપર પરમાત્મા કૃપા કરે છે.

તમે સ્થૂલ શરીર નથી, પણ આત્મા છે! આ ભાવના ઉત્તરોત્તર દૃઢ કરતા રહેશે.

જપકાળે નાભિને બરડાની કરોડભણી થોડી ખેંચી રાખવાથી થતા સ્ફુરણોની ઉપેક્ષા કરવાથી તે વેળા વિક્ષેપો ન્યૂન ઉપજશે.

વર્તમાનકાળમાં ઘણા જિજ્ઞાસુઓના અંતઃકરણની યોગ્યતા બહુ ઉંચા પ્રકારની નહિ હોવાથી તેમને જ્ઞાન થયાપછી તુરત પાંચમી ભૂમિકાની પ્રાપ્તિ પણ શ્રમસાધ્ય છે, તો તેઓ છઠ્ઠી ને સાતમી ભૂમિકામાં નાની વયમાં ક્યાંથી જઈ શકે?

જેમના અંતઃકરણ બહુ ઉત્તમ પ્રકારનાં હોય તેમને તેમ થવા સંભવ છે, ને તેવા અપ્રસિદ્ધ પુરુષનાં ઉદાહરણ બહુ શોધ કરવાથી મળી શકે વામદેવાદિનાં ઉદાહરણો કલ્પી કાઢેલાં ન કહેવાય, પણ પ્રાચીનકાળનાં કહેવાય.

તન મનના દ્રષ્ટા રહી, રે'વું શાંત સદાય;
આતમ ધર્મે ન માનવા, તન-મન-ધર્મે કદાય.

તમારા એકના એક પુત્રનું યુવાવસ્થામાં મરણ થવાથી તમને બહુ ખેદ થાય તે સ્વાભાવિક છે, પણ આત્માના અમરપણાના વિચારથી ને શરીરના ક્ષણભંગુરપણાના વિચારથી મનને શાંત રાખવામાં તમારું હિત સમાયેલું છે, માટે વિવેકવૈરાગ્યવડે ને પરમાત્માના સ્મરણધ્યાનવડે તમે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરશે

મનને બલવાન્ કરી ગઇ વાતનું વિસ્મરણ કરવા પ્રયત્નશીલ રહેશે. વાણી-નિગ્રહ ને મનોનિગ્રહમાં વૃદ્ધિ કરશે

શુભ યત્ન સદાગ્રહથી કરનારને પ્રભુ સહાય કરે છે.

પરમ શુચિ સાક્ષિપદે, સુસ્થિર રહો સદાય;
સર્વ દૃશ્યને બ્રહ્મથી, ભિન્ન ન જુઓ જરાય.

"येषां गुणेष्वसंतोषो रागो येषां श्रुतं मति ।
सत्यव्यसनिनो येन्व ते नराः पशवोऽपरे" ॥ १ ॥

"परमं पौरुषं यत्नमास्यादाय सूद्यमम् ।
यथाशास्त्रमनुद्वेगमाचरन्को न सिद्धिमाक्" ॥ २ ॥

જેમને શુભગુણો મેળવવામાં સંતોષ થતો નથી, જેમને સત્શાસ્ત્રોના શ્રવણમાં પ્રીતિ છે, અને જેઓ સત્ય ભાષણમાં અતિ પ્રીતિવાળા છે તેઓજ પુરુષો છે, બીજાઓ તો પશુઓ છે ૧

જે ઉદ્વેગ પામ્યાવિના પરમ સામર્થ્યરૂપ યત્નમાં સ્થિર રહીને તથા શાસ્ત્રોમાં કહેલી રીતે સારા ઉદ્યમને સેવીને વર્તે છે તેવો કયો પુરુષ સિદ્ધિને પામતો નથી? (ચાલુ)

———[ * ]———

# मदालसा

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ટ ૧૪૭થી. )

विद्याधिकस्य गुर्विण्या भारार्तस्य यवीयसः ।
मुकान्धवधिरीणां च मत्तस्योन्मत्तकस्य च ।
पुश्चल्याःकृतवैरस्य बालस्य पतितस्य च ॥

વધારે વિદ્વાનને, ગુરુ પત્નીને, ભારવડે પીડાયેલાને, વધારે નાનાને, મુંગાને, બહેરાને, પીધેલાને, ગાંડાને, વેશ્યાને, વેરવાળાને, બાળકને અને પતિતને પણ મારગ દેવો.

देवालयं चैत्यतरुं तथैव च चतुष्पथं ।
विद्याधिकं गुरु चैव बुधः कुर्यात् प्रदक्षिणा ॥

દેવાલયને, થાનકના ઝાડને તેમજ ચૌટાને, વધારે વિદ્વાનને અને ગુરુને બુદ્ધિમાને પ્રદક્ષિણા કરવી.

उपानत् वस्त्रमाल्यादि धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलंकारं करकं चैव वर्जयेत् ।
प्रशस्तानि च कर्माणि कुर्वाणा दीर्घजीविनः ॥

સારાંજ કામો કરતા રહેવાની અને એમ કરીને લાંબું જીવન જીવવાની ઈચ્છાવાળાઓએ કોઈ પહેરેલાં પગરખાં, વસ્ત્ર, માળા, જનોઇ, અલંકાર અને કંકણ આદિ પહેરવાં નહિ,

चतुर्दश्यां तथाष्टम्यां पंचदश्यां च पर्वसु ।
तैलाभ्यंगं तथा भोगं योषितश्च विवर्जयेत ॥

ચૌદશે, આઠમે, પૂનમે અને પર્વના દિવસોએ તેલનું મર્દન અને સ્ત્રીનો ભોગ વિશેષે કરીને ત્યાગવાં.

न क्षिप्तपादजंघस्य प्राज्ञस्तिष्ठेत् कदाचन ।
य चापि विक्षिपेत् पादौ पादं पादेन नाक्रमेत् ॥

સાથળને પગ અઢેળીને ડાહ્યા માણસે કદી ઉભવું નહિ. પગોની પરસ્પર આંટ મીડીને ઉભવું નહિ અને પગને પગવડે ખજવાળવો નહિ.

मर्माभिघातमाक्रोषं वैशुन्यं च विवर्जयेत् ।
दंभाभिमान तैक्ष्ण्यानि न कुर्वीत विचक्षणः ॥

ચતુર માણસે કોઇને મર્મને આઘાત પહોંચે એવું કાંઇ બોલવું કરવું નહિ, ગુમો પાડવી નહિ, કોઇની પાછળ તેના દોષ કહેવા નહિ, દંભ કરવો નહિ, અભિમાન કરવું નહિ, તેમજ કોઇને તીખાં વચનો કહેવાં નહિ.

मूर्खोन्मत्तव्यसनीनो विरुपान् मायिनस्तथा ।
न्यूनांगांश्चाधिकांगांश्च नोपहासेन दूषयेत् ॥

મુરખનો, ગાંડાનો, વ્યસનીનો, કદરૂપાનો તથા બહુરૂપીનો, ઓછા અંગવાળાઓનો તેમજ અદકાં અંગવાળાઓનો ઉપહાસ કરીને તેમના દોષને ઉઘાડો પાડવો નહિ, વા તેમના તે તે દોષને ઉઘાડો પાડીને તેમની ઠેકડી કરવી નહિ.

परस्य दंडं नोद्यच्छेच्छिक्षार्थे पुत्रशिष्ययोः ।
तद्वन्नोपविशेत् प्राज्ञः पादेनाक्रम्य चासनं ॥

પોતાના પુત્રને કે શિષ્યને સજા કરવા માટે પારકાનો દંડ લઈને ઉગામવો નહિ, તેમજ પ્રજ્ઞા માણસે બેસવાના આસનને બેસવા માટે પગવડે ખેંચવુ નહિ કે સરખું કરવું નહિ વા પગવડે ખેંચીને કે સરખુ કરીને તે પર બેસવું નહિ.

संयावं कृसरं मांसं नात्मार्थ मुपसाधयेत् ।
सायंप्रातश्च भोक्तव्यं कृत्वा चातिथि पूजनं ॥

લાપસી, કંસાર કે માંસ પોતાને એકલાને માટે રાંધવા નહિ
સાંજ સવાર અતિથિપૂજન કરીને જમવાનું રાખવુ

उदंग्मुखो प्रांग्मुखो वा वाग्यतो दंतधावनं ।
कुर्वीत सततंवत्स वर्जयेद्वर्ज्यवीरुधः ॥

હે પુત્ર! ઉત્તરભણી વા પૂર્વભણી મુખ રાખીને તથા વાણીને નિયમમાં વર્તાવીને રોજ રોજ દાતણ કરવુ

જે વૃક્ષોનાં દાતણ ન કરવાનું કહ્યું છે તે વૃક્ષોને છોડીને બીજા વૃક્ષોનું દાતણ લેવાનું રાખવું.

नोदङ्शिरा स्वपेज्जातु न च प्रत्यक्शिरा नरः ।
शिरस्यगस्त्यमास्थाय शयितोथ पुरंदरं ॥

ઉત્તરભણી માથું રાખીને કદી સુવું નહિ, તેમજ પશ્ચિમભણી માથું રાખીને પણ કદી સુવું નહિ, માથુ પૂર્વ વા દક્ષિણભણી રાખીને સુવું.

न तु गंधवतीष्वप्सु स्नायीत न तया निशि ।
उपरागे परं स्नान मृते दिन मुदाहृतं ॥

ગંધાતા જળાશયમા કદી નહાવું નહિ તેમજ જળાશયમાં રાત્રે નહાવું નહિ. પણ ઘરણના પ્રસગે રાતે પણ જળાશયમાં નહાવાનું વિધાન છે.

अपमृज्यान्न चास्नातो गात्रण्यंबरपाणीभि ।
न चावि धूनयेत् केशान वाससी न च धूनयेत् ॥

જળાશયમાં નાહ્યાવિનાજ અંગોને કેવળ હાથોવડે કે વસ્ત્રોવડે ધોવાં નહિ.
જળાશયમાં વાળ ખખેરવા નહિ.
તેમજ પહેરેલા વસ્ત્રો પણ ખખેરવાં નહિ.

नानुलेपनमादद्यादस्नातः कर्हिचिद्बुधः ॥

નાહ્યાવિનાજ બુદ્ધિમાન્ માણસે ચંદન આદિ કદી કરવાં નહિ

न चापि रक्तवासा स्या चित्रासित धरोऽपि वा ।
न च कुर्याद्विपर्यासं वाससोनापि भूषणे ॥

વસ્ત્રો રાતાં પહેરવાં નહિ, ચિત્રવિચિત્ર કે કાળાં વસ્ત્રો પહેરવાં નહિ, તેમજ વસ્ત્રો કે ઘરેણાં અવળાં સવળા પહેરવાં નહિ.

वर्ज्यं च विदशं वस्त्र मत्यन्तो पहतं चयत ॥
केशकीटावपन्नं च श्वुण्णं श्वभिरवेक्षितं ।
अवलीढावपन्नं च सारोद्धरणदूषितं ॥

, દંખવાળું વસ્ત્ર પહેરવું નહિ.

ઘણું જુનું થઇ ગયેલું વસ્ત્ર પહેરવું નહિ.

કેશ કે ટીટીઓવાળું વસ્ત્ર પહેરવું નહિ.

ફાટેલું વસ્ત્ર પહેરવું નહિ.

તેમજ કુતરાએ કે બીજાં કોઇ પશુએ કરડેલું વસ્ત્ર પહેરવું નહિ.

ખરડાઇને જર્જરિત થયેલું વસ્ત્ર પહેરવું નહિ.

તેમજ સારભાગ કાઢી લેવાવડે દૂષિત થયેલું વા નિઃસત્ત્વ થયેલું વસ્ત્ર પહેરવું નહિ.

पृष्ठमांसं वृथामांसं वर्ज्यमांसं च पुत्रक ।
न भक्षयीत सततं प्रत्यक्ष लवणानि च ॥

વાંસાનું માંસ કે નિઃસાર માંસ કે જે માંસ ન ખાવાનું શાસ્ત્રે કહેલું છે તે માંસ હે પુત્ર! રોજ રોજ ન ખાવું.

બેઠે બેઠે સુવું નહિ.

અને મુડદાંના જેવી હાલતમાં સુવું નહિ.

न चैकवस्त्रो न वदन् प्रेक्षतामप्रदाय च ।
भुंजीत पुरुषः स्नातः सायंप्रातर्यथाविधि ॥

પુરૂષે એકજ વસ્ત્ર પહેરીને જમવું નહિ.

બોલતે બોલતે જમવું નહિ.

જમતાં જોનારાઓને જમવાનું આપ્યાવિના જમવું નહિ.

પુરૂષે સાંજ સવાર નાહીને શાસ્ત્રે કહ્યા પ્રમાણે જમવું.

परदारा न गंतव्या पुरुषेण विपश्चिता ।
इष्टापूर्तायुषां हन्त्री परदारागतिर्नृणा ॥

ડાહ્યા પુરૂષે પરાઇ સ્ત્રીને ભોગવવી નહિ.

પરાઇ સ્ત્રીને ભોગવવાવાળાની ગતિ ઇષ્ટાપૂર્તના પુણ્યને તથા આયુષ્યને હણનારી છે.

न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।
यादृशं पुरुष स्येह परदाराभिमर्शनं ॥

પારકી સ્ત્રીનો ભોગ આ લોકમાં પુરૂષના આયુષ્યને જેવો હણનારો છે તેવું બીજું કાંઇ લોકમાં પુરૂષના આયુષ્યને હણનારું નથી.

તેમજ જે દેખીતા ક્ષારપદાર્થો છે તે પણ રોજ રોજ ન ખાવા.

वर्ज्यं स्थिरोषितं पुत्र भक्तं पर्युषितं च यत् ।
पिष्ठ शाकेक्षुपयसां विकारान् नृपनंदन ।
तथा मांसविकारांश्च ते च वर्ज्याश्चिरोषिताः ॥

હે પુત્ર! રાંધેલું અનાજ લાંબા વખતનું વાસી હોય કે ગંધ બેસી ગયેલું હોય તે ખાવું નહિ તેનો ત્યાગ રાખવો.

હે રાજાના પુત્ર! લોટ, શાક, શેરડી કે દુધનો પદાર્થ પણ બહુ વાસી થયેલા કે ગંધ બેસી ગયેલા ન ખાવા.

તેમજ માંસના પદાર્થો પણ બહુ વાસી થયેલા કે ગંધ બેસી ગયેલા ન ખાવા પણ તેમનો ત્યાગ કરવો.

उदयास्तमने भानोः शयनं च विवर्जयेत् ।
नास्नातो नैव संविष्टो न चैवान्यमना नरः ।
न चैव शयनेनोर्व्यामुपविष्टो नाशब्दवत् ॥

સૂર્યના ઉદયસમયે કે અસ્તસમયે સુવુ નહિ
નાહ્યાવિના સુવું નહિ
સંભોગ કરતે કરતે સુવુ નહિ
અન્ય કોઇ પ્રાણીમાં કે પદાર્થમાં મન રાખીને સુવુ નહિ
પૃથ્વિની ઉપર પથારી કરીને સુવુ નહિ

——[ * ]——

## મનુષ્યજીવનની સાર્થકતા

[ સંપાદક—શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોષી ]

( શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝાએ મોજીદડ આનંદાશ્રમમાં કરેલું વ્યાખ્યાન )

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥

દશ્યમાન સ્થૂલ શરીરો અનિત્ય છે, વૈભવ નિત્ય રહેતા નથી અને મૃત્યુ ક્યારે આવશે તેની કોઇને ખબર પડતી નથી, એટલા માટે મનુષ્યે હમેશાં ધર્મનો સંગ્રહ કરવો

સ્વધર્મનિષ્ઠ બધુઓ અને બહેનો ! આજે પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનની જન્મભૂમિના પવિત્ર આનંદાશ્રમમા તમોને સૌને મળતાં મને બહુજ આનંદ થાય છે પરમાત્માની સૃષ્ટિના બીજા બધા અવતારો કરતા મનુષ્ય અવતાર સૌથી શ્રેષ્ઠ છે બીજા બધા શરીરોની સૃષ્ટિ કરતા કરતા જ્યારે બ્રહ્માજીએ મનુષ્યની સૃષ્ટિ કરી ત્યારે બ્રહ્માજીને બહુ સંતોષ થયો, અને કહ્યું કે હવે બહુજ સારુ થયું મનુષ્ય શરીરમા જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાની સંપૂર્ણ સગવડતા રહેશે આ પ્રમાણે આપણને આપણા પૂર્વજન્મના પુણ્ય પ્રતાપથી પશુપક્ષી આદિના અવતાર કરતા શ્રેષ્ઠ મનુષ્યઅવતાર પ્રાપ્ત થયો છે તો સમજુ મનુષ્યોએ તે મનુષ્યઅવતારને સાર્થક કરવા માટે ખૂબ ધ્યાન આપવુ જોઇએ

ભગવાન્ શ્રીશંકરાચાર્યજીએ કહ્યું છે કે—

लब्ध्वा सुदुर्लभतरं नर जन्म जन्तु
तत्रापि पौरुषमतः सदसद्विवेकं
संप्राप्य चैहिक सुखमभिरतो यदि स्यात्
धिक् तस्य जन्म पुरुषस्य नराधमस्य ॥

મનુષ્યને અતિદુર્લભ એવુ માનવ શરીર પ્રાપ્ત થયુ, અને તેમા પણ પુરુષત્વ પ્રાપ્ત થયુ, અને તેમા પણ સત્ય અને અસત્ય વસ્તુનો વિવેક પ્રાપ્ત થયો, છતાં જે મનુષ્ય સસારના ઐહિક સુખને પ્રાપ્ત કરી તેમા આસક્ત થઇ પરમાત્મતત્ત્વને ભૂલી જાય છે, તે નરાધમ મનુષ્યને ધિક્કાર છે

પરમકૃપાળુ પરમાત્માએ આપણને મનુષ્યાવતારમા પ્રભુભજન કરવાની આવી સુંદર સગવડતા આપી છે તો તેનો અવશ્ય લાભ લેવો જોઇએ અને પરમસુખ તથા પરમશાંતિ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ

બહેનોને ઉદ્દેશીને જણાવ્યુ હતુ કે આ દેહ પ્રભુનું મંદિર છે પ્રભુના મંદિરને

જેમ હમેશાં સ્વચ્છ, પવિત્ર અને સુવાસિત રાખવામાં આવે છે તે પ્રમાણે આ દેહરુપ મંદિરને સ્નાન તથા શુભ વિચારોથી સ્વચ્છ અને પવિત્ર રાખવું જોઇએ. આપણા સનાતન ધર્મમાં સ્વચ્છતાની સાથે પવિત્રતાને વિશેષ મહત્ત્વ આપ્યું છે. અત્યારનો સુધારક સમાજ સ્વચ્છતાને માને છે, પણ પવિત્રતા સુધી તેની દૃષ્ટિ ગઇ નથી. જેમકે હોટલના ટેબલને કપડાથી લુછી સ્વચ્છ રાખવામાં આવે છે, પણ તે પવિત્ર હોતું નથી. અર્થાત્ સ્વચ્છતા કરતાં પવિત્રતા એ જુદી વસ્તુ છે. માટે સૌ બહેનોએ સવારમાં સ્નાન કરવાનો હમેશાં ખાસ નિયમ રાખવો. સ્નાન કરવાથી શરીર સ્ફુર્તિવાળું અને પવિત્ર બને છે. તેમજ પવિત્ર શરીરમાં રહેલું મન પણ ધીમે ધીમે પવિત્રતા અને શુભ વિચારો તરફ વળે છે. પવિત્રતા હોય ત્યાં દૈવી ગુણો આપો આપ આવવા માંડે છે. બીજી વાત એ કે પરમાત્માનું ભજન કરવાનો અને પરમાત્મસ્વરુપને પ્રાપ્ત કરી આ ભવસાગરમાંથી પાર પામવાનો સૌ મનુષ્યોને અધિકાર છે. પુરુષ હોય કે સ્ત્રી હોય પરંતુ પ્રભુપ્રાપ્તિની ઝંખના તો સૌ યોગ્ય અધિકારી મનુષ્યોને સમાનજ હોય છે.

તે માટેના પ્રથમ માર્ગો સત્સંગ, સત્શાસ્ત્રશ્રવણ અને પ્રભુચિંતન એ છે. સત્સંગ આપણા અંતઃકરણમાં ચઢેલું સંસારનું ઝેર નોળિયાને જેમ સૂર્પનું ઝેર નોળવેલના સુંઘવાથી ઉતરી જાય છે, તેમ ઉતરી જાય છે, અને પરમશાંતિનો અનુભવ થાય છે. સત્સંગમાં હરિગુણગાન સાંભળવાનો અવસર પ્રાપ્ત થાય છે, અને એ પ્રમાણે હરિગુણ સાંભળતાં સાંભળતાં પ્રભુ તરફ સત્યભક્તિ પ્રકટે છે.

બહેનોએ હમેશાં બને તો સવાર સાંજ માળાથી પ્રભુ ભજન કરવાનો નિયમ રાખવો. સવારે ન બની શકે તો સાંજે અને બહુ કામકાજને લઇ વહુઓથી સાંજે પણ ન બને તો સૂતી વખતે કે વહેલા ઊઠતી વખતે પણ પ્રભુના નામનો જપ કરી લેવો; પણ કોઇ દિવસ પ્રભુભજન વિના જવા ન દેવો. આ ઉપદેશ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવ વારંવાર બહેનોને આપતા હતા.

માળા ન હોય તો કરમાળાથી પણ જપ કરી શકાય છે, એમ કહી સૌને કરમાળાની રીત સમજાવી હતી. વ્યવહારમાં સરલ અને નમ્ર થઇ વર્તવું. જો વ્યવહારમાં સરલતા અને નમ્રતા ન રાખવામાં આવે તો જેને પુત્રવધૂઓ અને પાડોશીઓ સાથે રહેવાનું છે તેઓને નજીવી ક્ષુદ્ર વાતોમાં વારંવાર કલેશ થવાના પ્રસંગો ઉપસ્થિત થાય, અને મનમાં ખેદનો અનુભવ થયા કરે માટે સૌએ પોતાના મનને શાંત અને સરલ બનાવવા પ્રયત્ન કરવો કે જેથી તેવા કલેશના પ્રસંગો વ્યવહારમાં ઉત્પન્ન ન થાય અને તેથી પ્રભુચિંતનમાં વિઘ્ન પણ ન આવે

ત્યાર પછી પુરુષવર્ગને સંબોધીને જણાવ્યું હતું કે પૂજ્ય ગુરુશ્રી મહાન્ દયાળુ અને દાતા હતા. તેઓશ્રીએ જ્ઞાનનું દાન ખૂબ છૂટે હાથે કર્યું છે અને તે દાન ભાગ્યશાળી જીવોએ લીધું છે, અને જીવનને ધન્ય કર્યું છે. ભાવિ પ્રજા માટે તે જ્ઞાન તેઓશ્રીએ પુસ્તકોમાં ભર્યું છે; માટે તેઓશ્રીનાં તે જીવનનો માર્ગ બતાવનારાં પુસ્તકો તમે સૌ શાંતિથી વાંચજો, વિચારજો અને આચરણમાં મૂકવા પ્રયત્ન કરજો. એ જ્ઞાન તો તમારા ઘરનું ગણાય. કારણકે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની આ પ્રાકટ્યભૂમિ છે. આ ગામમાં તેઓશ્રી રમ્યા હશે, ભણ્યા હશે અને વિચર્યા હશે. જે ગામમાં આવા મહાપુરુષો પ્રકટ થાય છે, તે ગામ અને તે ભૂમિ પણ પવિત્ર થઇ જાય છે;

એમ શ્રીમદ્ભાગવત કહે છે. એ હિસાબે આ મોહંદડ ગામ તો તીર્થસ્વરૂપ બની ગયું છે; અને એવા પવિત્ર સ્થાનમાં તમો સૌને રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તો પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના ગ્રંથો વાંચી તે જ્ઞાનનો જરૂર લાભ લેજો.

પરમકૃપાળુ શ્રીસદ્ગુરુદેવ સૌને સદ્બુદ્ધિ અને સ્વધર્મપાલન કરવાની શક્તિ અર્પે એજ તેઓશ્રીના પાવનચરણકમલમાં મારી અભ્યર્થના છે. **इति शिवम्.**

---

## શોકનાશમાટેના કેટલાક ઉપાયો

**[ લેખક—પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]**

×, અપમાનનો પ્રસંગ આવી મળવાથી ચિત્ત જ્યારે દુઃખાનુભવ કરવા લાગે ત્યારે ચિત્તને તે પરિતાપથી મુક્ત કરવામાટે આવા વિચારોથી મુક્ત કરવું —

શુભકાર્યમાં મન જોડવું તથા શુભકાર્યમાં પ્રવૃત્તિ કરવી એ બહુધા મારે અધીન છે, પણ તેથી બધા લોકોએ તે કાર્યને વખાણવુંજ જોઇએ એમ કરવું એ કાંઇ મારે અધીન નથી, તેથી જે વાત મારે અધીન નથી તે માટે મારે શામાટે શોક કરવો જોઇએ? વિવેકીએ તો સંમાનથી પુણ્યની હાનિ થાય છે, માટે તેથી વિષની પેઠે ઉદ્વેગ પામવું જોઇએ, અને અપમાનથી પુણ્યની વૃદ્ધિ થાય છે, માટે તેની અમૃતની પેઠે ઇચ્છા રાખવી જોઇએ, તો હું શામાટે અપમાનથી ડરું છું? જેમ કોઇ મનુષ્યે પોતાનાં વિષ્ઠામૂત્રનો દોષદૃષ્ટિથી ત્યાગ કર્યો હોય, પછી એ વિષ્ઠામૂત્રની કોઈ પામર નિંદા કરે તો તે નિંદાથી તેમનો ત્યાગ કરનાર મનુષ્યને કાંઈ માઠું લાગતું નથી, તેમાં પોતાના સ્થૂલસૂક્ષ્મશરીરને અસત્, જડ ને દુઃખરૂપ ધારી જે જ્ઞાનીએ પોતાના આત્મામાંથી તેમનો ત્યાગ કર્યો હોય તે જ્ઞાનીએ તેમની નિંદાથી શામાટે સંતપ્ત થવું જોઇએ? મારી નિંદા કરવાથી જો કોઇ મનુષ્યને સુખ થતું હોય તો ભલે તે મારી નિંદા કરે, કેમકે દુઃખબહુલ આ વિશ્વમાં તેને મારી નિંદા કરવાથી થોડો સમય સુખ મળે છે, તો તેનું તે સુખ મને વિનાયત્ને સંતોષનું કારણ છે.

ઉદાર લોકો ઘણા પ્રયત્નથી રળેલું દ્રવ્ય અન્યને તેના સંતોષને માટે આપે છે, ને મારે કાંઇપણ દ્રવ્યાદિ મારા નિંદકોને આપવું પડતું નથી, પણ તેઓ માત્ર મારી નિંદાથીજ સંતોષ પામે છે, તે તેઓનો મારાપર મોટો આગ્રહ છે, એમજ મારે ગણવું જોઇએ. શરીર, મન ને વાણીથી કોઇ માણસ મારુ અપમાન કરે તો તેમાં મારા આત્માની કાંઈપણ હાનિ થતી નથી, ઊલટું મારુ પાપ દૂર થાય છે, તો મારે શામાટે ક્લેશાનુભવ કરવો જોઇએ? સર્વથા ક્લેશાનુભવ નજ કરવો જોઇએ. પૂર્વાપર વિચાર કર્યાવિના સત્યનો સર્વથા વા અંશતઃ ત્યાગ કરી, કિંવા સત્યને છુપાવી, માત્ર પોતાની મહત્તા પ્રકટ કરવાની તૃષ્ણાથી, વા મારા સ્થૂલસૂક્ષ્મશરીરનું અપમાન કરી પ્રસન્નતા મેળવવાના તરંગથી, અથવા સત્ય પ્રસંગ નહિ જાણી માત્ર પોતે શ્રેષ્ઠ માનેલાની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવાના આવેશથી, વા પોતાના દુષ્ટ સ્વભાવને સંતોષવાના વિચારથી કોઈ મનુષ્ય વર્તમાનપત્રમાં વા પુસ્તકમાં મારા સ્થૂલસૂક્ષ્મ-શરીરની નિંદા પ્રકટ કરે, વા ઈર્ષ્યા અસૂયાને વશ થઈ અન્ય સમીપ આ શરીરાદિની નિંદા કરે, તો તેમાં મારા આત્મસ્વરૂપને લેશ પણ હાનિ પહોચવાનો સંભવ નહિ હોવાથી તેની નિંદાવડે મારે લગાર પણ ક્લેશાનુભવ કરવો ઉચિત નથી.

---

# भक्त ईसरदानजी

[ સંપાદક:—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( નવાગામ-ઓલખા )

( ગતાંકનાં પૃષ્ઠ ૧૪૮ થી ચાલુ )

ઇસરદાનજીને રાજબાઈના ઉદરથી કહાનદાસ, જેસાજી અને ગોપાલદાસ એ ત્રણ પુત્રો થયા હતા. ઇસિરદાનજીના વંશજ ઇસિરાણી બારોટ અત્યારે કહેવાય છે. ઇસિરદાનજીના પ્રથમ પુત્ર જગાજીના વંશજ અત્યારે ધ્રોલ રાજ્યના તાબાનું ગામ ધ્રુના જાગીરમાં ભોગવે છે. બીજા પુત્ર ચોંડાજીના વંશજોને જામનગર રાજ્યમાં સંચાણા તથા રંગપુર અને સાળિયા રાજ્યમાં વીરવદરકા ગામ જાગીરમાં છે. ત્રીજા પુત્ર કહાનદાસના વંશજોને જામનગર રાજ્યમાં ગુંદા ગામ જાગીરમાં છે. ચોથા પુત્ર જેસાજીના વંશજોને જામનગર તાબે આંબલા અને મોરબી તાબે હજનાલી ગામ જાગીરમાં છે. પાંચમા પુત્ર ગોપાલદાસના વંશજોને જામનગર તાબે હાપા, મકવાણા, જોગવડ, સાબડી તથા વાઘા વગેરે ગામ જાગીરમાં છે.

બજાણા રાજ્યના તાબામાં દેગામ નામનું ચારણોનું ગામ છે. ત્યાંના ચારણ માંડણ ભક્ત દ્વારકા જતાં રસ્તામાં સંચાણા ગામમાં ઇસરદાનજીને મળવા માટે આવ્યા. ઇસરદાનજીએ પોતાના જ્ઞાતિબંધુ તથા ભક્તજન જાણી ઉત્તમ સત્કાર કર્યો. તે વખતે સંચાણા ગામમાં વાઘેર લોકોની વસતી સારી આબાદીવાળી હતી અને તે ગામ સમુદ્રકિનારે હોવાથી વાઘેર લોકો સમુદ્રમાંથી માછલાં મારી ઘેર જતા હતા ત્યાં માંડણ ભક્ત આવેલ છે તેવી ખબર પડતાં માછલાં સાથે માંડણ ભક્તના દર્શને આવ્યા. વાઘેર લોકો દૂરથી દર્શન કરી ચાલ્યા ગયા, પરંતુ માંડણ ભક્તને આ દશ્ય બહુજ ખરાબ લાગ્યું અને ઘૃણા થવાથી ઘણો આગ્રહ કરવા છતાં તેઓ સંચાણામાં ન રહ્યા; અને તિરસ્કારયુક્ત ભાવથી ઇસિરદાનજીને કહેવા લાગ્યા કે તમે ભક્ત હોવા છતાં આવા નીચ શિકારી માણસોને ગામમાં રાખો છો તેનાથી એમ જણાય છે કે તમો સાચા ભક્ત નથી, પરંતુ બગલા ભક્ત છો; આ પ્રમાણે કહી માંડણ ભક્ત દ્વારકા તરફ રવાના થઇ ગયા. દ્વારકામાં આવી ગોમતીજીમાં સ્નાન કર્યું અને રણછોડજીનાં દર્શન કરવા માટે મંદિરમાં જઈ જુએ છે તો શ્રીરણછોડજીની મૂર્તિના તેમને દર્શન થયાં નહિ. માંડણ ભક્ત બધા મનુષ્યોને કહેવા લાગ્યા કે "ભાઇઓ ! મને શ્રીરણછોડજીની મૂર્તિના દર્શન કેમ થતાં નથી ?" ત્યારે તે લોકોમાંથી એક માણસે જવાબ આપ્યો જે:—"અમો સૌને દર્શન થાય છે અને તમને થતાં નથી તો તમારાથી કોઇ ભયંકર પાપ થઈ ગયું હશે." આવો જવાબ સાંભળી માંડણ ભક્તને બહુ લજ્જા ઉત્પન્ન થઈ અને તેઓ પોતાના પાપી દેહનો ત્યાગ કરવા માટે સમુદ્રકિનારે ગયા. બધા લોકોના દેખતાં પર્વત સમાન જેમાં મોજાં ઉછળી રહ્યાં છે એવા તે સમુદ્રમાં પોતે કુદકો મારી અંદર ડુબી ગયા. આ દશ્ય જોઇને સૌ મનુષ્ય શોક કરવા લાગ્યાં અને તેઓનાં સગાંવહાલાં મિત્રો સૌ રુદન કરવા લાગ્યાં.

માંડણ ભક્ત સમુદ્રમાં ડુબતાંજ તેઓના દિવ્ય ભૂમિ ઉપર પગ અટકી ગયા અને જ્યાં પોતાનાં નેત્રો ખોલી સામું જુએ છે ત્યાં તો અતિ દેદીપ્યમાન સુવર્ણમય દિવ્ય મહેલ જોવામાં આવ્યો. મહેલના દ્વાર ઉપર સાચાં મોતીનાં તોરણ બાંધેલાં હતાં અને તે મહેલ

પદ્મરાગ, હીરા તથા મરકતમણિ આદિ રત્નોથી કારીગિરીની સાથે ઠેકાણે ઠેકાણે શૃંગારિત કરેલો હતો. માંડણ ભક્ત મહેલમા જઈ જુએ છે તો નીલમણિના પલંગ ઉપર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્મા વિરાજમાન છે અને સેવામા અનેક પાર્ષદો હાથ જોડી ઉભા છે ઈસરદાનજી પણ સામે ઉભા રહી સ્તુતિ કરી રહ્યા છે અને વિનતિ કરે છે કે—ભગવન્, મનુષ્યમાત્ર ક્ષતિને પાત્ર છે તે પ્રમાણે માંડણ ભક્તની ભૂલ થઈ ગઈ હશે, પરંતુ તે આપના ભક્ત હોવાથી તેમને ક્ષમા કરી દર્શન દેવા જોઈએ તે સમયે માંડણ ભક્ત ગદ્‌ગદ્ કંઠ થઈ ગયા અને કંઈપણ બોલી શક્યા નહિ, પરંતુ એકદમ તેઓએ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માના ચરણારવિંદમાં પોતાનું મસ્તક ઝુકાવી દીધું શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ પ્રસન્ન થઈ માંડણ ભક્તનો હાથ પકડી તેમને ઉભા કર્યા અને પોતાની પાસે બેસાર્યા માંડણ ભક્ત સજળ નેત્રોથી પ્રભુ સામું જોઈ રહ્યા છે અને પોતાથી થયેલ અપરાધનો પશ્ચાત્તાપ કરતા હાથ જોડી વિનતિ કરવા લાગ્યા કે:—"હે પ્રભો! આપ દીનબંધુ છો, પતિતપાવન છો, મારા અપરાધની ક્ષમા કરો! ક્ષમા કરો!" ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્મા માંડણ ભક્તને શાંતિ આપી બોલ્યા કે:—"ઈસર ભક્તની પ્રાર્થનાથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું હવે તમારે પોતાના મનમાં જરાપણ ખેદ ન કરવો. આ ઈસરદાન કેવલ મારો ભક્ત જ નથી, પરંતુ તે મારું જ સ્વરૂપ છે અને તે મારો ભક્ત મને પ્રાણથી પણ અધિક પ્રિય છે તેની તમે અવગણના કરી એટલા માટે મારે આ પ્રમાણે કરવું પડ્યું છે હવે હું તમારા ઉપર પ્રસન્ન છું તમે પ્રસન્નતાપૂર્વક તમારે ઘેર જાઓ અને હમેશાં અધિકાધિક પ્રભુભજન કરવામા તમારું જીવન વ્યતીત કરો!!" ભગવાનના આવા વચન સાંભળી માંડણ ભક્તે વિનતિ કરી કે ભગવન્! હવે હું પાછો જાઉં તો સંસારી માણસો મને પ્રપંચી, ઠગ, પાતકી અને અસત્યભાષી સમજી મારી મશ્કરી કરશે એટલા માટે આપ મને કંઈ પણ નિશાની આપો તો હું પાછો જાઉં.

શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ કહ્યું કે.—"તમે દ્વારકા જાઓ મારી મૂર્તિ તમને પાઘડી બંધાવશે એ મારી નિશાની સમજવી" ભગવાનની આજ્ઞા સાંભળી માંડણ ભક્તે ભગવાન્ અને ઈસરદાનજીને નમસ્કાર કરી જવાનો વિચાર કરે છે ત્યાં આંખ નિદ્રાથી મિંચાઈ ગઈ અને ફરી આંખ ખુલ્લી ત્યાં તેઓ સમુદ્ર કિનારે ઉભા દેખાયા માંડણ ભક્ત ત્યાંથી પોતાના ઉતારે આવ્યા માંડણ ભક્તને સહીસલામત પ્રત્યક્ષ દેખી તેમના સાથી મિત્રો સૌ બહુજ ખુશી થયા બીજે દિવસે પ્રાતઃકાલે ઉઠી સ્નાન સંધ્યા ધ્યાનાદિ નિત્યકર્મ કરી માંડણ ભક્ત શ્રી રણછોડજીના મંદિરમાં પ્રભુના દર્શન કરવા આવ્યા અને ભગવાનની મૂર્તિ સન્મુખ ઉભા રહી પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા તે સમયે સોનેરી કોરની એક પાઘડી પ્રભુશ્રી રણછોડજીની મૂર્તિની પાસેના સ્તંભ ઉપર પડી હતી તેને પ્રભુની મૂર્તિએ પોતાના જમણા હાથમા લઈ તે હાથ માંડણ ભક્ત તરફ લંબાવ્યો તે પાઘડીનો છેડો ગ્રહણ કરી માંડણ ભક્ત પોતાના મસ્તક ઉપર બાંધવા લાગ્યા બાંધતાં બાંધતા પાઘડી મસ્તક ઉપર ઘણીજ વધી ગઈ જ્યારે માંડણ ભક્ત પાઘડી બાંધતાં થાકી ગયા ત્યારે પ્રભુને કહેવા લાગ્યા કે, "હે પ્રભુ! આપનો પાર કોઈ પામી શક્યુ નથી, તો હું તો આપના પારને કેમ પામી શકું? હવે હું પાઘડી બાંધતાં બાંધતા થાકી ગયો છુ. હવે બસ કરો. ત્યારે પ્રભુએ પાઘડીનો જે છેડો હાથમા પકડી રાખ્યો હતો તે છોડી દીધો અને પાઘડી સંપૂર્ણ થઈ ગઈ. આ દૃશ્યને હજારો યાત્રીજન ઉભાં ઉભાં જોતાં હતાં તે સૌ આશ્ચર્યચકિત થઈ ભક્તરાજના ચરણમાં પડી ગયા

અને વિનયથી કહેવા લાગ્યાં કે " મહાત્મન્! અમે સૌએ આપની અવગણના કરી પરિહાસ કર્યો છે, અને આપને પતિત ઇત્યાદિ શબ્દો કહ્યા છે એટલા માટે અમો આપના અપરાધી છીએ એ અમારો અપરાધ આપ ક્ષમા કરો."

માંડણ ભક્તે સૌને પ્રિય વચનો કહી સંતોષ આપ્યો અને બ્રાહ્મણ ભોજનાદિ પુણ્યદાન તથા દેવપૂજનાદિ કરી દ્વારકાની યાત્રા પૂર્ણ કરી પોતાને ગામ જવા તૈયારી કરી. રસ્તામાં ઇસિરદાનજીનું ગામ સંચાણા આવ્યું. માંડણ ભક્ત આવ્યાના સમાચાર સાંભળી ઇસિરદાનજી સામે ગયા. ઇસિરદાનજીને આવતા દેખી માંડણ ભક્ત પોતાના વાહન ઉપરથી નીચે ઉતરી ગયા અને ઉઘાડા પગે સામે જઇ તેમને દંડવત્ પ્રણામ કર્યા અને ઇસિરદાનજીની સુંદર કવિતા બનાવી સ્તુતિ કરી. ઇસિરદાનજી માંડણ ભક્તને સપ્રેમ આગ્રહ કરી પોતાને ઘેર તેડી ગયા. બે પાંચ દિવસ સુધી ઇસરદાનજીએ માંડણ ભક્તને પોતાને ઘેર રાખી બહુજ સારો આતિથ્યસત્કાર કર્યો અને જ્યારે માંડણ ભક્ત રજા લઇ પોતાને ઘેર જવા વિદાય થયા ત્યારે ઇસિરદાનજી અતિથિસત્કારની રીતિ અનુસાર ગામની બહાર પાદરે સુધી મૂકવા જતા હતા. પાદર આવી ગયું એટલે ઇસિરદાનજીને ઉભા રહી જવા માંડણ ભક્તે વિનતિ કરી પરંતુ ઇસિરદાનજી આગળ સુધી સાથે ચાલ્યા આવતા હતા. માંડણ ભક્તનાં વાહનાદિ તથા તેઓના સાથીઓ સૌ આગળ ચાલ્યા જતા હતા અને તેની પાછળ થોડે દૂર માંડણ ભક્ત અને ઇસિરદાનજી ભગવાનના મહિમા સંબંધી વાતો કરતા પાછળ ચાલ્યા જતા હતા. માંડણ ભક્તે કહ્યું કેઃ—આપની કૃપાથી શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માનાં સાક્ષાત્ દર્શન કરી મેં મારાં નેત્રોને તૃપ્ત કર્યાં અને પ્રભુની દિવ્ય મૂર્તિને હૃદયમાં ઉતારી લીધી. હવે હું તે છબીને ક્યારેય પણ ભૂલીશ નહિ." ત્યારે ઇસિરદાનજી બોલ્યા કેઃ—" હવે ક્યારેય પણ ભગવાન્ દર્શન દે તો આપ તુરતજ ભગવાનને ઓળખી શકો કે કેમ?" ત્યારે માંડણ ભક્તે કહ્યું કેઃ—" જરૂર ઓળખી લઉં! કારણકે ઘણીવાર સુધી ભગવાનનાં દર્શનનો લાભ મળ્યો છે, અને શ્રીરણછોડજીની મૂર્તિનો હૃદયમાં અને નેત્રમાં સાક્ષાત્કાર કરી લીધો છે."

ઉપર પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા ગામથી લગભગ બે ગાઉ દૂર ગયા ત્યાં ઘોડેસ્વાર અને આગળ એક દોડતો જતો મૃગ જોવામાં આવ્યો.

મૃગ આગળ અને ઘોડેસ્વાર પાછળ એ પ્રમાણે દોડતા દોડતા ઇસિરદાનજી અને માંડણ ભક્ત આગળ પહોંચવાને વખતે ઘોડેસ્વારે મૃગને મારવા માટે પોતાનું ભાલું ઉચું કર્યું; તે વખતે માંડણ ભક્ત ઉંચા સ્વરથી પોકારી ઉઠ્યા કેઃ—" હું ભક્ત છું, અને વળી ચારણ છું માટે આપ કૃપા કરી મારા વચનની ખાતર આ મૃગને ન મારો!! " ત્યારે ઘોડેસ્વાર બોલ્યો કેઃ—" ચાલ! ચાલ! તારા જેવા તો ઘણાય ભગતડા ફરે છે." એ પ્રમાણે કહી પોતાના ભાલાથી મૃગને નીચે પાડી નાખ્યો, અને તે સ્વાર ઘોડેથી નીચે ઉતરી મૃગની જાંઘમાંથી થોડો માંસનો પિંડ કાપ્યો અને પોતાના ગજવામાંથી દારૂનો શીશો કાઢી તે બંનેને ઇસિરદાન અને માંડણ ભક્તની પાસે રાખ્યાં.

સ્વાર બોલ્યો કેઃ—" આ માંસ અને દારૂ મારે તમોને બક્ષિસ આપવાં છે. જો તે સ્વીકાર નહિ કરો તો હું તમારો વધ કરી નાખીશ." ત્યારે માંડણ ભક્ત અનેક પ્રકારે વિલાપ કરી ઘોડેસ્વારની વિનતિ કરવા લાગ્યા કેઃ-" મને મારી નાખો પરંતુ હું દારૂ અને માંસનો સ્પર્શ કરીશ નહિ." સ્વારનું બોલવું ભક્ત ઇસિરદાનજી

શાંતિથી સાંભળી રહ્યા હતા. આ જોઈ માંડણ ભક્ત કડક થઈ ઈસરદાનજીને કહેવા લાગ્યા કે—"આપ કેમ કંઈપણ બોલતા નથી?"

ત્યારે ઈસરદાનજી કહેવા લાગ્યા કે "ભક્તરાજ! આ ઘોડેસ્વાર હથિયારબંધ છે. વિવાદ કરવાથી મારામારીનો સમય આવી જશે તો આપણને દુઃખ ઉત્પન્ન થશે એટલા માટે મારો મત છે કે આ દારૂ માંસ લઈ લેવી જોઈએ, અને થોડે દૂર આગળ ચાલી તેને ફેંકી દેશું" માંડણ ભક્ત બોલ્યા કે—"અરે એ તમો, શું કહો છો? પ્રાણ જાય તો ભલે જાય પરંતુ હું એ દારૂ માંસનો સ્પર્શ ક્યારેય પણ કરીશ નહિ" ઈસરદાનજીએ કહ્યું કે, "ભલે તમો સ્પર્શ ન કરજો, હું તે લઈ લઈશ" તુરતજ ઘોડેસ્વારે ઈસરદાનજી તરફ પોતાનો હાથ લંબાવ્યો અને ઈસરદાનજીએ પોતાના કપડામાં માંસ અને દારૂનો શીશો બાંધી લીધાં અને તેઓ બંને ત્યાંથી આગળ ચાલતા થયા થોડે દૂર આગળ ચાલ્યા પછી ઈસરદાનજીને માંડણ ભક્તે કહ્યું કે, "હવે તો તે ફેંકી દો?"

ઈસરદાનજીએ કહ્યું કે. "શું ફેંકી દઉં?" માંડણ ભક્તે કહ્યું કે "શું એમ પૂછો છો? દારૂ અને માંસ બીજું શું?" ઈસરદાનજીએ કહ્યું કે—"એ તો દારૂ અને માંસ નથી જો તે દારૂ અને માંસ હોત તો હું પણ ન લઉં."

માંડણ ભક્તે કહ્યું "નહિ કેમ? મેં મારી આંખોથી જોયું ને આપ આમ કેમ બોલો છો?" આ પ્રશ્ન સાંભળી ઈસરદાનજીએ પોતાના ગજવામાંથી બંને વસ્તુઓ બહાર કાઢી બતાવી તો જે માંસનો પિંડ હતો તે ગુલાબના પુષ્પનો ગુચ્છો દેખાયો અને જે દારૂનો શીશો હતો તે દૂધથી ભરેલો શીશો જણાયો આ જોઈ માંડણ ભક્ત આશ્ચર્ય-ચકિત થઈ કહેવા લાગ્યા કેઃ—"આ શું બનાવ બન્યો તેની મને આપ કૃપા કરી સમજણ આપો!" ત્યારે ઈસરદાનજીએ કહ્યું કે—"તે ઘોડેસ્વાર શ્રીરણછોડરાયજી હતા અને આપણને મહાપ્રસાદીનો હાર અને પયામૃત દેવાને માટે પધાર્યા હતા"

કારણકે આપે પહેલા કહ્યું હતું કે હવે હું ભગવાનને ઓળખી શકું તેમ છું, હવે ભગવાનને ક્યારેય પણ ભૂલું નહિ એ માટે તમારી પરીક્ષા કરવાને માટે પ્રભુ પધાર્યા હતા માટે હવે તે બાબતમા જરા પણ ચિંતા કરશો નહિ ત્યારે માંડણ ભક્તે ઈસરદાનજીની નીચેના દોહા વગેરેથી સ્તુતિ કરી

ઈસર બડા ઓલિયા, ઈસર વાત અગાધ,
સુરાતણી કીધી સુરા, પલકિય મહાપ્રસાદ.

આ પ્રમાણે સ્તુતિ કરી માંડણ ભક્ત ઈસરદાનજીને પ્રણામ કરી પોતાના ગામ દેગામ ગયા અને ઈસરદાનજી પોતાને ઘેર સચાણા ગયા. (ચાલુ)

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ ચૈત્ર માસ ]

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—શ્રીરામનવમીના પવિત્ર દિવસે આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું, તેમજ ભજનધૂન થયા બાદ સૌને પ્રસાદ ને ચરણામૃત અપાયાં હતાં

**મુખ્યભેટ**—રૂા. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી. રૂા. ૨૫-૦-૦ ગં સ્વ. મણીબેન જીવણલાલ ઠાકોર બ્રહ્મક્ષત્રિય, હા. થી, લાલજી શીણાભાઈ-જૂનાગઢ. રૂા. ૨૦૧-૦-૦

શ્રી. મીનોચેહર મહેરવાનજી મસાની-મુંબઈ. રૂા. ૨૦-૦-૦ શેઠ રાજસી જીવરાજ-મુંબઈ, તેમના બંધુ જાદવજીભાઈના પુત્રના લગ્નપ્રસંગના. રૂા. ૯૫-૦-૦ શ્રી. ડાહ્યાલાલ મૂળચંદ મહેસાણાવાળા તરફથી, સ્વ. શેઠ મયાચંદ જીવરાજના આત્મકલ્યાણાર્થે ભોજનના.

રુદ્રાભિષેકઃ—એક ભક્તજન-મુંબઈ.

ભોજનઃ—રૂા. ૭૫-૦-૦ સ્વ. શ્રી. મોતીચંદ પોપટભાઈ-અકાળા, હા. ચુનીલાલ મોતીચંદ. રૂા. ૨૬-૮-૦ શ્રી. રાજસી જીવરાજ-મુંબઈ. રૂા. ૧૪-૫-૦ સ્વ. શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર.

થાળઃ—રૂા. ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ભાવનગર. રૂા. ૧-૮-૦ એક ભક્તજન-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. શામજી રૂડા-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. બેચરલાલ ભવાન-વર્ધા. રૂા. ૨-૮-૦ શ્રી. રામશંકર પ્રભાશંકર-વર્ધા ( ૨ થાળ. ) રૂા. ૧૧-૪-૦ શ્રી. જેશંકર મયારામ ભટ્ટ-અમદાવાદ તરફથી તેમનાં સદ્ગત બેન દેવકુંવરના આત્મકલ્યાણાર્થે ( ૯ થાળના. ) રૂા. ૫-૦-૦ શ્રીમતી કસ્તુરબેન ગોરધનદાસ-મુંબઈ, હા. કાકુભાઈ.

---

**બીલખાના ભાગદાર નામદાર દરબારશ્રી જીવાવાળા સાહેબ તરફથી આનંદાશ્રમે ખરીદેલી ખેતરોની જમીન તેમને સોંપાઇ જતાં આનંદાશ્રમનાં બાકી રહેતાં નાણાં વ્યાજસહિત રૂા. ૨૨૫૫-૦-૬ અમરેલીના મે. સ્પેશ્યલ ઓફિસર સાહેબ મારફત આનંદાશ્રમને મળી ગયેલ છે.**

---

## परशुरणभेट

**[ चैत्रमास ]**

૦-૬-૦ બેન કસ્તુરબેન-બીલખા
૦-૫-૦ શ્રી. પ્રભાશંકર નાનજી-વડિયા
૦-૮-૦ પૂજારી દલપતરામભાઇ
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૪-૦ ,, મોરારજી ઓધવજી અઢિયા
૦-૬-૦ એક ભક્તજન-મુંબઇ તરફથી રુદ્રાભિષેકના
૦-૭-૦ પરશુરણ મંદિરેથી હા. વિદ્યારામ
૫-૦-૦ શ્રી. રાજેંદ્રરાય વસંતરાય-વડોદરા
૫-૦-૦ ,, નર્મદાશંકર ભવાન-કેશોદ
૭૮-૧૪-૦ ,, રાજસી જીવરાજ-મુંબઇ તરફથી એપ્રીલ માસના સાત્વિક દાનના
૦-૨-૬ પરશુરણ
૧-૪-૦ ડા. શામજી જમનાદાસ-પોરબંદર શ્રીરામનવમીના ભેટના
૧-૦-૦ શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી
૦-૪-૦ પ. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ
૦-૨-૦ વિ. વસનજી
૦-૨-૦ વિ. શશિકાંત
૦-૨-૦ વિ. મનસુખલાલ
૦-૪-૦ શાસ્ત્રી દયારામભાઈ
૧-૦-૦ શ્રી. ઓધવજીભાઈ મારુતી પુસ્તકાલયવાળા
૦-૪-૦ ,, નંદલાલ પ્રેમજી
૦-૪-૦ ,, હરદાસનદાસ હરજી
૦-૪-૦ ,, ત્રિભુવનભાઈ દવે
૦-૬-૦ ,, હરદાસનદાસભાઈનું કુટુંબ
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ,, જમાદાર ભીમભાઈ
૧-૪-૦ ,, સુરેશ અમૃતલાલ-મુંબઇ
૧-૪-૦ બેન મોતીબાઈ નારણ કુંભાર સુતાર-જૂનાગઢ

૧-૪-૦ બેન શાંતાબાઈ રામજી કુંભાર
સુતાર-જૂનાગઢ
૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૧-૪-૦ ,, જયંતિલાલ ત્રિવેદી

શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈમાં
મહાશિવરાત્રિની ભેટ:—

૧-૪-૦ શ્રી ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૪-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૪-૦ ,, શિવસિંહ ,,
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહ કરણસિંહ
૧-૪-૦ શ્રી મૂળશંકર નરભેરામ પઢિયા-મુંબઈ
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૦-૪-૦ ,, મનહરસિંહ રૂપસિંહ
૦-૧૦-૦ ,, રતનજી રામજી
૧-૪-૦ ,, લાલસિંહ ગગાસિંહ
૧-૦-૦ ,, પ્રભાતસિંહ રૂગનાથસિંહ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ

---

૧૨-૨-૦

શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈ તરફથી
પાટોત્સવની ભેટના —

૫-૦-૦ શ્રી. હરજીવન કેશવજી
૫-૦-૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ
૧-૦-૦ ,, ભાણજીભાઈ
૨-૦-૦ ,, વ્રજલાલ વનમાળી
૧-૦-૦ ,, પ્રભાતસિંહ રૂગનાથસિંહ
૦-૮-૦ બેન દિવાળીબેન વ્રજલાલ
૧-૦-૦ શ્રી ઉપેંદ્રસિંહ કરણસિંહ
૧-૪-૦ ,, મૂળશંકર નરભેરામ
૦-૮-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧-૪-૦ ,, હરજીવન કેશવજી
૧-૦-૦ ,, રતનજી રામજી
૧-૦-૦ ,, ચીમનલાલ માણેકલાલ
૦-૮-૦ ,, દેવશંકરભાઈ
૧-૦-૦ ,, મૂળશંકર હરજીવન
૧-૦-૦ ,, મૂળજી માધવજી
૦-૪-૦ શ્રી. ભગવાનદાસ મૂળજી
૦-૪-૦ ,, ચંદ્રકાંત મૂળજી
૦-૪-૦ બેન લીલાવતી મૂળજી
૧-૦-૦ શ્રી કરણસિંહ લાલસિંહ
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૦-૮-૦ ,, મનહરસિંહ રૂપસિંહ
૦-૮-૦ ,, નટવરસિંહ રૂપસિંહ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૦-૮-૦ ,, રમણસિંહ ગુણવંતસિંહ
૦-૮-૦ ,, અમૃતસિંહ ગુણવંતસિંહ
૦-૮-૦ બેન અનસૂયાબેન ,,
૦-૮-૦ ,, મણિબેન
૧-૦-૦ ,, પ્રભાવતીબેન ગગજી
૧-૦-૦ ,, નિરંજન ઉપેંદ્રસિંહ
૧-૦-૦ ,, હીરાબેન માધવસિંહ
૧-૦-૦ ,, નર્મદાબેન રાણા
૧-૦-૦ ,, અવલબેન
૧-૦-૦ ,, અનસૂયા માધવસિંહ
૧-૦-૦ ,, સવિતાબેન નાનજી
૦-૮-૦ ,, તારાબેન
૧-૦-૦ શ્રી શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ભદ્રસિંહ ,,
૧-૦-૦ ,, ચંદ્રસિંહ ,,
૧-૦-૦ ,, જશવંતસિંહ નારણસિંહ
૧-૪-૦ શ્રીનાથસત્સંગમંડળ
૧-૦-૦ શ્રી. ગોકળદાસ શિવશંકર
૧-૦-૦ ,, જગજીવન નારણદાસ
૦-૮-૦ બેન સવિતાબેન
૪-૧૦-૩ પરચુરણ
૧-૦-૦ બેન ઉમાબેન પ્રતાપસિંહ
૦-૦-૯ પરચુરણ

---

૫૦-૧૧-૦
૧-૦-૦ બેન સુમણબા-ખીલખા
૦-૧-૦ પરચુરણ
૨-૦-૦ શ્રી જીવરાજ રામજી
૦-૪-૦ ,, પ્રેમજી કરશન-જૂનાગઢ
૨-૪-૦ ,, હેમચંદ તલકચંદ-માંગરોળ

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઈમાં રામનવમીની ભેટઃ—

૨–૪–૦ એક ભક્તજન–મુંબઈ
૫–૦–૦ શ્રી. રાજસી ધધર્સ
૫–૦–૦ ડૉ. પીરોજશાહભાઈ
૩–૦–૦ શ્રી. ધનજીશાહભાઈ
૨–૦–૦ ,, જમશેદજીભાઈ
૧–૪–૦ ,, કૃષ્ણદાસજી શ્યામજી
૨–૦–૦ ,, પ્રેમજી અરજણ
૧–૦–૦ ,, મોહન ગાંધી
૧–૦–૦ ,, માણેકલાલ દામોદર
૧–૦–૦ ,, ચીમનલાલ માણેકલાલ
૧–૦–૦ બેન મણિબેન
૧–૦–૦ શ્રી. ખોધાભાઈ
૧–૦–૦ ,, ભૂલેશ્વર મહારાજ
૧–૦–૦ ,, ઘડીયાળી
૦–૮–૦ ,, દલપતરામભાઈ
૦–૪–૦ ,, પ્રાણજીવનભાઈ
૦–૪–૦ ,, અમથાલાલભાઈ
૦–૮–૦ ,, લીલાધરભાઈ

૨૯–૦–૦

૧–૦–૦ શ્રી. અંબાશંકર જાનજી જોશી
૦–૪–૦ ,, ત્રિભુવનભાઈ

શ્રીઅમદાવાદ આનંદાશ્રમની ભેટનાઃ—

૮–૦–૦ સ્વ. ભાઈલાલભાઈ તરફથી થાળના
૧–૪–૦ શ્રી. જેઠાભાઈ લલ્લુભાઈ–રાયપુર
૧–૦–૦ ,, નારણભાઈ જેઠાભાઈ ,,
૦–૨–૦ ,, બેચરલાલ મયારામ
૦–૨–૦ પરચુરણ

૧૦–૮–૦

૦–૫–૯ મોજુદ્દ આનંદાશ્રમમાં શ્રાવણની ભેટના
૦–૮–૦ શ્રી. જટાશંકર જગજીવન
૧–૦–૦ ,, ઈશ્વરસંગ જિતસંગ–ચોરા
૧–૦–૦ ,, અંબાલાલ રવચંદ–વીસનગર
૧–૦–૦ ,, અંબારામ વ્યાસ–શાંતાક્રુઝ
૫–૦–૦ સ્વ. શેઠ મયાચંદ જીવરામ–મહેસાણા હા. શ્રી. ડાહ્યાલાલભાઈ
૧–૦–૦ વિ. પ્રાણશંકર–ચાંપરડા
૫–૪–૦ બેન રાધાબાઈ ભગુભાઈ શેખવા
૧–૦–૦ ,, મંજલક્ષ્મીબેન–પોરબંદર
૧–૦–૦ શ્રી. મણિલાલ ગિરધર–મુંબઈ
૦–૪–૦ બેન મણિબેન–બીલખા

---

॥ ૐ ॥

जयनाथ !

## अमादावाद आनंदाश्रममां सनातनधर्मशिक्षण वर्गनी योजना

વિ. અત્રે શ્રી આનંદાશ્રમમાં ગ્રીષ્માવકાશની રજાઓમાં ખાસ સંસ્કૃત અધ્યાપનવર્ગ ચલાવવામાં આવે છે. સાથે સંસ્કૃત શ્લોકો, સ્તોત્રો અને ગીતાજીનો પણ અભ્યાસ કરાવવામાં આવે છે. આ વર્ગ ચૈત્ર સુદિ ૧૫, ૨૦૦૨ થી શરૂ થયો છે. અત્યારે દશેક વિદ્યાર્થીઓ લાભ લે છે. સમય સવારના ૮ થી ૯ અને સાંજના ૭ થી ૮ રાખવામાં આવેલ છે.

કથાસત્સંગમાટે પણ એક કલાક રાખેલ છે. બહારગામથી લાભ લેવાની ઇચ્છાવાળાઓ માટે ત્રણ દિવસ શ્રીઆનંદાશ્રમ–બીલખાના નિયમ મુજબ બધીજ સગવડ આપવામાં આવે છે.

પાઠશાળાનો વધારે સંખ્યામાં લાભ લેવાય તે સારૂ સ્થાનિક વર્તમાનપત્રોમાં જાહેરખબર આપવામાં આવેલ છે. લાભ લેવા ઇચ્છનારાઓએ–નીચેના શિરનામે જણાવવું:—

શાસ્ત્રી જટાશંકર મયારામ ભટ્ટ

ઠે. શ્રી આનંદાશ્રમ રાજનગર જૈન સોસાઈટી—અમદાવાદ ૭.

—[ * ]—



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૪ મું ] સંવત્ ૨૦૦૨ વૈશાખ [ અંક ૧૨ મો

## શ્રીસદ્ગુરુસ્મરણ

[ લેખક-શ્રી ચતુરભાઈ આશાભાઈ પટેલ ]

એ હંસલો ચાલ્યો જવાનો એકલો રે એ રાગ

હંસલો ચાલ્યો જવાનો એકલો રે, * ત્યાં નથી કોઇનો રે આધાર. હંસલો૦ ૧
પાપ ને પુણ્ય બે તારા સાથીઓ રે, જેવું કર્યું તેવુંજ ભોગવાય „ ૨
માટે સેવ તું સાચા સંતને રે, જેથી જનમમરણ ટળી જાય „ ૩
સદ્ગુરુએ રસ્તો તો બતલાવીઓ રે, તે રસ્તે જો વર્તન તારું થાય „ ૪
સંસાર અસાર આ કહેવાય છે રે, અસાર સંસારે સાર લઈ જાય „ ૫
જેને આવાગમન નહિ થાય છે રે, તે તો જગ જીત્યો જરૂર ગણાય „ ૬
કામ ને ક્રોધ તું નિરલા મૂકજે રે, લોભ ને મોહાદિ તજી દેવાય. „ ૭
આળસ પ્રમાદને તું કાઢજે રે, ઝટપટ શુદ્ધચૈતન્ય થઇ જાય „ ૮
શુદ્ધ વ્યવહાર કરજે પ્રાણીઆ રે, જેથી પરમારથ શુદ્ધ થાય. „ ૯
કપટકળા ત્યજી દેને જીવડા રે, જેથી જીવન્મુક્ત થઈ જાય. „ ૧૦
તું મોહ માયા ને મમતા મૂકજે રે, જેથી જળકમળવત્ થાય. „ ૧૧
તો તો આનંદ અનેરો આવશે રે, તુજને સંતોષ સઘળો થાય „ ૧૨

* ટીપ—દરેક લીટીની બીજી કડી બે વખત બોલવી.

મારું ને તારું માથાકૂટ મૂકજે રે, જે તારાં બંધનતણાં છે દ્વાર. હંસલો૦ ૧૩
જગનાં બંધન સર્વે તોડજે રે, જેથી આનંદ અતિશે થાય. " ૧૪
કુંદનસમ થઈ જાને જીવડા રે, રહીને આ સંસારની માંહ્ય. " ૧૫
ચતુર ખટપટ સઘળી છોડજે રે, ઝટપટ લેજે શ્રીનાથનું નામ. " ૧૬

---

## श्रीनाथवचनामृत

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ભક્તના હૃદયમાં દૃઢ અનન્ય ભક્તિ ઉપજાવવામાટે પ્રભુનું દર્શન અને અદર્શન પ્રભુની ઇચ્છાથી ભક્તના હૃદયમાં થયા કરે છે. જ્યારે ભક્તના હૃદયના કષાયનો પરિપાક થાય છે ત્યારે તેને પરમાત્માનું દર્શન નિરંતર રહ્યા કરે છે.

જ્યારે પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમાત્મામાં કોઇ પણ નિમિત્તે લેશ પણ ચલાયમાન નહિ થનારી વિશુદ્ધ પ્રીતિ પ્રકટે છે ત્યારે તે ઐકાંતિક-ભક્તને પોતાના અંતઃકરણના ઊંડાણમાં અને નામરૂપના મૂલમાં સર્વ સૌંદર્ય-સારનિધિ ચેતોહર પ્રભુનું અલૌકિક દર્શન નિરંતર થયા કરે છે. એવા ભક્તને પ્રભુ પરોક્ષ નથી, અને પ્રભુને એવા અનન્યભક્ત પણ પરોક્ષ નથી. આ સ્થિતિએ દેહ ને અન્ય જગત્ બાધ પામી જાય છે, અને તે નિરંતર સ્વયંપ્રકાશ સચ્ચિદાનંદૈકરસ બ્રહ્મનોજ અનુભવ કરે છે. પછી તે દેહ, દેહની સકલવિકલ સ્થિતિ અને અનુકૂળ પ્રતિકૂળ પ્રાણીને સત્યરૂપે કેમ જોઇ શકે? નજ જોઇ શકે. તે તો વારંવાર નીચે પ્રમાણે વિચારી અભેદભાવે પ્રભુને પરમપ્રીતિથી વંદન કર્યા કરે છેઃ—

" सत्यं ज्ञानमनंतमेकमजरं नित्यं विभुं शाश्वतम् ।
मत्यग्ब्रह्मरसायनं सुखघनं पूर्णं परं पावनम्,
स्वात्मज्योतिरनादिमध्यनिधनं मायाविलासैर्मुहुर् ।
विश्वाकारमपास्तमायमभयं वंदे विशुद्धं पदम् " ॥

અનાદિ કાલથી બહિર્મુખ થયેલું મન અભ્યાસની અને વૈરાગ્યની વૃદ્ધિથી વિશેષ અંતર્મુખ થતાં તે બાહ્ય દૃશ્યને મિથ્યા ગણી તેનાથી ઉપજતા રાગદ્વેષને વશ નહિ થતાં પોતાના મૂલસ્વરૂપમાં નિર્વિકારરૂપે રહેવા લાગે છે. આવું સુખજનક દૃઢ સ્થૈર્ય વૈરાગ્યથી ને અભ્યાસથી પ્રાપ્ત થાય છે. તમારો શુભ ભાવ તમારા શુભ પ્રયત્નથી સફલ કરવા પરમકારુણિક પ્રભુ સર્વદા સર્વથા સમર્થ છે.

અનન્યભક્તના હૃદયના ઊંડાણમાં જેમ જેમ પરમાત્મામાં અડગ વિશુદ્ધ ભાવ વધતો જાય છે તેમ તેમ જાગ્રત્માં તેને પરમાત્માનું વારંવાર સ્મરણ અને ઝાંખું દર્શન થયાં કરે છે, અને તેને સ્વપ્નમાં સ્પષ્ટ દર્શનાદિ પણ થયા કરે છે.

સ્વનિષ્ઠ સુખને ઇચ્છનું, પરનિષ્ઠને ન લગાર;
સ્વનિષ્ઠ સુખમાં સ્થિર થતાં, પમાય ભવનો પાર. ૧

નાટકના પાત્રની પેઠે કૃત્રિમ આસ્થા રાખીને બહારના વ્યવહારનો નિર્વાહ કરશો, કે જેથી મન અચ્યુતપદથી ચલાયમાન ન થાય તમારું અંતઃકરણ વિશેષ પડતી અશાસ્ત્રીય દયાની લાગણીવાળું હોવાથી તે સ્પૃશ્યાસ્પૃશ્યના શાસ્ત્રીય વિવેકનું પરિપાલન કરી શકે છે કે કેમ તે શાંતચિત્તે વિચારશો (ચાલુ)

——[ * ]——

## मदालसा

[ અનુવાદક–શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૬૫થી)[1]

देवार्चनाग्निकार्याणि तथा गुर्वभिवादनं ।
कुर्वीत सम्यगाचम्य तद्वदन्नभुजिक्रियां ॥

દેવનું પૂજન અને અગ્નિસંધાનના કર્મો ગુરુનું અભિવાદન તેમજ અન્નના ભોજનનું કર્મ યથાવત્ આચમન કરીનેજ કરવા

अफेनाभिरगंधाभिरद्भिरच्छाभिरादरात् ।
आचमेत् पुत्र पुण्याभिः प्राग्मुखो वाप्युदंग्मुखः ॥

હે પુત્ર ! ફીણવિનાના અને દુર્ગંધવિનાના સ્વચ્છ અને પવિત્ર જલવડે પૂર્વભણી અથવા ઉત્તરભણી મુખ રાખીને આચમન કરવું

अन्तर्जलादावसथाद्वल्मीकान्मूषिकस्थलात् ।
कृतशौचावशिष्टाश्च वर्जयेत् पंच वै मृदः ॥

શૌચમાટે જે માટી લેવી તે જળની નીચેની ન લેવી તેમજ ઘર કે આશ્રમની ધરતીને ખણીને ન લેવી, રાફડાની કે ઉંદરના દરમાંથી ખોદીને ન લેવી તેમજ શૌચ કરતાં વધેલી માટી ન લેવી એમ પાંચ માટીનો શૌચના કામમાં ત્યાગ રાખવો

प्रक्षाल्य हस्तौ पादौ च समभ्युक्ष्य समाहित ।
अन्तर्जानुस्तथा चामेत्रिश्चतुर्वा पिबेदप ॥

બને હાથ તથા બને પગ ધોઈને વિધિવડે અભ્યુક્ષણ કરીને એટલે મંત્રવડે પોતાના શરીરપર જળના છાંટા નાખીને મનને સ્વસ્થ રાખીને અને ગોઠણસુધી પગ જળાશયમાં રાખીને ત્રણવાર વા ચારવાર જળ પીવું (આચમન કરવું)

परिमृज्य शिरास्यान्तं खानि मूर्धानमेव च ।
सम्यगाचम्य तोयेन क्रियां कुर्वीत वै शुचि ॥

બે વાર હોઠ ધોઈને તેમજ આંખો કાન આદિ કરણો બે વાર ધોઈને તથા મૂર્ધાને બે વાર ધોઈને જળવડે વિધિવડે આચમન કરીને પવિત્ર થયેલો પછી શાસ્ત્રે ઉપદેશેલા કર્મો કરે

देवताना ऋषीणां च पितॄणां चैव यत्नत ।
समाहितमनो भूत्वा कुर्वीत सततं नर ॥

---

[1] ગત અંકમાં કોઈ કોઈ શ્લોકના કોઈ કોઈ ભાગના ભાષાંતરોમાં એકનું ભાષાંતર બીજાની નીચે એમ મૂકાઈ ગયેલ છે તે વિવેકી વિદ્વાને સુધારી લેવા વિનંતિ છે

પુરુષે પ્રતિદિવસ સ્વસ્થ મન રાખીને દેવો ઋષિઓ અને પિતૃઓના સંબંધનાં શાસ્ત્રે ઉપદેશેલાં કર્મો કરવાં.

क्षुत्वा निष्ठीव्य वासश्च परिधायाचमेद् बुधः ।
क्षुतेऽवलीढे वान्ते च तथा निष्ठीवनादिषु ।
कुर्यादाचमनं स्पर्शं गोपृष्ठस्यार्कदर्शनं ॥

છીંક ખાઈને થુંકીને તથા વસ્ત્ર પહેરીને બુદ્ધિમાને આચમન કરવું.

છીંક ખાધા પછી કે કંઈજંત પોતાને ચાટ્યા કરવા પછી કે ઊલટી કર્યા પછી તેમજ થુંકવું આદિ ક્રિયાઓ કર્યા પછી આચમન કરવું, ગાયના પૂંછડાનો સ્પર્શ કરવો, અને સૂર્યનું દર્શન કરવું.

कुर्वीतालंवनं चापि दक्षिणश्रवणस्य वै ।
यथा विभवतो ह्येतत् पूर्वाभावे ततः परं ॥

અને જમણા કાનની બુટ ખેંચવી એમ શક્તિઅનુસાર કે સગવડઅનુસાર છીંક ખાઈને, કંઈ ચાટીને કે ચાવીને, ઊલટી કરીને તથા થુંકીને કે એવી કંઈ ક્રિયા કરીને આચમન, ગાયના પૂંછડાનો સ્પર્શ, સૂર્યનું દર્શન અને જમણા કાનની બુટ ખેંચવી. એમાંનું જે કરવાની શક્તિ તથા સગવડ હોય તે કરવું. તેમાં પહેલાં કરવાનું કહેલું છે તે ન બની શકે તો તે પછીનું કરવું એટલે કે બની શકે તો આચમનજ કરવું. આચમન ન બની શકે તો ગાયના પૂંછડાનો સ્પર્શ કરવો. તેની સગવડ ન હોય તો સૂર્યનું દર્શન કરવું, અને તે ન બની શકે તો છેવટે જમણા કાનની બુટ ખેંચવી.

अविद्यमाने पूर्वोक्ते उत्तरप्राप्तिरिष्यते ॥

પહેલું કહેલું ન બની શકે તો તે પછી કહેલું કરવું એમ કહેવાનું તાત્પર્ય છે.

न कुर्याद् दन्तसंघर्षं नात्मनो देहताडनं ।
स्वप्नाध्यापनभोज्यादि सन्ध्यायां च विवर्जयेत् ॥

દાંત કચકચાવવા નહિ, પોતાના દેહના કોઈ ભાગમાં હથેલીવડે તાડન કરવું નહિ, એટલે અવાજ નીકળે એમ મારવું નહિ.

ભણાવવું, ભોજન આદિ કરવું અને સ્વાધ્યાયનો પાઠ સૂતે સૂતે કરવાં નહિ.

संध्यायां मैथुनं चापि तथा प्रस्थानमेव च ॥

સાંજના સમયે મૈથુન એટલે સ્ત્રીનો સંભોગ ન કરવો તેમજ સાંજના સમયે પ્રવાસમાં નીકળવું નહિ.

पूर्वाह्णे तात, देवानां, मनुष्याणां च मध्यमे ।
भक्त्या तथाऽपराह्णे च कुर्वीत पितृपूजनं ॥

હે તાત! દિવસના પહેલા ભાગમાં દેવોનું પૂજન કરવું, દિવસના બીજા ભાગમાં મનુષ્યોનું (ગુરુજનોનું) પૂજન કરવું અને ત્રીજા ભાગમાં એટલે બપોર પછી પિતૃઓનું પૂજન કરવું.

शिरःस्नातश्च कुर्वीत दैवं पैत्र्यमथापि वा ।
प्राङ्मुखोदङ्मुखो वापि श्मश्रुकर्म च कारयेत् ॥

દેવોનાં તથા પિતૃઓનાં કર્મો માથે નાહીને કરવાં તેમજ તે કર્મો પૂર્વભણી વા ઉત્તરભણી મુખ રાખીને કરવાં.

એવી રીતે દાઢી મૂછ ઉતરાવવાનું કર્મ પણ વિધિપ્રમાણે કરવું

व्यंगां विवर्जयेत् कन्यामकुलां वापि रोगिणीं ।
विरूपां पिंगलां चैव वाचाटां सर्वदूषितां ॥

ઓછાં અંગવાળી, પ્રતિષ્ઠિત કુલ વિનાની, રોગવાળી, વિકૃત અંગવાળી, પીંગળા, વાચાટ અને જેણે તેણે દૂષિત કરેલી કન્યાને વરવું નહિ

अव्यंगांगीं सौम्यनाम्नीं सर्वलक्षणलक्षितां ।
तादृशीमुद्वहेत् कन्यां श्रेयकामो नरः सदा ॥

પોતાના કલ્યાણની કામના રાખનાર પુરુષે ઓછા અંગ વિનાની, સૌમ્ય નામવાળી, સર્વ શુભ લક્ષણોના લક્ષણવાળી અને પોતાની પરિસ્થિતિને અનુરૂપ કન્યાસાથેજ વિવાહ કરવાનું રાખવું

उद्वहेत् पितृमात्रोश्च सप्तमीं पंचमीं तथा ।
रक्षेद् दारान् त्यजेदीर्षा दिवा च स्वप्नमैथुने ॥

અને પિતાથી સાત પેઢી છેટી તથા માતાથી પાંચ પેઢી છેટી કન્યા સાથે વિવાહ કરવાનું રાખવું પરણેલી સ્ત્રીનું મન રક્ષણ કરવું ઈર્ષાનો ત્યાગ રાખવો અને દિવસે સ્વપ્નનો તથા મૈથુનનો ત્યાગ રાખવો

परोपतापकं कर्म जन्तुपीडां च वर्जयेत् ॥

બીજાને સંતાપ ઉપજાવનારા કર્મનો ત્યાગ રાખવો તેમજ કોઈપણ જીવજંતુને પીડા ઉપજાવનારા કર્મનો પણ સદા ત્યાગ રાખવો

ऋतुमत्या सर्ववर्णानां वर्ज्या रात्रिचतुष्टयं ।
स्त्रीजन्मपरिहाराय पंचमीमपि वर्जयेत् ।
ततः षष्ठ्यां मनेद्रात्र्यां श्रेष्ठायुग्मासु पुत्रक ॥

બધા વર્ણવાળાઓએ પોતાની ઋતુવાળી પત્નીનો ચાર રાત્રિ ત્યાગ રાખવો તેમજ પુત્રીનો જન્મ થાય એવું ન ઇચ્છનારાએ પાંચમી રાત્રિનો પણ ત્યાગ સેવવો તે પછી હે પુત્રક! બેકી રાત્રિઓમાં છઠ્ઠી રાત્રિ શ્રેષ્ઠ છે તે છઠ્ઠી રાત્રિએ પત્નીનો સમાગમ કરવાનું રાખવું.

पर्वाणि वर्जयेन्नित्यं ऋतुकालेऽपि योषित ।
तस्मान्नित्यं नरो गच्छेच्छेषयुग्मासु पुत्रक ॥

પત્નીનો ઋતુગમનના કારણે સમાગમ કરવાને દિવસે પણ જો પ્રસિદ્ધ પર્વોમાંનું કોઈ પર્વ પડતું હોય, તો તે દિવસનો પણ ત્યાગ રાખવો એવે પ્રસંગે હે પુત્રક! બાકીની બેકી રાત્રિઓમાંની કોઈ રાત્રિએ સમાગમ કરવાનું રાખવું

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद् युग्मासु पुत्रार्थी संविशेत सदा नरः ॥

બેકી રાત્રિઓમાં સમાગમ કરવાથી પુત્રો જન્મે, એકી રાત્રિઓમાં સમાગમ કરવાથી પુત્રીઓ જન્મે, માટે પુત્રની ઇચ્છાવાળા પુરુષે બેકી રાત્રિઓમાં સમાગમ કરવાનું રાખવું.

विधर्मिणोऽह्नि पूर्वाह्णे संध्याकाले च पंढका ।
क्षुरकर्मणि वान्ते च स्त्रीसंभोगे च पुत्रक ।
स्नायीत चैलवान् प्राज्ञ कटभूमिमुपेत्य च ॥

દિવસનો પહેલો ભાગ જે પૂર્વાહ્ન કહેવાય છે તે સમયમાં સંભોગ કરવાથી જન્મેલા પુત્રો વિધર્મી થાય છે.

સંધ્યાના સમયમાં સંભોગ કરવાથી જન્મેલા પુત્રો ષંઢ એટલે નપુંસક થાય છે.

એવી રીતે વાળ ઊતરાવેલી સ્થિતિમાં કે ઊલટી થયેલી સ્થિતિમાં સંભોગ કરવાથી જુદા જુદા દોષવાળા પુત્રો જન્મે છે.

માટે હે પુત્રક! પત્નીના સંભોગ સમયે ડાહ્યા પુરુષે નાહીને તથા કેડસુધી વસ્ત્ર પહેરેલી સ્થિતિમાં પત્નીસમીપ જઇને સંભોગ કરવાનું રાખવું જોઇએ.

देववेदद्विजातीनां साधुसभ्यमहात्मनां ।
गुरोः पतिव्रतानां च तथा यज्वी तपस्विनां ॥
परिवादं न कुर्वीत परिहासं च पुत्रक ।
कुर्वतामविनीतानां न श्रोतव्यं कथंचन ॥

દેવ, વેદ, બ્રાહ્મણ, સાધુ, સભ્ય, મહાત્મા, ગુરુ, પતિવ્રતા, યજ્ઞ કરનારો અને તપસ્વી એમ દશમાંના કોઇની નિંદા ન કરવી તેમજ હે પુત્રક! એ દશમાંના કોઇનો પરિહાસ ન કરવો એટલે ઠઠ્ઠામશ્કરી ન કરવાં.

અવિનયવાળા થઇને કોઈ એ દશમાંના કોઇની નિંદા કે પરિહાસ કરતા હોય તો તેમની કરેલી નિંદાને કે પરિહાસને કોઇપણ રીતે સાંભળવાં નહિ.

देवपित्र्यातिथेयाश्च क्रियाः कुर्वीत वै बुधः ।
स्वाध्यायं चापि कुर्वीत यथाशक्त्या ह्यतन्द्रितः ॥

દેવ, પિતૃઓ અને અતિથિઓના સંબંધની શાસ્ત્રે કહેલી ક્રિયાઓ બુદ્ધિમાને પ્રતિદિવસ કરવી.

તેમજ તંદ્રારહિત રહીને સ્વાધ્યાય પણ યથાશક્તિ પ્રતિદિવસ કરવાનું રાખવું.

नोत्कृष्टशयासनयोर्नापकृष्टस्य चारुहेत् ।
न चामांगल्यवेशः स्यान्न चामंगल्यवाग्भवेत् ॥

પોતાથી ઉત્કૃષ્ટ કે અપકૃષ્ટ એટલે ઉંચા કે નીચા અધિકારવાળાઓએ વાપરેલાં શય્યા કે આસન ઉપર સૂવું કે બેસવું નહિ.

વેશ તથા વાણી અમંગલ રાખવાં નહિ.

धवलांबरसंवीतः सितपुष्पविभूषितः ।
नोऽद्धूतोन्मत्तमूढैश्च नाविनीतैश्च पंडितः ।
गच्छेन् मैत्रीं न चाशीले न च चौर्यादिदूषितैः ॥

ધોળાં વસ્ત્રો પહેરવાં અને ધોળાં ફૂલોવડે શોભાવું.

પતિત, ઉન્મત્ત, મૂઢ, વિનય વિનાના શીલવિનાના અને ચોરી કરવા આદિના દોષવાળાં કર્મો કરવાવડે દૂષિત થએલાં મનુષ્યોસાથે પંડિત પુરુષે મૈત્રી ન કરવી.

न चातिव्ययशीलैश्च न लुब्धैर्नापि वैरिभिः ॥
नानृतकैस्तथा क्रूरैः सहासीत कदाचन ॥

ઘણો ખરચ કરવાની ટેવવાળા, લોભીયા, વૈરી, ખોટાબોલા અને ક્રૂર મનુષ્યો સાથે કદી બેસવું નહિ.

न बन्धकीभिर्न न्यूनैर्बन्धकीपतिभिस्तथा ।
सार्धं न बलिभिः कुर्यां न च न्यूनैर्न निन्दितैः ।
न सर्वशंकिभिर्नित्यं न च दैवपरैर्नरैः ॥

ભ્રષ્ટ સ્ત્રીઓ સાથે, પોતાનાથી ઊતરતા સાથે, ભ્રષ્ટસ્ત્રીઓના પતિઓ સાથે, પોતાથી વધારે બળવાન્ સાથે, તેમજ પોતાનાથી ઓછા બળવાળા સાથે, નિંદિત મનુષ્યો સાથે, સર્વ પ્રતિશંકાની દૃષ્ટિથી જોનારાઓ સાથે અને પુરુષકારમાં નહિ માનતાં કેવલ દૈવમાં માની રહેનારાઓ સાથે ડાહ્યા મનુષ્યે કદી મૈત્રી કરવી નહિ. (ચાણુ)

——[ * ]——

## શ્રીમન્નાથસુબોધમાલા

(પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

સંવત્ ૨૦૦૨ની આષાઢીપૂર્ણિમાના મહાપૂજનમહોત્સવનિમિત્તે )

અસાર આ સંસારમાં, સાર સચ્ચિદાનંદ,
તેમાં મનને સ્થિર કરે, છૂટે સઘળા ફંદ. ૨૨

વિરતિ ક્ષમા ઔદાર્યથી, મન રાખી ભરપૂર;
કામ ક્રોધ ને લોભથી, મન રાખો અતિ દૂર. ૨૩

જેમ શ્વાનના શબ્દથી, ડરે નહિ મૃગરાજ;
તેમ દુષ્ટના શબ્દથી, ડરે નહિ મુનિરાજ. ૨૪

ચિદ્રૂપે રે'વાય જો, કરી દૃશ્યનો બાધ;
તો દૃશ્ય સમૂલ વિલાઇને, કરશે અગમ અગાધ. ૨૫

પોતાના શુદ્ધ રૂપમાં, લેશ નહિ સંસાર,
એ સ્વરૂપમાં સ્થિર રહે, આવે ભવનો પાર. ૨૬

ચેતનથી ભિન્ન અન્યને, મિથ્યા જાણે જેહ;
રાગદ્વેષ તેના શમે, એમાં નહિ સંદેહ ૨૭

મિથ્યાવાદી જનતણો, કરવો નહિ વિશ્વાસ,
એવા જનથી સર્વદા, રહેવું અતિ ઉદાસ. ૨૮

સ્વપ્નાનો સંસાર જેમ, સાક્ષીમાં કલ્પાય,
જાગ્રતનું આ વિશ્વ-પણ, સાક્ષીમાં કરશાય. ૨૯

મનને આત્મસ્વભાવથી, રાખો મુક્ત સદાય,
રાજસતામસધર્મથી, ચલિત ન કરો જરાય. ૩૦

મિથ્યાને સત્ય જાણીને, તેની પાછળ ધાય;
તે સુખશાંતિને ખુએ, પાછળથી પસ્તાય. ૩૧

જ્યારે આસુરજનતણાં, તનમનધન ક્ષીણ થાય;
ત્યારે તેનો મદ શમી, તે શિથિલ થઈ જાય. ૩૨

અધિષ્ઠાનને નિરખતું, કરી કલ્પિતનો બાધ;
સઘળું કલ્પિત ભૂલતાં, ઉપજે સુખ અગાધ. ૩૩

સઘળાં દ્વંદ્વો બ્રહ્મમાં, જાણે કલ્પિત જેહ;
તેની સમતા સ્થિર રહે, એમાં નહિ સંદેહ. ૩૪
અદ્વૈતજ્ઞાનથી દ્વૈતનો, જ્યારે બાધ કરાય;
રાગદ્વેષ ભય શોકનો, ત્યારે ઉદય ન થાય. ૩૫
આત્માકાર મન રાખવું, એ મહાતપ લેખાય;
એ મહાતપના બલવડે, સર્વે વિઘ્ન વિલાય. ૩૬
ચિદાકાર મન રાખીને, કરી અસંગ વે'વાર;
તેજસ્વી નિર્ભય રહી, તરવો આ સંસાર. ૩૭
મન ઇંદ્રિય ને પ્રાણને, આત્માકાર રખાય;
તો જીવ આત્મસ્વરૂપ થઈ, સર્વે તાપ વિલાય. ૩૮
જેમ જાગ્રતથી સ્વપ્નનો, દૂર થાય સંસાર;
તુરીયાથી જાગ્રતતણી, સંસૃતિ શમે અસાર. ૩૯
બ્રહ્મધ્યાનામૃત ચાખતાં, જે શાંતિસુખ થાય;
તે શાંતિ સુખ રહે સદા, લેશ ન કદી વિલાય. ૪૦
અવિદ્યાને વશ વર્તતાં, જીવ ઉન્મત્ત થઈ જાય;
તે શાંતિ સુખ ખોઇને, વ્યાકુલ દુઃખીઓ થાય. ૪૧
માયાવી દુર્જનથકી, રે'વું દૂર સદાય;
એવા જનના સંગથી, સુખ ને શાંતિ પળાય. ૪૨
પામર માણસથી સદા, રહેવું અતિ ઉદાસ;
એવા જનના સંગથી, થાય સુજનને ત્રાસ. ૪૩
સ્તુતિનિંદાને સમ ગણી, રે'વું શાંત સદાય;
નિજાનંદથી ભિન્નને, સત્ય ન જોવું કદાય. ૪૪
તજ્જ્ઞ રહે જે દેશમાં, ત્યાં ન ભેદનો લેશ;
અસંગ પરમાનંદ શુચિ, અતિસુંદર એ દેશ. ૪૫
ગતને સંભારો નહિ, ન કરો ભાવિવિચાર;
વર્તમાન નિમેષને, સુખથી કરો પસાર. ૪૬
મનને જો બ્રહ્મધ્યાનથી, શુચિ સ્થિર સૂક્ષ્મ કરાય;
તો સઘળું દશ્ય લીન થઈ, પરમજ્યોતિ દરશાય. ૪૭
જગને હરિરૂપ જાણ તું, હરિને જગરૂપ જાણ;
એકજ હરિને ઓળખે, પામીશ પદ નિર્વાણ. ૪૮
જાગ્રતમાં સાવધ રહી, જોવું ચેતનરૂપ;
મિથ્યા જડને ભૂલવું, મન ઇંદ્રિય કરી ચૂપ. ૪૯
બોધવડે બાધિત થયે, આરોપિત સંસાર;
જ્ઞાનાગ્નિદગ્ધ કર્મ થઈ, જન્મ ન ફરી થનાર. ૫૦

(ચાલુ)

---*---

## शोकदर्शकसभा

તા ૧૬-૫-૪૬ રવિવારે મળેલ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈમાં શ્રીઆનંદાશ્રમના સ્વર્ગસ્થ વ્યવસ્થાપક શ્રી ત્રિભુવનભાઈના આત્મકલ્યાણાર્થે સમૂહ પ્રાર્થના કરી નીચેનો ઠરાવ આ મંડળ રજૂ કરે છે—

"આજે આ મંડળ શ્રીઆનંદાશ્રમના વ્યવસ્થાપક શ્રી. ત્રિભુવનભાઈ દવેનો સ્વર્ગવાસ થવાના દુ:ખદ સમાચાર સાંભળી પોતાની દિલગીરી જાહેર કરે છે, અને તેમના કુટુંબ પર આવી પડેલા દુ:ખ માટે પોતાની સંપૂર્ણ દિલસોજી દર્શાવે છે, તથા પરમકૃપાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે એવી પ્રાર્થના કરે છે"

લી શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈવતી
પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવના જયસદ્‌ગુરુ

——[ * ]——

શ્રી મોજીદડ-આનંદાશ્રમમાં શ્રીશંકરજયંતીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન થયું હતું તથા પૂ શંકરાચાર્યજીના જીવનપ્રસંગે પ્રવચન થયું હતું.

——[ * ]——

## संतनी निस्पृहता

[ સં શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોષી ]

સંત તુકારામજી લોહગામમાં રહેતા હતા એક વખત છત્રપતિ શિવાજીએ પોતાના ખાસ માણસોની સાથે સુવર્ણની છડી, રત્નજડિત ચામરો, ઘોડાઓ તથા અતિ મૂલ્યવાન્ જવાહિર વિગેરે મન થી તુકારામજીની સેવામાં મોકલી પ્રાર્થના કરી કે—"આપ થોડા દિવસ સત્સંગનો લાભ આપવામાટે પુના પધારવા કૃપા કરો" વિરક્તહૃદય તુકારામજીએ છત્રપતિની મોકલેલ વસ્તુનો સ્પર્શ પણ ન કર્યો, અને બધી ચીજો પાછી મોકલાવી દીધી અને નીચે પ્રમાણે પત્ર લખી છત્રપતિ શિવાજીને જવાબ આપ્યો—

પત્રમાં પ્રથમ પોતાના અંતરાત્માને સમજાવે છે કે મશાલ, છત્ર, છડી અને ઘોડાઓને લઈ મારે તેનો શો ઉપયોગ કરવાનો છે? નહિ! નહિ! એ બધી વસ્તુ મારેમાટે ઉપયોગી નથી પછી પોતાના ઇષ્ટદેવ ભગવાન્ શ્રી પંઢરીનાથની પ્રાર્થના કરે છે કે હે પ્રભો! હવે મને આપ આ મિથ્યા પ્રપંચમાં શા માટે નાંખો છો? માન અને દંભ જેનાથી ઉત્પન્ન થાય તેવું કોઈ પણ કાર્ય મારે મન તો સાન્ય છે. આપ કૃપા કરી મારા હૃદયદેશમાં પ્રગટ થાઓ! અને મને આ પ્રપંચમાંથી બચાવો!

પ્રભો! મારું ચિત્ત જે વસ્તુને ઇચ્છતું નથી, તેને જ આપ મારી પાસે મોકલો છો! મને આવીરીતે આપ શામાટે હેરાન કરો છો? દયાસાગર! હવે તો હું સંસારથી અલગ રહેવા ઇચ્છુ છું વિષયોનો સંગ જરાપણ ઇચ્છતો નથી મારા હૃદયમાં એવી ઉત્કટ ઇચ્છા થયા કરે છે કે હું એકાંતમાં રહું, કોઈ પણ મનુષ્ય સાથે કદાપણ વાતચીત કરવાનો મને પ્રસંગ ન આવે, અને સંસારના સર્વે માયિક વિષયોને વમનની સમાન સાન્ય માનું. હું તો આ પ્રમાણે જીવન જીવવા ઇચ્છું છું, પરંતુ હે નાથ!

મારું જીવન કેવા પ્રકારનું રાખવું તે આપના હાથમાં છે. હે પરમાત્મન્! મારી શું ઇચ્છા છે તે આપ જાણો છો; પરંતુ આપ જાણી જોઈને એ વાત ભૂલી જાઓ છો. આપને એ વાતની ખાસ ટેવ પડી ગઈ છે કે જેઓ આપને ચાહે છે, તેની પાસે આપ એવી એવી સંસારની વસ્તુઓ લાવી મૂકો છો; કે જેથી આપનું ભજન કરનાર તે માયિક વિષયોમાં ફસાઇ જઇ આપને ભૂલી જાય. પરંતુ હે નાથ! તુકાએ તો આપનાં ચરણને એવા જોરથી પકડી લીધાં છે કે હું જોઉં તો ખરો કે આપ તેને કેવી રીતે છોડાવી શકો છો?

ભગવાનની પાસે આટલી પ્રાર્થના કરી. હવે તુકારામજી છત્રપતિ શિવાજીને જણાવે છે.

કીડી અને સમ્રાટ્ મહારાજા એ બંને મારે મન સમાન છે. મોહ અને આશા એ તો કલિકાલની ફાંસીઓ છે; અને હું તેનાથી છૂટી ગયો છું. મારે માટે હવે સુવર્ણ અને મૃત્તિકા એ બંને પદાર્થો સમાન છે. ઘેર બેઠાં સારો વૈકુંઠલોક મને પ્રાપ્ત થઇ ગયો છે, હવે મારે કઈ વસ્તુની ખામી રહી?

હું તો ત્રણે લોકના બધા વૈભવનો સ્વામી છું. મારા નાથ પરમકૃપાળુ પરમેશ્વર મને પ્રાપ્ત થઇ ગયા છે, હવે મારે બીજી શું વસ્તુ જોઇએ? ત્રિભુવનનું બધું બલ મારી અંદર આવી ગયું છે, હવે જગત્ ઉપરની બધી સત્તા એ મારીજ સત્તા છે. આથી વધારે તમે મને શું આપી શકો તેમ છો? હું તો વિઠ્ઠલનાથને ઇચ્છું છું. છતાં તમે ઉદાર રાજા છો. ચકમકનો પત્થર આપી પારસમણિ લઇ લેવાની ઇચ્છા રાખો છો. આપણ પણ આપી દેવામાં આવે તોપણ ભગવાનની સાથે થએલ એક વાતચીતની બરોબરી કરી શકે તેમ નથી. ધન શા માટે મોકલાવો છો? ધન તો તુકાને મન ગોમાંસ સમાન છે.

જો કંઇ દેવાનીજ ઇચ્છા હોય તો બસ આટલું આપો કે મુખથી વિઠ્ઠલ વિઠ્ઠલનું રટણ કરો, ગળામાં તુલસીની માળા પહેરો, એકાદશીનું વ્રત કરો અને પ્રભુના દાસ કહેવડાવો. બસ તુકાને આથી પૂર્ણ સંતોષ થશે.

મોટ મોટા પર્વતો સોનાના બનાવી શકાય, વનનાં તમામ વૃક્ષો કલ્પતરુ બનાવી શકાય, નદીઓ અને સમુદ્રને અમૃતથી ભરી શકાય, મૃત્યુને રોકી શકાય, બીજી પણ અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય; પરંતુ પ્રભુનાં ચરણનો પ્રેમ પ્રાપ્ત કરવો એ બહુજ દુર્લભ વસ્તુ છે. આ સર્વ સિદ્ધિઓથી પણ પ્રભુનાં ચરણનો લાભ મળી શકતો નથી. શ્રી વિઠ્ઠલના આવા પરમ દુર્લભ, પરમ પાવન અને પરમાનંદ આપવાવાળા શ્રી ચરણકમલ મને મારા મહાન્ ભાગ્યના પ્રતાપથી પ્રાપ્ત થઇ ગયાં છે, તેની સામે હવે હું આ મશાલો, છડીઓ, છત્ર અને ઘોડાઓને મારા હૃદયમાં ક્યાં જગ્યા આપું?

તમે મોટા મોટા બલવાન્ પુરુષોને પોતાના મિત્ર બનાવ્યા છે, પરંતુ યાદ રાખજો કે અન્ત સમયે એ કોઇ કામ નહિ આવે, માટે રામનામનું ચિંતન કરો. રામરૂપ ઉત્તમ વસ્તુને પોતાની અંદર ભરી લો. આ વિશાલ પરિવાર, લોક, ધન, સંપત્તિ અને મહાન્ સૈન્ય અંત સમયે કંઇપણ કામ આવશે નહિ. જ્યાંસુધી કાલ મસ્તક ઉપર સવાર નથી થયો ત્યાંસુધી આપનું આ બલ ઉપયોગી છે. તુકા આદેશ આપે છે કે પ્રિય! લક્ષ ચોરાશીના ચક્કરમાંથી બચી જાઓ!!

———[ * ]———

**બહામ તથા માંડવીના ખમણનો સંચો ૧ કિં. રૂા. ૨૮)નો શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી જોરાવરનગરવાળા તરફથી પૂજ્યપાદશ્રીને ભેટ મળ્યો છે.**

# निर्मळता

(પત્ર)

[ લે:—કુમારી નિર્મળાદેવી ]

**નિર્મળ, હૃદયે, પ્રભુપ્રેમની જોગણુ, મારી વ્હેની!**

બ્રહ્માથી કીટપર્યંત પ્રત્યેક પ્રાણીની પ્રત્યેક પ્રવૃત્તિ શાંતિ અને સુખ માટેજ હોય છે. સાચું સુખ, સાચી શાંતિ ત્યારેજ ઝગઝળે કે જ્યારે હૃદયમાં નિર્મળતત્ત્વની રસજ્યોત ઝગઝળે! નિર્મળતત્ત્વની રસજ્યોત ત્યારેજ ઝગઝળે કે જ્યારે ભગવદ્‌ભાષિત (શ્રી ભગવદ્‌ગીતા અ. ૧૬. શ્લો. ૧–૨–૩) દૈવી ગુણરત્નો ઝગઝળે! દૈવી ગુણરત્નો ત્યારેજ ઝગઝળે કે જ્યારે હૃદયમાં નિર્મળતા ઝગઝળે!

જ્યાં નિર્મળતા નહિ ત્યાં સંયમશીલતા નહિ, સુશીલતા નહિ, સુકોમળતા નહિ.
જ્યાં નિર્મળતા નહિ ત્યાં સરળતા નહિ, સજ્જનતા નહિ, સાધુતા નહિ.
જ્યાં નિર્મળતા નહિ ત્યાં ચિંતના નહિ, તન્મયતા નહિ, શાંતિ નહિ.
જ્યાં નિર્મળતા નહિ ત્યાં આત્મેચ્છા નહિ, જીવનકળા નહિ, સલ્લક્ષ્મી નહિ.
જ્યાં નિર્મળતા નહિ ત્યાં વિરક્તિ નહિ, આત્માનુરક્તિ નહિ, સ્વાનુભૂતિ નહિ.
જ્યાં નિર્મળતા નહિ ત્યાં સદ્‌વ્યવહાર નહિ, સત્યપ્રેમ નહિ, ક્ષેમ નહિ.

નિર્મળતા એજ બધા સદ્‌ગુણોની ખાણ છે. નિર્મળતા એજ પરમપદે પહોંચાડનાર પ્રભુતાના પંથ છે.

નિર્મળ હૃદયમાંજ પ્રભુનું નિર્મળ રસસ્વરૂપ બિરાજે છે.
માટે ઓ મારી હૃદયમૂર્તિ! આત્મભગિનિ!
નિર્મળતાજ તું વિચારોમા ભર!
નિર્મળતાજ જીવનમાં તું દાખવ!
નિર્મળતાજ સત્કાર્યમાં પ્રકટાવ!
અને નિર્મળ જ્યોત બનીનેજ પ્રભુતાના પથ ઉજાળ!
કર આત્મકલ્યાણ! કર જગનાં અંધાર અને બન ધન્યજીવન!
પ્રભુ ત્હારૂં ક્ષેમ કરો!
સદા સર્વદા ક્ષેમ! ક્ષેમ!
લિ. ત્હારી "નિર્મળ" ના આત્મપ્રેમ જય સચ્ચિદાનંદ.

——[ * ]——

॥ ॐ ॥

## आश्वासन-पत्र

કુતિયાણા વૈ. વ. ૫–૨૦૦૨/મંગળ.

ભાઈશ્રી બાણુભાઈ,

તમારૂ એક પત્ર રાજકોટથી દયાળભાઈપર જૂનાગઢ થઈ અહીં મળ્યું હતું તે દ્વારા જ્ઞાત થયેલું કે તમારા પિતાશ્રી આટલા બીમાર છે. ત્યાં તો આજ સવારે તમારૂં બીજું પત્ર બીલખાથી મળ્યુ અને તમારા પિતાના અવસાનના ખેદજનક સમાચાર

જાણી અમો સૌને બહુજ લાગી આવ્યું. આ ખબર અહીં બન્ને બહેનોના ઘરમાં પણ વાંચી સંભળાવ્યા-ઇશ્વરભાઈ આદિ શિષ્યોને મોકલ્યા.

આવા અશુભ પ્રસંગથી તમો સૌને ઘણુંજ થાય એ સહજ ને સ્વાભાવિક છે. તમારા પિતા તમારું શિરછત્ર હતા અને તેમની અંતિમસેવા કરી તમે યથાશક્ય પિતૃઋણ અદા કર્યું છે.

તમારાં માતુને અતિ આઘાત લાગ્યો હશે. તેમને અમારાતરફથી, બન્ને બહેનોતરફથી અને અહીંના અન્ય સ્નેહીઓતરફથી આશ્વાસન આપશો. તેમને શાંતિ રહે તેવું કરશો.

તમારા સદ્‌ગત પિતાનું સ્મરણ થાય છે તેની સાથે આપણા નાથના જીવનકાલના એ સુભગ દિવસો સાંભરી આવે છે. જ્યાં જ્યાં સદ્‌ગુરુદેવ બિરાજતા હોય ત્યાં ત્યાં ત્રિભુવનભાઈ હોય જ.

સદ્‌ગુરુશ્રીના જીવનકાલમાં તેમણે તેઓશ્રીની સુંદર સેવા બજાવેલી. નિજમંદિરમાં બેઠા હોયએ ત્યારે "જાઓ ત્રિભુવનને બોલાવો" એ સુમધુર શબ્દો નાથપ્રભુના સુખ-કમલમાંથી નીકળે.

તેઓશ્રીના સ્વરૂપાવસ્થાન પછી અમો જ્યારે જ્યારે ખીલખા આવતા ત્યારે ત્યારે ત્રિભુવનભાઈપાસેથી પ્રભુજીવનનાં સુંદર સંસ્મરણો સાંભળી આનંદપ્રવાહમાં તણાતા અને વારંવાર એ સંસ્મરણો સાંભળવા ઉત્સુક રહેતા. કૃપાનાથના જીવનની અડોઅડ રહેનાર એક સુસેવક આજે સ્વર્ગે સીધાવે છે એ જાણતાં અતિ ખેદ થાય છે.

તમારા પિતાશ્રીની બેઠકનું સ્થાન સૂનું જણાતું હશે. આનંદાશ્રમ-ખીલખાને **પોતાનું ઘર** બનાવી ચાર દાયકાસુધી **એકનિષ્ઠ** સેવક રહ્યા. તેમના જીવનનો મુંગો સેવકભાવ કોણ ભૂલશે? સેવકને શોભાવે એવી ઉચ્ચ **પ્રામાણિકતા** અને કાર્યરતતાએ કૃપાનાથની દયાદૃષ્ટિ મેળવી હતી. આનંદાશ્રમના નાના મોટા સૌ શિષ્યો આનંદાશ્રમના **વ્યવસ્થાપકને** નહિ ભૂલે.

તેમના અવસાનથી તમો સૌએ જેમ પિતાનું શિરછત્ર ગુમાવ્યું છે તેમ આનંદાશ્રમે જૂના-વયોવૃદ્ધ અને સેવાપરાયણ વ્યવસ્થાપક ગુમાવ્યા છે.

તેમને જ્યાં હોય ત્યાં સુખ ને શાંતિ મળો એવી પ્રભુને વિનમ્ર પ્રાર્થના છે. અંતર્યામીરૂપે રહેલા આપણા સદ્‌ગુરુદેવ તેમના જીવાત્માને અખૂટ સુખમયસ્થાન અર્પે! તમો સૌને આ દુઃખદ પ્રસંગની વિષમતા સહન કરવાનું આંતરબલ બક્ષો અને તમારા સૌનું શુભ કરો!

ભાઈ, તમો સમજુ છો. પિતાએ તમને અતિ લાડમાં ઉછેર્યા છે. તે તમારા પિતૃદેવભક્તીનું તમારું પુત્રકર્તવ્ય હવે બાકી રહે છે. તમારાં માતુની સેવા કરશો. તેમને જરાપણ ઓછું ન આવવા દેશો. ખીલખા આપણા પરમ પિતાનું સ્થાન છે એવું હૃદયપૂર્વક સમજી તે સાથેનો સંબંધ વધારે ઘનિષ્ટ કરશો-તેમાંજ તમારા પિતાને વધારે શાંતિ છે. તેઓ ગયા છે પણ તમને નાથની દયામય મૂર્તિના સ્નેહપૂર્ણ ઔદાર્યનો સુંદર પાઠ પ્રબોધતા ગયા છે, એ કદી ના ભૂલશો-એમાંજ તમારા સૌનું કલ્યાણ છે.

લિ. કરણસિંહજી તથા દયાળસિંહના આશિષ

---:o:---

## श्रीआषाढी गुरुपूर्णिमा महापूजन महोत्सव समारंभ

(સ્થળ —શ્રીઆનંદાશ્રમ-નવાગામ)

આવતી આષાઢી શ્રીગુરુપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ આ વેળા આષાઢ સુદિ ૧૫ રવિવાર તથા આષાઢ વદિ ૧ સોમવાર એમ બે દિવસનો રહેશે. તેનું સમયપત્રક નીચે પ્રમાણે —

**આષાઢ સુદિ ૧૫ રવિવારનું સમયપત્રકઃ—**

સવારના ૬ ઉત્થાન—શૌચ.

૬ થી ૬૧ મુખશુદ્ધિ ઇત્યાદિ

૬૧ થી ૭ પ્રાતઃસ્મરણસ્તોત્રો—સમૂહ પ્રાર્થના આદિ

૭ થી ૯ પ્રાતઃસ્નાન સંધ્યાદિ નિત્યકર્મ.

૯ થી ૯૧ મહાપૂજન તૈયારી

૯૧ થી ૧૨૧ શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૯મા અંકનું તથા શ્રીનાથસુબોધમાળાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં વંદન

૧૨૧ થી ૫૧ માધ્યાહ્નસ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ

સાંજના

૫૧ થી ૭ વ્યાખ્યાન ને શ્રીઉપદેશગ્રંથાવલિ તથા નાથસુબોધમાળાનું વાચન.

૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ.

૧૦ થી ૧૧ ભજન ધૂન આદિ

**આષાઢ વદિ ૧ સોમવાર**

સવારના ૯ થી ૧૨૧ વ્યાખ્યાન પ્રવચન, સંયમ જપ ધારણા ધ્યાન આદિ.

બાકીનો ક્રમ સુદિ ૧૫ રવિવાર મુજબ રહેશે

આવશ્યક નોંધ—પ્રત્યેક બંધુઓએ આવવાના સમયના તથા પોતે કેટલા દિવસ રહેશે તેના ખબર આષાઢ સુદિ ૧૧ સુધીમાં આનંદાશ્રમમાં અવશ્ય આપવા જોઇએ. જેમના તરફથી ખબર નહિ મળે તેમને માટે તૈયારી કરવાની જોખમદારી વ્યવસ્થાપક પર રહેશે નહિ. પત્રમાં આવનાર માણસની સંખ્યા પણ અવશ્ય જણાવવી જોઇએ.

---

॥ ॐ ॥

## महोत्सवपर आनंदाश्रममां आवनार सज्जनोना कर्तव्यविषे

પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞાનુસાર જે કેટલીક સૂચનાઓ મહોત્સવસમયે સંભળાવવામાં આવે છે તેને લગતી નોંધ પ્રથમથીજ સૌના ખ્યાલમાં રહેવામાટે આ નીચે આપી છે—

૧ આવનાર સૌએ સમયપત્રકને અનુસરીને વર્તવા પ્રયત્નશીલ રહેવું જોઇએ

૨ દેહધર્મસિવાય બાકીનો બધો સમય બને ત્યાંસુધી પરમાર્થકાર્યમાં વ્યતીત થાય તેની સંભાળ રહેવી જોઇએ

૩ મહાપૂજન તથા શ્રવણાદિમાટેના સમયઉપરાંતનો અન્ય સમય બ્રહ્મવિચાર, ધ્યાન, જપ, શાસ્ત્રવાચન, પરસ્પર સત્સંગ કે ભજનકીર્તનમાં વ્યતીત થવો જોઇએ. નકામી વ્યવહારવાર્તા આનંદાશ્રમમાં ન ઘટે.

૪ "શ્રીગુરુસેવારૂપ મારું કર્તવ્ય સમજીને મહોત્સવના કાર્યમાં ઉત્સાહથી ભાગ લઈ હું બનતી સેવા કરીને પુણ્ય સંપાદન કરું" એવી પરમાર્થભાવના તદનુસાર વર્તન આવનાર બંધુઓમાં યથાશક્તિ રહેવાં જોઇએ

૫ પૂજાનાં વાસણ, પૂજાનું આસન, ગૌમુખી-માળા, ભસ્મની ડાબલી ને પૂજાની અન્ય સામગ્રી, લોટો, પ્યાલો તથા ઓઢવાનું સાધન એ અવશ્ય સાથે લાવવાં જોઇએ

૬ મહાપૂજનવેળા તથા અન્ય સમયે—હાલતાં ચાલતાં પણ અને જ્યારે જ્યારે અવકાશ હોય ત્યારે ત્યારે દીક્ષિતમંત્રનો જપ ચાલુ રાખવામાટે આપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ.

૭ આનંદાશ્રમમાં શાંતિ રક્ષાય તેને માટે પ્રત્યેક સજ્જને સંભાળ રાખવી જોઇએ. બાળકો તોફાન કે કોલાહલ ન કરે, અથવા કોઈ ચીજ બગાડે નહિ તેવી કાળજી રાખવી તે બાળકોને સાથે લાવનારનું કર્તવ્ય છે.

૮ ભોજનવેળા સૌ ભૂદેવોએ (બ્રાહ્મણોએ) રેશમી મુગટો, કંતાન, (શણીઉં,) કે ધાબળી પહેરીને ભોજન કરવા બેસવું જોઇએ. સુતરાઉ વસ્ત્ર તે સમયે ન પહેરવું જોઇએ.

તેમણે માધ્યાહ્ન સ્નાનસંધ્યા કરીને ભોજન કરવા બેસવું જોઇએ. (સ્નાનમાટે ઉષ્ણજળ તૈયાર રહેશે.) બ્રાહ્મણ વિદ્યાર્થીઓએ અને મુખ્ય પંક્તિમાં બેસનાર બાળકોએ પણ ભોજનવેળા સુતરાઉ વસ્ત્ર ન પહેરવું જોઇએ.

જે ભૂદેવ ભોજનવેળા સુતરાઉ વસ્ત્ર પહેરીને આવશે તેમને દરવાજાપર અટકવું પડશે. તેમનાથી બ્રાહ્મણોની મુખ્ય પંક્તિમાં ભોજન કરવા નહિ બેસી શકાય. બ્રાહ્મણોની મુખ્ય પંક્તિમાં ભોજન કરવા બેસવાનો જેમને વ્યવહાર ન હોય તેવા ભૂદેવોએ પોતે પોતાથીજ જૂદી પંક્તિમાં બેસવાનું રાખવું જોઇએ.

૯ મહોત્સવવેળા પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કરીને તથા તેઓશ્રીના ઉપદેશનું શ્રવણમનન કરીને ઉત્તમોત્તમ પ્રેરણાઓ ને પવિત્ર વિચારો પ્રાપ્ત કરવાનો જેમ આપણો હેતુ છે તેમ પવિત્ર આચારનું ગ્રહણ કરી તેનું પાલન કરવાનો પણ આપણો હેતુ છે એ વાત આપણા ખ્યાલમાં રહેવી જોઇએ.

જેમ ભૂદેવોએ તેમ ક્ષત્રિયવૈશ્ય બંધુઓએ પણ એ વાત લક્ષમાં રાખવી જોઇએ. તેમણે પણ ભોજનવેળા પહેરણ કે ગંજીફરાક ન પહેરવું જોઇએ.

૧૦ શૂદ્રબંધુઓએ પણ બને તેટલી પવિત્રતા પાળવી જોઇએ.

૧૧ ઉત્સવમાં ભાગ લેવા આવનાર બાઇઓ બહેનોએ પણ ઉપરની બાબતોનું બની શક્યા પ્રમાણે પાલન કરવું જોઇએ.

૧૨ પૂજ્યપાદશ્રીના સમયથી ચાલ્યા આવતા, આનંદાશ્રમમાં નિવાસ કરનાર સજ્જનોએ પાળવાના નિયમો, જે પૂજ્યપાદશ્રીની આજ્ઞારૂપ ગણાય તે પાળવામાટે આગ્રહ સેવવો એ આપણા સૌનું કર્તવ્ય છે.

સૌએ પાગરણનો ઉપયોગ તે બગડે નહિ તેની સંભાળ રાખીને કરવો જોઇએ. જતી વેળા પાગરણ, વાસણ, તાળું વગેરે લીધેલો સામાન પાછો સોંપીને જવું જોઇએ.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-નવાગામ**

—[ * ]—

## શોકસભા

શ્રી મુંબઈમાં "શ્રીમન્નાથ સત્સંગ મંડળ" તરફથી શ્રી આનંદાશ્રમના વ્યવસ્થાપક કૈલાસવાસી શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવેના ખેદજનક અવસાનમાટે શોક દર્શાવવા એક સભા વનિતાવિશ્રામના હોલમાં સં. ૨૦૦૨ના વૈ. વ. ૧૦ રવિવારે શ્રીયુત્ હરજીવન કેશવજી શાહના પ્રમુખપદે મળી હતી. શ્રી. ના. સ. મંડળના સભ્યો ઉપરાંત અન્ય જિજ્ઞાસુઓ તથા સદ્ગતના જ્ઞાતિબંધુઓની હાજરી પણ સભામાં જણાતી હતી. આ સભાએ નીચે મુજબ ઠરાવ પસાર કર્યો હતો.

ઠરાવ —

આ મંડળ શ્રી ત્રિભુવનભાઈના ખેદજનક અવસાન માટે સંવેદના વ્યક્ત કરે છે, અને તેમના કુટુંબ ઉપર આવેલ દુ:ખમાં ભાગ લીએ છે. આનંદાશ્રમ મંડળને એક સંપૂર્ણ કાર્યદક્ષ ને સ્વધર્માભિમાની વ્યવસ્થાપકની ખોટ પડી છે. કૃપાળુ શ્રીમદ્સદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને અખંડ શાંતિ અર્પે એવી પ્રાર્થના કરે છે

લિ શ્રીમન્નાથસત્સંગમંડળ—મુંબઈ.

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

(વૈશાખ માસ)

**મહાપૂજન.**—ગત વૈશાખ સુદિ ૫ને સોમવારે શ્રીમચ્છંકરાચાર્યભગવાનની જયન્તીનિમિત્તે પ્રભુશ્રીનું મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને યથાવિધિ કર્યું હતું.

**રુદ્રાભિષેક**—શ્રીમતી પ્રેમબાઈ રામજી-કરાચી

**મુખ્યભેટ**—રૂ. ૧૫-૦-૦ શ્રી મોરારજી છગનલાલ-કરાચી રૂ. ૨૦-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાચી રૂ ૧૫-૦-૦ શ્રી હરિલાલ હરકીસનદાસ-મુંબઈ રૂ. ૩૫-૦-૦ શ્રી મન્વતરાય કરશનજી ઓઝા-નાગપુર. રૂ ૧૨૨-૨-૩ સોનાનું છત્ર ૧ પોરબંદરવાળા બેન રતિકુંવર બેન તરફથી શ્રી. આણંદલાલ ગોવિંદજી મારફત, પૂ કૃપાનાથને ધરાયેલ તેનું વેચાણ કરતાં તોલો ૧ાના શ્રી પોપટલાલ તારાચંદ વકીલ મારફત જમા આવ્યા તે.

**ભોજન**—રૂ ૧૧-૦-૦ શ્રી વિઠ્ઠલરાય વ્યાસ, શાન્તાક્રુઝ

**થાળ**—રૂ ૨-૮-૦ શ્રીમતી પ્રેમબાઈ રામજી-કરાચી. ૨ થાળ રૂ ૬-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી ૫ થાળ રૂ ૨-૮-૦ શકરલાલ મોહનલાલ-જામજોધપુર. ૨ થાળ રૂ. ૫-૦-૦ સ્વ ગંગાબેનના આત્મકલ્યાણાર્થે-લીંબુડા રૂ. ૧-૪-૦ પુરુષોત્તમ રામજી-જૂનાગઢ રૂ ૧-૪-૦ મચીબાઈ માવજી-કરાચી. ૧-૪-૦ રવિશંકર ભવાનીશંકર-પોરબંદર રૂ. ૧-૪-૦ બેન પ્રાણકુંવર ચકુભાઈ-રાજકોટ રૂ. ૧-૪-૦ દવે કાનજી પુરુષોત્તમ-વણથલી. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી-બીલખા રૂ ૧-૪-૦ વિઠ્ઠલદાસ રામજી-કુંડલા. રૂ ૨-૮-૦ શ્રી મન્વંતરાય કરશનજી ઓઝા-નાગપુર રૂ. ૫-૦-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટની પુત્રી બેન શાંતાના લગ્ન પ્રસંગે થાળના-ભાવનગર.

**અખંડદીપક**—રૂ ૦-૪-૦ શ્રી શંકરલાલ મોહનલાલ-જામજોધપુર રૂ ૦-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી. રૂ ૦-૮-૦ શ્રી. ધીરજસિંહ ભવાનસિંહ-સચીન. રૂ. ૧-૪-૦ મચીબાઈ માવજી-કરાચી રૂ ૦-૪-૦ રવિશંકર ભવાનીશંકર-પોરબંદર. રૂ ૨-૪-૦ દેવશંકર ભાઈ-કુંડલા રૂ ૦-૧૨-૦ સૌ. રમાગૌરી મન્વતરાય ઓઝા-નાગપુર રૂ. ૧-૦-૦ ખેંગારસિંહ રંગતાયસિંહ

——[ * ]——

## विज्ञप्ति

**આગામી આષાઢ સુદિ ૧૫ વ્યાસ પૂર્ણિમા તા. ૧૪મી જુલાઈ-૧૯૪૬ રવિવાર સવારના સ્ટા. ટા ૧૦ાથી ૧૧ા વાગે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન માધવભવન, કાંદાવાડીમાં થશે**

લિ આનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈ.

——[ * ]——